

સ્વામીજીના પરમભક્ત સ્વ. શેઠશ્રી મંછારામ મકનજી

# પ્રસ્તાવના



મહાત્માઓનાં ચરિત્રો અદ્ભુતજ હોય છે. આ-જન્મ-બીજ તેમના જીવનમાં કંઇ કંઇ ગુઢ રહસ્યો અને દૈવી સંકેતોના ચમત્કારોની પરંપરા જણાઇ આવે છે. એ ચમત્કારો સાંકેતિક હોય છે અને ભવિષ્યજીવનની આગાહીઓ છે. મહાત્માજીવનના એ અગમ્ય પ્રસંગો છે.

શ્રી વિદ્યાનંદજી મહારાજનો પુર્વાશ્રમ (એ મુરારીશર્માના) અનેક દૃઢ સંકલ્પો, આકરા જીવન કસોટીના ભવ્ય પ્રસંગો, અને દૈવી સંકેતોથી અલંકૃત છે. સ્વામી વિદ્યાનંદજીનું જીવન અનેક ગૃઢ સંકલનાઓથી ભરપૂર છે

બનારસના પવિત્ર પ્રદેશની ભીતરમાં આજમગઢ નગરથી ૬ ગાઉ દૂર મહાદેવપુરા ગામ છે ગામમાં મુખ્ય વસ્તિ બ્રાહ્મણોની છે. અને તે મુરારી શર્માના પૂર્વજોએ વસાવેલુ ગામ છે. મુરારી શર્માના પિતામહ શ્રી મદાફળ ત્રિપાઠી એક મહાન ધર્મોપદેશક અને પ્રખર પંડિત તરીકે વિખ્યાત હતા, તેમના વંશજો આજ પણ "પીંડીના ત્રિપાઠી" એવી સંજ્ઞાથી પ્રસિદ્ધ છે.

સદાફળ ત્રિપાઠીને ત્રણ પુત્રો હતા. ૧ પંડિત બળદેવ ત્રિપાઠી, ૨ પંડિત મધુસૂદન ત્રિપાઠી તથા ૩ પંડિત બદરીનાથ ત્રિપાઠી. તેમાં પંડિત બળદેવ ત્રિપાઠી જ્યેષ્ટ હતા. તેઓ પ્રખર વિદ્યાવ્યાસંગી હતા તેમજ વ્યાયામ વિશારદ હતા. તેમનુ લગ્ન ગડોલી ગામના પંડિત રામેશ્વર શુકલની પુત્રી કુલાદેવી સાથે થયુ.

પંડિત બળદેવ ત્રિપાઠીને છ સંતાનો થયા; પરંતુ એક પણ હયાત ન રહ્યુ. છેવટે સાતમા સંતાન સમયે તેમણે તેમની પત્ની કુલાદેવીને પોતાને ઘેર ન રાખતા ગડોલી–પિતાને ઘેર વિદાય કર્યો. ત્યા તેમને પુત્ર (મુરારી શર્મા) પ્રસવ્યો તેજ સ્વામી વિદ્યાનંદજી. તેમનો જન્મ સંવત ૧૯૫૦ ના આસો સુદ સાતમને દિવસે થયો હતો એ પ્રમાણે મુરારી શર્મા (સ્વામીજી)નો જન્મ મામાને ઘેર થયો અને ત્યાજ તેમણે બાલ્યવયનાં કેટલાક વર્ષો ગાળ્યા અને નામ કરણ વિધિ કરી તેમનું નામ મુરારી શર્મા રાખવામાં આવ્યુ. મુરારી શર્માના મામા ઘણા સંત પ્રેમી હતા એટલે તેમને ત્યા વારંવાર સંતો–મહાત્માઓ આવતા હતા. જેમના સંસ્કાર મુરારી શર્મા ઉપર પરોક્ષ રીતે પણ પડતા હતા. મુરારી શર્માના પિતા પણ પરમ ધાર્મિક હતા અને ભગવાન મુરલીધરના પરમ ભક્ત હતા, અને નિયમિત ગીતા–અધ્યયન કરતા હતા.

ગડોલી ગામની સમીપમાં ગોપાળપુર ગામની શાળામાં સ્વામીજીએ પ્રાથમિક શિક્ષણ શરૂ કર્યુ અને સાથે સાથેજ સંસ્કૃત શિક્ષણ પણ સંસ્કૃત શાળામા લેવા માંડયુ.

સ્વામીજીની બાલ્યાવસ્થામાંની સામુદ્રિક લક્ષણોથી ભવિષ્ય કથન હતું કે આ બાળક એક સમર્થ ત્યાગી થશે.

આઠ વર્ષ સુધી મોસાને ઘેરજ રહી ત્યાં ઉપનયન સંસ્કાર પામી મુરારી શર્મા પોતાને ઘેર આવ્યો. પરંતુ થોડાજ દિવસોમાં માતા કુલાદેવી સખ્ત મંદવાડમાં ઝડપાઇ ગયાં અને તેમનો દેહાંત થઇ ગયો. દેહાંતકાળ પહેલાં માતા કુલાદેવીએ મુરારી શર્માને શ્રી કૃષ્ણની છબી લઇ સામે ઉભા રહેવા જણાવ્યુ. મુરારી શર્મા છબી લઇ માતાની સન્મુખ ઉભા રહ્યા એટલે તુરતજ કુલાદેવી માતાએ દેહ છોડયો. શ્રી કૃષ્ણને મુરારી શર્માની જીંદગી સોપી માતાએ સંસાર-માંથી વિદાય લીધી.

માતાના મરણ પછી એકજ વર્ષમાં હૃદયરોગની બિમારીથી પિતાજી પણ સ્વર્ગે ગયા. આમ એકજ વર્ષના અંતરે મુરારી શર્માને મૂકી માતા તથા પિતા બન્ને મૃત્યુને શરણ પામ્યાં. પરંતુ માતાપિતાએ મુરારી શર્માને અલૌકિક વારસો આપતાં ગયાં. માતાએ કૃષ્ણની છબી આપી અને પિતાએ મરતાં અગાઉ "શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે હે નાથ નારાયણ વાસુદેવ" એ મહામંત્ર મુરારી શર્માના બાળક હૃદયમાં મૂકયો.

આમ એકલા પડેલા મુરારી શર્માને પાછા મામાને ઘેર ગડોલી જવું પડયું. ત્યા તેમણે હવે વિદ્યાભ્યાસ શરૂ કર્યો. તે પછી કેટલાક વર્ષ બાદ મુરારી શર્મા કાકાને ઘેર આવ્યા. મુરારી શર્માના કાકા એક પંડિત અને વિદ્વાન

સજ્જન હતા. તેમણે મુરારી શર્મામાં રહેલી શક્તિ જોઈ. મુરારી શર્માએ પોતાની વિદ્યા અને સદ્‌ગુણોથી કાકા ઉપર અનેરી પ્રતિભા પાડી, અને એ પ્રતિભાને બળે કાકાની સાથે શ્રી કાશીવિશ્વનાથનાં દર્શન કરવાનો મોકો મળ્યો. કાશી-વિશ્વનાથનાં દર્શનથી મુરારી શર્મા ખૂબ પ્રસન્નચિત્ત થયા. અને કાશીવિશ્વનાથનાં દર્શન ભક્તિમાં ચિત્ત લગાળ્યુ અને મુરારી શર્માએ સંસ્કૃત તથા અંગ્રેજીનો અભ્યાસ કર્યો. જો કે અંગ્રેજીનો અભ્યાસ મુરારી શર્માની ચિત્તવૃત્તિને રૂચિકર ન હતો. તેથી છેવટે એ અભ્યાસને તિલાંજલી આપી. સઘળો સમય અધ્યયન અને પુજન ભક્તિમાં ગાળવા લાગ્યા. દરમ્યાન તેમણે ૨૪ લાખ ગાયત્રી મંત્રનુ પુરશ્ચરણ પૂર્ણ કર્યું.

મુરારી શર્માના કાકા પ્રખર કિર્તનકાર હતા. તેમનં કિર્તન મુરારી શર્મા ખુબ ભાવથી શ્રવણ કરતા. તે કિર્તનો માંથીજ તેમણે વૃંદાવન–ગોપી–કૃષ્ણરાસલીલા વિગેરે અનેક વર્ણનો અને પ્રસંગો સાંભળ્યા. સાભળ્યા એટલા મનન કર્યા અને તેમ થતાં જાણે અભિજ્ઞાન થયુ હોય તેમ કૃષ્ણ–ગોપી વૃંદાવન જોવાની હૃદયભાવના ઉત્કટ બની. એ ભાવના બળે ઘરનો ત્યાગ કરી મુરારી શર્મા કૃષ્ણની શોધમાં ચાલ્યા. અને ગોવિંદમઠવાળા મહાનિર્વાણી અખાડાના આચાર્ય મહામંડળેશ્વર શ્રી સ્વામી ગોવિન્દાનંદજી પાસેથી સંન્યસ્ત દિક્ષા લીધી. અને વિદ્યાનંદજી નામ ધારણ કર્યું આ વખતે સ્વામીજીની ઉંમર ૧૮ વર્ષની હતી.

આ પછી સ્વામી વિદ્યાનંદજીએ તિર્થાટન શરૂ કર્યું અને પ્રથમ હિમાલયની યાત્રા શરૂ કરી. હરદ્વાર જઈ

ત્યાંના મહાનિર્વાણ અખાડાના ઘંટાકોઠી નામના આશ્રમમાં રહી ત્યાંજ ચાલતા નિર્વાણ વેદ વિદ્યાલયમાં શાસ્ત્રાધ્યયન કરી અભુતપૂર્વ શાસ્ત્રીય યોગ્યતા સંપાદન કરી. વિદ્યાલયના નિવૃત્ત સમય દરમ્યાન તેમણે પર્વતીય મહાત્માઓ પાસેથી યોગાનુષ્ઠાન ઇત્યાદિ અનેક વિદ્યાઓ મેળવી લીધી.

અહીં નિર્વાણ વેદ વિદ્યાલયમાં ભણનાર વિદ્યાર્થીઓને સરકાર નિયુક્ત પરીક્ષાઓ આપવી પડતી હોવાથી સ્વામીજીને પણ તે પરીક્ષાઓમાં બેસવાનું સંચાલકો તરફથી કહેવામાં આવ્યુ. પરંતુ તેવી પરીક્ષા આપવી તેમને યોગ્ય નહિ લાગવાથી તે સ્થાનનો તેમણે તુરતજ ત્યાગ કર્યો. અને હિમાલયમાં આવેલા નિલકંઠ મહાદેવ જેવા દુર્ગમ છતાં શાંત અને નિર્જન સ્થાનમાં જઇ રહ્યા. અહીં તેમને એક સો વર્ષના મહાત્માની પ્રાપ્તિ થઇ અને તે મહાત્માની આજ્ઞા અનુસાર ત્યાંજ રહી યોગ સાધનાઓ કરવા માંડી. અને થોડાં વર્ષો ત્યાંજ ગાળ્યાં આ દરમ્યાન સ્વામીજીની પ્રભુ દર્શનની ઇચ્છા અતિ ઉગ્ર બની અને તેથી પ્રભુની શોધમાં ત્યાંથી નીકળી હરદ્વારના કુંભ મેળામાં થઈ વૃંદાવન તરફ ચાલી નીકળ્યા.

દિનપરદિન પ્રભુ દર્શનની પ્યાસથી ચિત્ત વ્યગ્ર થતું ગયું. તે પ્યાસથી આતુર થઇ અનેક સંતોને, મહાત્માઓને, પંડિતોને અને છેવટે ચોબા જેવાઓને પણ તેમણે "પ્રભુ ક્યાં મળશે" તેવા પ્રશ્નો કર્યા. પણ ક્યાંય સંતોષકારક જવાબ ન મળ્યા. તેવામાં કોઇએ કહ્યુ, ગિરનાર પર્વતોમાં અને આબુના ડુંગરોમાં કેટલાક ચમત્કારીક મહાત્માઓ રહે

છે. ત્યાં જવાથી તેમની ઇચ્છા પૂર્ણ થશે. એટલે તુરત, સ્વામીજીએ ગીરનારનો રસ્તો લીધો. પરંતુ અહીં પણ તેમની આશા સફળ થઇ નહિ. ઉલટું કેટલાક રાજાઓના સમાગમમાં આવવાથી પ્રલોભનોમાં સપડાવા જેવું લાગ્યું એટલે ત્યાંથી પણ ચાલી નિકળ્યા અને ડુંગરપુરના ડુંગરોમાં પરિભ્રમણ કર્યું અને છેવટે પુનઃ હિમાલય તરફજ પ્રભુ પ્રાપ્તિનો માર્ગ છે એમ સ્વયં જ્ઞાન પ્રકાશથી નિર્ણય કરી પ્રથમજ કાશ્મીરમાં આવેલા અમરનાથ પ્રતિ પ્રયાણ કર્યું. ત્યાં અમરનાથ, હત્યારા તલાવ, પંજાસહાબ અને રેવાલસર જેવા પ્રચ્છન્ન અને વિકટ તીર્થોની યાત્રા કરી. હિમાલયનાં વિખ્યાત કેદાર અને બદ્રીનાં દર્શન કરી નેપાળ[પશુપતિનાથ તથા મુક્તિનાથ] અને મિથીલાનાં તીર્થોની પણ યાત્રાઓ કરી. નેપાલની યાત્રા વખતે લામા ગુરુઓને ઉપદેશ કર્યો અને તેમનાં મન આનંદિત કર્યાં. છેવટે પ્રભુ પ્રાપ્તિના પરમ ધામ જેવા શાલિગ્રામના વિકટ પ્રદેશમાં રહી હર હર જંગલોમા ફરવાનું શરૂ કર્યું. હવે તો પ્રભુ દર્શનની ઉત્કંઠાનો આક્રંદ ઘણોજ તીવ્ર બન્યો. એટલામાં એક દિવસ સ્વામીજીને પોતાના અંતઃકરણમાંજ અનેરો પ્રકાશ દેખાયો અને તે પ્રકાશમાં પ્રભુનાં યથાકલ્પિત ભાસ થયો. એ પ્રકાશવંત પ્રભુ સાથે પ્રશ્નોત્તરો થયા. સ્વામીજીને પ્રશ્નોના પ્રત્યુત્તરો મળ્યા. સ્વમીજીને આ ભાસ્યમાન પ્રભુ પ્રકાશથી પ્રભુદર્શનનો આનંદ થયો. અને પ્રશ્નોત્તર પછી પ્રભુનો લોકકલ્યાણ અને ગીતા મહિમા અને ગીતા દેવીના સ્વરૂપને પ્રકટ મૂર્તિ કરવાનો આદેશ મળ્યો. 'ગીતા લ્યો અને ઘૂમો'.

એ પછી સ્વામીજીએ ગીતાભ્યાસ શરૂ કર્યો અને ગીતાનો ગ્રંથ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવા લાગ્યા. નેપાલ પ્રદેશના વીરગંજના એક ગ્રહસ્થે સ્વામીજીને પ્રથમ ગીતા ઉપર સુવર્ણનો ટુકડો મૂકી ગીતા ભેટ આપી. સ્વામીજીએ ગીતાનું ગ્રહણ કર્યું અને સુવર્ણનો ટુકડો તે ગ્રહસ્થને પાછો આપ્યો. પરંતુ તે ગ્રહસ્થ સંપૂર્ણ ભાવનાશીલ હતા તેમણે કહ્યું કે ગીતા અને લક્ષ્મી બન્ને સાથેજ હોય. સ્વામીજીને આ ભાવના અર્થવાળી લાગી. તેમણે એ સુવર્ણનો ટુકડો લીધો અને પછી તેમાંથી કૃષ્ણની સુંદર મૂર્તિ બનાવી.

ગીતા પ્રાપ્ત થતાં સ્વામીજીએ ગીતાધ્યયન કર્યું અને પછી તે ગીતાને પોતાનુંજ સર્વસ્વ ગણી ગીતાના પ્રચારાર્થે સર્વ જીવન સ્વાર્પણ કરવાનો નિશ્ચય કરી ગીતા અને ગીતાજ્ઞાન પ્રચારાર્થે સમસ્ત હિંદમાં પરિભ્રમણ શરૂ કર્યું.

પણ સ્વામીજીએ ગીતા વ્યાખ્યાન અને કથાની શરૂઆત તો કટસરાજ–પંજાબ–ના તીર્થધામથી શરૂઆત કરી. અહીં એક શાંત અને નિર્જન જંગલમાં એક સ્થાન શોધી સ્વયં વકતા અને સ્વંય શ્રોતા બની કથા કહેવી શરૂ કરી. અહીંજ તેમને એક વખત સમાધિ સ્થિતિમાં પ્રત્યક્ષ ગીતા દેવીનાં મૂર્ત સ્વરૂપમાં દર્શન થયાં. ગીતાનું દેવી સ્વરૂપે પ્રત્યક્ષ સ્વરૂપ સ્વામીજીએ નિહાળ્યુ અને ત્યાંજ પુસ્તકમાંથી ગીતા દેવીની પ્રસન્ન મૂર્તિનું પ્રાકટય થયુ. એ દર્શનમાંથી આજની ગીતા દેવીની મૂર્તિ પ્રતિષ્ઠા પામી છે.

અમદાવાદ, જુનાગઢ અને વડોદરા એમ ત્રણ મોટા શહેરોમાં ગીતા મંદિરોમાં ગીતા દેવીની મૂર્તિનાં દર્શન ભારતમાં પ્રથમ વાર સ્વામીજીએ નિહાળેલી પ્રસન્નચિત્ત મૂર્તિરૂપે ગીતાજી વિરાજમાન છે. એમ સ્વામીજીને અંતર પ્રદેશથી પ્રકટ થએલી જ્યોતિપુંજ પરમાત્માના આદેશ મુજબ ગીતા પ્રચાર અને મહિમાનો આદેશ ફલસિદ્ધિ પામ્યો છે.

એ પછી તો ગુજરાતમાં સ્વામીજીની પ્રતિષ્ઠા ઘણી વધી ગઇ છે. ગીતા જ્ઞાન-વ્યાખ્યાન અને ઉપદેશની પવિત્ર વાણી દ્વારા સ્વામીજીએ ગુજરાતમાં ગીતાજ્ઞાન સરિતાઓ વહાવી છે. તેમના આ ઉપદેશથી આકર્ષાઇ ગુજરાતમાંથી અનેક ભાવિકો તેમના શિષ્યો થયા છે. ગુજરાતના રાજકારણના અગ્રણીઓ પણ સ્વામીજી પ્રત્યે પૂજ્ય ભાવ દર્શાવે છે. શ્રી નંદુબ્હેન કાનુગા ગુરૂપુર્ણિમાના રોજ સ્વામીજીને વર્ષભર ચાલે તેટલુ સુતર સ્વહસ્તે કાંતી ભેટ આપતાં હતાં. સ્વામીજી આજે પણ શુદ્ધ ખાદીના વસ્ત્રો પહેરે છે.

અમદાવાદમાં આવી સ્વામીજીએ ભોરડી મીલમાં કથાની શરૂઆત કરી. ગીતા જ્ઞાન સાથે સ્વામીજીએ દેશ સેવાના આદેશો પણ સમાજને આપ્યા. અને ધાર્મિક પ્રવચનો દ્વારા પ્રચાર પણ સુંદર રીતે કરવા માંડયો.

સ્વામીજીના આવા ભગીરથ કાર્યને ઘણો મહત્વનો ગણી કાશીના વિદ્વદ વર્ગે સ્વામીજીને ગીતાભ્યાસની સર્વોત્તમ ઉપાધિ અર્પણ કરી. અને સંન્યાસી સમાજે સ્વામીજીને બહુ

સન્માન આપી મહામંડળેશ્વરની ઉપાધી અર્પણ કરી. સને ૧૯૩૯ ની સાલમાં નર્મદાતટે પર્યટન કરતા આવેલા મહાનિર્વાણ અખાડાના પંચે પ્રાદેશિક જનતા સાથે સંમત થઈ સ્વામીજીને જગદ્ગુરૂની મહાન પદવી આપી.

સને ૧૯૨૫માં સ્વામીજી પ્રથમ પધાર્યા ત્યારે મને ખબર પડી કે એક મહાત્મા પધાર્યા છે અને ખાસ દર્શન કરવાને યોગ્ય છે તેથી હું સવારમાં વડોદરા ગયેલો. ત્યાં ખંડેરાવે મંદિરમાં પ્રથમ દર્શન કર્યાં; અને કથા સાંભળી. મને સ્વામીજી પ્રત્યે સદ્ભાવના પેદા થઇ. ત્યાર બાદ કેટલીય વાર મને સ્વામીજીના દર્શનનો અને એમની કથાનો લાભ મળ્યો. પછી એમને અમદાવાદમાં પધારવા અમે વિનંતી કરી. આ રીતે અમારી ભાવના પૂરી થઇ અને સ્વામીજી અમદાવાદ પધાર્યા. શેઠ મોતીલાલ હીરાભાઇના રણછોડજી મંદિરના રસ્તા પર આવેલા શેઠ હીંમતભાઇના ડેલામાં કથાની શરૂઆત કરી. ત્યાં ખૂબ જ મેદની થતાં આ સ્થાન બદલવું પડયુ. છેવટે તાગીયાની વાડીમાં કથાનું સ્થાન રાખવું પડયુ. આ વાડીના ટ્રસ્ટના પ્રમુખ શેઠશ્રી મોતીલાલ હીરાભાઇ હતા. એમણે આ સ્થળે સુંદર વ્યવસ્થા કરેલી; છતાં પણ આ સ્થળ કથા માટે સાંકડું પડવાથી બોરડી મીલના વિશાળ ગોડાઉનમાં કથા કરવા માંડી. ત્યાં લાગલગાટ પંદર વર્ષ સુધી કથા ચાલી. જ્યારે ગીતા મંદિરની સને ૧૯૪૧ ના નવેમ્બરમાં ઉદ્ઘાટન થઇ ત્યારથી સ્વામીજીનાં પ્રવચનો શેઠ મોતીલાલ હીરાભાઇ ગીતાહૉલ ગીતામંદિરમાં થાય છે અને હાલમાં આ ગીતામંદિર એક તીર્થધામ મનાય છે.

મારે સ્વામીજીની સાથે હરદ્વાર, અલાહાબાદ અને ઉજ્જન તેમજ ભારતના અનેક તીર્થધામોમાં, કુંભના મેળામાં અને બીજા ઉત્સવોમાં જવાનો લાભ પ્રાપ્ત થયો છે. સ્વામીજીના સત્સંગથી હું મારી જાતને બડભાગી માનું છું.

આ પછી સ્વામીજીના ગીતા પ્રચાર અર્થે તેઓશ્રીના પ્રયાસથી અમદાવાદ, વડોદરા, કઠાણા, નાગપુર, મુંબાઈ, ભાવનગર અને બનારસ વિગેરે સ્થળોએ ગીતા મંદિરો છે અને ગીતાધર્મ માસિક બનારસમાં અઢાર વર્ષ સુધી ચાલુ રહી, અમદાવાદમાં ગીતામંદિરમાં ત્રણ વરસથી ચાલુ છે અને અમદાવાદથી પ્રગટ થાય છે. જે દ્વારા ધાર્મિક ઉપદેશો-લેખો વિગેરે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેમજ ગીતા ગૌરવાંક, રામાયણાંક, ઉપનિષદો વિગેરે ધાર્મિક પુસ્તકો ગુજરાતી તથા હિંદી ભાષામાં પ્રતિ વર્ષે પ્રકટ કરવામાં આવે છે અને ધાર્મિક ભાવના અને સાહિત્યનો પ્રચાર થાય છે.

આ ઉપરાંત સ્વામીજી અમદાવાદના ગીતા મંદિરમાં ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલય ચલાવે છે. જેમાં દૂર દૂરથી હજારો દર્દીઓ લાભ લે છે.

સ્વામીજીએ જે જે મહાન પ્રયાસો કર્યા છે તે સૌને સુવિદિત છે. આ માટે સ્વામીજીને અનેક જગાએ સન્માન પત્રો તથા અભિનંદન પત્રો અર્પણ થયાં છે. સ્વામીજીએ યુરોપ, આફ્રિકા તેમજ ભારતનાં અનેક સ્થળોએ જઈ ગીતા ઉપદેશ કર્યો છે.

સ્વામીજીની આવી અદ્ભુત ચમત્કારિક ચરિત્રવાળી જીવનકથાની સમાલોચના પૂરી કરતાં કહેવું જ પડશે કે સ્વામીશ્રી વિદ્યાનંદજી કલિકાળના વિષમ સમયમાં જગતને ગીતા ઉપદેશ મારફત શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિનો દૈવી સંદેશો સંભળાવનાર એક ઈશ્વરી વિભૂતિ છે. તેમના ઉપદેશામૃતોમાં અનેકઘણું માધુર્ય છે, આદેશ છે, શૌર્ય છે. ઇશ્વરી સંકેત છે. તેઓ આદર્શવાદી છે, કાર્યશીલ છે. ગીતા પ્રત્યેની તેમની ઉન્નત ભાવનાને લઇને આજે તેમણે એક નવો ગીતા પંથ સ્થાપ્યો છે. એવી અનેક ભાવનાઓ શ્રદ્ધા અને દૈવી ગુણોથી સ્વામી શ્રી વિદ્યાનંદજી અલંકૃત છે. એવી એક વિભૂતિ ભારતમાં આજે વિદ્યમાન છે એ ભારતવાસીઓ માટે અહોભાગ્ય છે.

એક સમયે એક સમારંભમાં ગીતામંદિરમાં હું, શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ તેમજ સ્વામીજીના પરમભક્તો પરમપૂજ્ય સ્વામીજી સાથે બેસીને જ્ઞાનગોષ્ઠિની ચર્ચા કરતા હતા. તે સમયે ગીતાધર્મના કેટલાક ભક્તોએ પ્રશ્ન કર્યો કે, "સ્વામીજીનું જીવનચરિત્ર હજી સુધી કોઇએ તૈયાર કર્યું નથી. તો તે અંગે આપણે કાંઈક વિચાર કરવો જોઇએ." તે સમયે ગુજરાતના સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇએ તરત જ જવાબ આપ્યો "હું સ્વામીજીના પ્રસંગમાં સતત્ પંદર વરસથી આવ્યો છું અને મને સ્વામીજી તરફથી જે પ્રેરણા મળી છે; તેમજ સ્વામીજીના જીવનને મેં સમજવા માટે જે ચિંતન પણ કર્યું છે તે મુજબ જીવનચરિત્ર હું જરુર તૈયાર કરીશ."

આ ચર્ચા બાદ શ્રી રમણલાલ દેસાઇએ પોતાની હયાતિમાં જ આ જીવનચરિત્ર પૂરું કર્યું છે. એક મહાન ધર્મગુરુની આ કૃતિ જનતા સમક્ષ રજુ કરતાં મને અત્યંત આનંદ થાય છે. મને આશા છે કે ગીતાપ્રેમી જનતા આનો પૂરેપૂરો લાભ ઉઠાવશે.

—રમણલાલ લલ્લુભાઈ



અમદાવાદના જાણીતા મિલમાલીક



શેઠશ્રી રમણલાલ લલ્લુભાઇ

# અનુક્રમણિકા



## સુધારીને વાંચો

પૃષ્ઠ નં. ૩૭૧ પર શ્રી ખટાઉ ભીવજી શેઠીયા ગીતામંદિરને દર વરસે રૂ. ૧૦૦] ભેટ કરે છે તે છપાયુ છે તો તેને બદલે દર માસે રૂ. ૧૦૧] વાંચવુ.



# ચિત્ર સૂચી



# ગીતાધર્મના પ્રચારકો

ભારતીય જનતામાં ધાર્મિકતાના આધાર સ્વરૂપ ગીતાનો વ્યાપક પ્રચાર કરવામાં પરમ પૂજ્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજનું નામ મોખરે છે. એ તપસ્વીના નિર્મળ અને સબળ હૃદયમાંથી આજે ભારતની ગોદમાં તેમજ દરિયાપારના દેશોમાં ગીતાજ્ઞાનનું અખંડ ઝરણું વહી રહ્યું છે. પરમ પૂજ્ય સ્વામીજીનાં પ્રવચનો અને ઉપદેશથી ભારતમાં અનેક સાધુઓ અને ગૃહસ્થો ગીતાપ્રેમી થઈને સ્વામીજી પ્રત્યે પૂજ્યભાવ રાખતા થયા છે.

સ્વામીજીની સાન્નિધ્યમાં રહીને આત્માનુભવ કરનાર સ્વામી સદાનંદજી, સ્વામીશ્રી રામાનંદજી આયુર્વેદાચાર્ય, સ્વામી શુચિન્દ્રગિરિજી, રઘુનંદનજી બ્રહ્મચારી, શાન્તાનંદજી બ્રહ્મચારી, મોહનાનંદગિરિજી, મંગલગિરિજી, શ્રીરામાનંદજી ગિરનારી, તેમજ સ્વામી ગંગેશ્વરાનંદજી વગેરે ગીતાધર્મના સ્તંભો છે અને એમણે ગીતાધર્મની જ્યોત જ્વલંત રાખી છે.

અમદાવાદમાં સ્વ. શેઠશ્રી મોતીલાલ હીરાભાઈ, સ્વ. શેઠશ્રી બાલાભાઈ મિજવલ્લભદાસ, સ્વ. શેઠશ્રી ચમનલાલ ગીરધરદાસ, સ્વ. શેઠશ્રી ચુનીલાલ નગીનદાસ ચિનાઈ, સ્વ. નન્દુબહેન (વિજયાલક્ષ્મી) કાનુગા, સ્વ. શેઠશ્રી હિંમતલાલ મોતીલાલ, સ્વ. ડાહ્યાભાઈ અંબારામ, સ્વ. જીવકોરબા હિરાભાઈ, સ્વ. શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઈવાળા, સ્વ. શાસ્ત્રીજી ઈશ્વરલાલ દયારામભાઈ

શર્મા, શેઠ રતીલાલ નાથાલાલ, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ, શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ, શેઠ અંબાલાલ હિંમતલાલ, શેઠ કનૈયાલાલ મોતીલાલ, શેઠ ભોગીલાલ બાલાભાઈ, જોષી ગિરીજાશંકર હરિશંકર, શાસ્ત્રી કૃષ્ણશંકર દલસુખરામ, પંડિત વિષ્ણુદેવ સાંકળેશ્વર, શેઠ ભગવાનલાલ તેજાજી આરાવાળા, શ્રી નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સ્વ. બળવંતરાય પ્રમોદરાય ઠાકોર, જમીનવાળા જમનાદાસ દયાળજીની પેઢી તરફથી શેઠ મોહનલાલ, વકીલ નેમિશભાઈ ભોગીલાલ, ફકીરભાઈ વલ્લભભાઈ પટેલ, ડૉ. નવનીતરામ પુરુષોત્તમદાસ વ્યાસ, ઓઘાભાઈ રણછોડદાસ, બાલાભાઈ અંબારામ, ધીરૂભાઈ દેસાઈ, ચીમનલાલ મગનલાલ, શ્રી નાનાભાઈ દેસાઈ, શ્રી ડાહ્યાભાઈ આદરભાઈ મેજીસ્ટ્રેટ, રામભાઈ ઓઘાભાઈ, ચીમનલાલ ચુનીલાલ મંડયા, ઉમેદભાઈ દોલાભાઈ અમીન, મોતી બહેન, સુલેચંદ ત્રિભોવનદાસ પંચાલ, ગોમતીપુર મંડળ-પટેલ ડાહ્યાભાઈ લલ્લુભાઈ, શાન્તિલાલ,-શ્રી પુરૂષોત્તમભાઈ બ્રહ્મભટ્ટ, પુરૂષોત્તમભાઈ પટેલ, ભગત ગણપતરામ, અંબાલાલ દામોદરદાસ ભટ્ટ, સ્વ બુધાભાઈ હરિલાલ મારફતિયા, ભગત શિવપ્રસાદ મહેતા, ચંદુલાલ ઇલેકટ્રીકવાળા, ચંદુલાલ બાપાલાલ ચોકસી, ધનુભાઈ માણેકલાલ બોરીંગ કોન્ટ્રાકટર, જાની જયંતિલાલ મણિલાલ, રમેશચંદ્ર ચીનુભાઈ, મોદી છોટાલાલ, શાન્તિલાલ વાડીલાલ, શેઠ ચંદુલાલ હરગોવિંદદાસ, ચંદુભાઈ છોટાલાલ, સ્વ. ઘેલીબા, ચીમનલાલ ગમથાલાલ, સોનભાઈ ભાણાભાઈ, હરિભાઈ ભાણાભાઈ, ગણેશભાઈ હરિભાઈ ખલાસ-ખલાસ મંડળ, રંગવાળા સ્વ. ચીમનલાલ

નરસિંહદાસ, સ્વ. વાડીલાલ નરસિંહદાસ, લક્ષ્મણભાઈ વિઠ્ઠલદાસ, ચીમનલાલ ભીખાભાઇ બેન્કર, મગનલાલ બાપુજી ફુદિયા, દયાલક્ષ્મી અંબાલાલ ભટ્ટ, પૂંજાલાલ પ્રભુદાસ ભટ્ઠાવાળા, ગાંધી રણછોડલાલ અમૃતલાલ, રામકૃષ્ણભાઈ ડાહ્યાભાઇ, રવિવાર ભજન મંડળી—જેકોરબહેન, મણિબા, રામલક્ષ્મી બહેન, શાન્તાબહેન, વસંતબહેન, અમથીબહેન, અતિલક્ષ્મી બહેન, ચતુરલક્ષ્મી બહેન, ચંચળબહેન, શારદા બહેન, રમણગૌરી, સવિતાબહેન, નર્મદાબહેન, પાર્વતીબહેન, મંજુ બહેન, કેશવલાલ ડાહ્યાભાઈ, ભગવાનદાસ બાલાભાઈ, દ્વારકાદાસ ઓચ્છવલાલ, વિષ્ણુપ્રસાદ ઊમિયાશંકર, લક્ષ્મી બહેન, રેવાબહેન, કમળાબહેન, સમુબહેન, મંજુબહેન ચંપાબહેન વગેરે ગીતાધર્મના પ્રચારકોએ સ્વામીજીની સાન્નિધ્યમાં રહીને ગીતાજ્ઞાનનો અપૂર્વ લાભ પ્રાપ્ત કર્યો છે.

આ ઉપરાંત મુંબઇના શેઠશ્રી જીવણલાલ ચુનીલાલ ચિનાઈ, સ્વર્ગસ્થ મોતીબહેન જીવણલાલ ચિનાઇ, શેઠશ્રી માણેકલાલ ચુનીલાલ ચિનાઇ અને શેઠશ્રી છગનલાલ નાગરદાસ તેમજ પેટલાદના રાજમિત્ર દાતાર શેઠ રમણલાલ કેશવલાલ તથા દાતાર શેઠ ચંદુલાલ કેશવલાલ અને શેઠ હિરાલાલ મોતીલાલ તથા કલકત્તાના શેઠશ્રી પન્નાલાલ દાલમિયા, પોરબંદરના રાજરત્ન શેઠ નાનજી કાલિદાસ, પૂનાના શેઠશ્રી હિરાલાલ સુરચંદ, શેઠ ચંદ્રકાન્ત ગુલાબીદાસ, શેઠ સાંકળચંદ મગનલાલ, શેઠ શાન્તિલાલ, તદુપરાંત નાગપુરના રાયસાહેબ માધવલાલ તુલસીદાસ પરીખ, રાયબહાદુર લાલા જયનારાયણજી, શેઠ રામજી નારાયણજી

ખેતા, શેઠ કિશોરલાલ જીવનજીભાઈ રાઠોર, શેઠ સોહનલાલજી અને ગોવિંદલાલજી (લાલીમલીવાળા), શેઠ હનુમાનદાસ ગુલાબચંદ બજાજ, શેઠ જયશંકર આશારામ ત્રિવેદી, રાયસાહેબ પેસોરાસિંહ સિયાલ, શ્રી જયદેવ શ્રીરામ (ઝુનઝુનવાળા), શ્રી કિશનસિંહ નારાયણસિંહ, હીરાલાલ બર્મા સાહેબ, શેઠ મનજી દાના, કૅાન્ટ્રાક્ટર તથા દિવાન બહાદુર બી. સી. દુબે વગેરે ગીતાધર્મના પ્રચારકોએ આ પવિત્ર કાર્યની જ્યોત જલતી રાખી છે.

આ રીતે ઉપરોક્ત ગીતાધર્મના પ્રચારકોએ ગીતાને વ્યાપક બનાવવામાં પોતાનો અમૂલ્ય ફાળો આપ્યો છે. આ બધા પ્રચારકોએ સ્વામીજી મહારાજની ઉપસ્થિતિમાં રહીને પ્રેરણા મેળવી છે અને આ ધાર્મિક પવિત્ર કાર્યને જનતાના હૃદય સુધી પહોંચતું કરવાને દરેકે પોતાનાથી બનતો પુરુષાર્થ કર્યો છે. અત્યાર સુધી અનેક ગૃહસ્થો, ઉદ્યોગપતિઓ, મહાત્માઓ, વિદ્વાનો અને કલાકારો સ્વામીજી મહારાજના પ્રસંગમાં આવીને પોતાની જાતને ધન્ય માની છે અને પ્રેરણાનાં પાન પીધાં છે.

મારાં આટલાં વર્ષોના અનુભવ બાદ હું કહું છું કે, "પરમ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજનું જીવન આ યુગમાં એક ભવ્ય મહાયજ્ઞ સમાન છે."

—રમણલાલ લલ્લુભાઈ

# 'ગીતાધર્મ'ની આગેકૂચ



ગુરુદેવની કૃપાથી ગીતાધર્મ આજે લાબી મજલ કાપી રહ્યું છે. અને એના વાચનથી ગુજરાતમાં તેમજ બહારથી જે ઉમળકાભર્યો એને આવકાર મળ્યો છે એ ખરેખર આનંદની વાત છે. અનેક કપરા સંજોગોમાં પણ 'ગીતાધર્મ' એની લાંબી મજલમા ટકી રહ્યું છે.

ગુજરાતને ગામડે ગામડે 'ગીતાધર્મ' વ્યાપક બને અને એનો સંદેશો હજારો સ્ત્રી-પુરુષોનાં દિલને સ્પર્શ કરે તે પ્રકારનુ પ્રચાર કાર્ય એકે એક ગીતાધર્મી ઉપાડી લે તો આપણું ધ્યેય બહુ દૂર નથી પણ હાથમાં જ છે 'ગીતાધર્મ' શરુ થયુ ત્યારથી તે અત્યાર સુધીમાં સંખ્યા બંધ સ્ત્રી-પુરુષોએ એના પ્રચારમાં જ પોતાનું ગૌરવ અનુભવ્યુ છે એની ઉપયોગિતા વિષે સહેજ પણ શંકાને સ્થાન નથી. 'ગીતાધર્મ'માં ગુરુદેવના સાદાં, સરળ અને ઉપદેશાત્મક લખાણોને લીધે ગીતા આજે ઘેર ઘેર પહોંચી ગઇ છે અને એનું મહત્ત્વ પણ લોકોને સમજાયુ છે. આવો લોકપ્રિય ગ્રંથ જનતાના દિલમાંથી વિસારે પડે એમાં આપણા દેશના ગૌરવને તો જરુર હાનિ છે. આજે યુરોપ, અમેરિકા વગેરે સ્થળે ગીતાની લોકપ્રિયતા જરાયે ઓછી નથી. આવા આપણા આધ્યાત્મિક ગ્રંથને લોકોના દિલમા વસાવવાનો 'ગીતાધર્મ'નો મુખ્ય હેતુ છે અને એ હેતુ સફળ થયો છે.

એક વખત 'ગીતાધર્મ' નાનુ ઝરણું હતું. આજે તે વિશાળ સાગરમાં ફેરવાઇ ગયું છે. સંખ્યાબંધ લોકોએ એમાંથી પ્રેરણા મેળવીને પોતાની જાતને ઉન્નત બનાવવા પ્રયત્નો આદર્યા છે. આ રીતે કર્મ કરતાં કરતાં તેઓ પોતાના જીવનમા સફળ થયા છે. 'ગીતાધર્મ' માત્ર એકપક્ષીય માસિક ન બનતાં તે લાગલગાટ વરસોથી માનવધર્મ અને પ્રેમનો પ્રચાર કરી રહ્યું છે; અને એમાં એના સંચાલકોને ખૂબ જ સફળતા મળી છે. આ માસિકમાં એકપક્ષિય લેખોને સ્થાન ન આપતાં જેમનુ વિશાળ દષ્ટિબિંદુ છે અને જેઓ માનવધર્મમાં માને છે તેમનાં લખાણોને પ્રથમ સ્થાન આપવામાં આવ્યુ છે. 'ગીતાધર્મ'ના વાચકોને અત્યાર સુધી જે ઉપદેશાત્મક તેમજ જીવન વિકાસ સંબંધી અનુભવસિદ્ધ લેખોનુ વાચન મળ્યુ છે અને એનો જેમણે રસાસ્વાદ મેળવ્યો છે તેમને 'ગીતાધર્મ'ના વાચન વગર પોતાનું રોજનું કાર્ય પણ લૂખું જ લાગ્યું છે. પોતાનાં રોજીંદાં કાર્યોને વધુ સરળ બનાવવા માટે 'ગીતાધર્મ'નો ઉપદેશ સૌને માટે પ્રકાશ પાથરી રહ્યો છે.

આ ભાવનાને આધારે જ 'ગીતાધર્મ' આગેકૂચ કરી રહ્યુ છે. વ્યક્તિગત ટીકાને જરાયે સ્થાન ન આપતાં માત્ર જ્ઞાનનું જ તે પ્રતિક બની રહ્યું છે. 'ગીતાધર્મ'ની આગેકૂચ અનેક માનવીઓના જીવન ઉજાળે એ જ પ્રાર્થના!!!

—શ્રી ગોવર્ધનભાઈ દોલાભાઈ અમીન
મેનેજર "ગીતાધર્મ પ્રેસ"



સ્વામીજીના ગીતાપ્રવચનોનું અભિનંદન કરતા સાક્ષર સ્વ. રમણલાલ દેસાઈ

# પ્રકરણ ૧ લું

## પૂર્વપીઠિકા



મહાપુરુષોનાં જીવનચરિત્રો મહાકાલરૂપી મહાનદની રેતમાં એવી ઊંડી પગથાર પાથરે છે કે જેના સહારે સહારે ભવાટવીમાં ભૂલો પડેલો માનવી પોતાનો માર્ગ અમુક કાપી શકે છે, અને જે ભવસાગરમાં અટૂલી, એકલી, ખરાબે ચડેલી જીવન નૌકાને દિવાદાંડીની ગરજ સારે છે. માનવીના જીવનમાં અમુક ચોક્કસ વર્ષોનો એક સમય એવો જરૂર ઉદ્ગમ પામે છે કે જે દરમ્યાન વીર પુરુષોનાં, મહાપુરુષોનાં, સંતપુરુષોનાં જીવન ચરિત્રો જાણવા તેને જીજ્ઞાસા થાય છે, વાંચવા તેની ભૂખ જાગે છે, અનુકરણ કરવા અખતરાઓ અજમાવે છે. એ જીવનચરિત્રોનું વાંચન તેનાં રોમાંચ ખડાં કરે છે, તેના કાયિક અને માનસિક દેહને આકાર અર્પે છે, અને તેને પ્રેરણાનાં પિયુષ પીવડાવીને સદાકાળ જાગતો અને અગ્રુમતો રાખે છે.

જીવનનાં અનેક પાસાંઓની અંદર આવી મહત્તાની પ્રક્રિયાઓ વેરાયલી પડી હોય છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોની

અંદર આવી અનેક વિભૂતિઓ પ્રગટી છે અને આથમી છે. આપણે જે મહાપુરૂષનું જીવન ચરિત્ર આલેખવા ઉદ્યુક્ત થયા છીએ તે જીવનના એક એવા પાસાને ઉપસાવવા, બહાર આણવા, ઝગમગાવવા મથી રહ્યા છે કે જે સમયને આધીન બનીને ક્ષીણ થતો જતો હતો, ઘસાયે જતો હતો, નિર્મૂળ થવાની અણી ઉપર હતો. આ વિધાનને ઘટાવવા માટે આપણે ઓગણીસમી સદીનો છેલ્લા દસકા અને વીસમી સદીની શરૂઆતની અર્ધ-શતાબ્દીના સમયની તવારીખ તરફ દૃષ્ટિપાત ફેંકવો રહ્યો. એ દૃષ્ટિપાત ફેંકતાં આપણે શું નિરખીએ છીએ ?

રાજકીય રીતે આ આખો ખંડ બ્રિટિશ સલ્તનત-શાહીના આધિપત્ય તળે ખંડાઇ રહ્યો હતો. તેના રંગે એ રંગાઇ રહ્યો હતો; તેના ઢંગે એ ઢાઇ રહ્યો હતો; તેની ઇલ્મી છત્રછાયા નીચે સાવ સુષુપ્તાવસ્થામાં પડ્યો રહ્યો હતો, જો કે વીસમી સદીની શરૂઆતનાં વર્ષોમાંથી જ આ ખંડની પ્રજા આળસમરડતી થઇ ગઇ હતી, જેનું પરીણામ તે પછીના બે દાયકામાં તો પ્રબળ ઝંઝાવાત સમા અસહયોગના યુગપલટતા વાતાવરણમાં તેણે આણી મૂક્યું હતું. આર્થિક રીતે, આ દેશનું સ્વતંત્ર અર્થ માળખું હતું જ ક્યાં તે સમયે? સામાજીક રીતે, આ આખો દેશ આંગ્લમય બનવા તરફ ધપી રહ્યો હતો. તેની રહેણીકરણી તેના રીતરિવાજ, તેના વેષ, વિચાર, વાણી, સહુ પાશ્ચાત્ય ઢબની પછેડી પહેરી રાચતાં હતાં. અંગ્રેજી કેળવણી, વૈજ્ઞાનિક સિદ્ધિઓના ધસમસતાં પૂરે પ્રગટાવેલો ભૌતિકવાદનો ઝગઝગાટ, વિશ્વ

સમસ્તની પ્રજાને નર્યા પાર્થિવ અને તુચ્છ રાહ પર દોરી જતાં હતાં, જ્યાં નહોતી જોવામાં આવતી ગગનગામી વિશાળતા, કુદરતી તત્વોમાં વણાયલી એકરાગતા, કે પ્રકૃતિમાં પથરાઇ રહેલી અખંડ શાંતિ. ભારતીય પ્રજા પણ આ ઝપાટામાંથી શી રીતે ઉગરી શકે ? એટલે અપાર્થિવ પ્રવૃત્તિ કે અધ્યાત્મવાદની ઉત્કૃષ્ટતા તેને મન ઓછી થતી ચાલી. અને તેણે તો દોટ મૂકી જડ, અનિત્ય, સાંસારિક સુખોપભોગની વૃત્તિ કેળવવા પાછળ! આને લીધે નિત્યની ઉપાસના કડડભૂસેલાવા માંડી—ધર્મ, ઇશ્વર, આત્મા, પરમાત્મા, સરખા સંકલ્પ બળોમાંથી શ્રદ્ધા ડગમગવા લાગી. આ બધાનો વિચાર કરવાનો તેને વખત ન હતો. ધર્મના બાહ્ય કે આંતરિક સ્વરૂપને જાણવાની, પીછાનવાની જરૂર કે ફુરસદ તેને ક્યાં હતી ?

આવા ચિત્રવિચિત્ર સંજોગોમાં, સમયના વહેણની સાથે સાથે નહીં તણાતાં, તેની વિરૂદ્ધદિશામાં વહેતા પ્રવાહમાંથી આસાનીથી બહાર તરી આવતા આપણા ચરિત્ર નાયક એક અનોખા રાહપર પરવર્યા—પોતે પરવર્યા એટલુંજ નહીં પણ પોતાની પાછળ ઘણા મોટા માનવ સમુદાયને આકર્ષી શક્યા, એ તેમની મહાનતા કંઇ નાનીસૂની ગણાય? માનવીના જીવનને કોઈ આધ્યાત્મિક પાસું છે એ વાત ભૂલાતી જતી હતી, માનવીના જીવનની જ્યોતને સદા જલતી રાખનાર એક અલૌકિક ચિનગારી તેના અંતરને અજવાળી રહી છે એ વાત વિસારે પડતી જતી હતી, ધર્મ જેવું કોઇ બળ આ ભૂમિમાં પાકતી વ્યક્તિઓની સંસ્કા-

રિવાને પોષી, જીવાડી રહ્યું છે અને અનેક પ્રકોપ અને ઝંઝાવાતોની વચ્ચે તેને એક પ્રકારની વિશેષતા આપી રહ્યું છે, તેમજ તેવા પ્રકારનું કોઈ બળ આ ભૂમિના રાષ્ટ્રની સંસ્કૃતિને પોષી, જીવાડી રહ્યું છે, અને અનેક રાજ્યો અને મહારાજ્યોના અસ્તોદય, અનેક રાષ્ટ્રો અને મહારાષ્ટ્રોના પતન અને ઉત્થાનની સંઘર્ષક ક્રિયા અને પ્રક્રિયા વચ્ચે તેની અડોલતા, અડગતા ટકાવી રાખી શક્યું છે એ માન્યતા ઘસાતી જતી હતી, તેવે વખતે એ ધર્મના ધ્વજને આ મહાનુભાવે જે રીતે ફરકતો કર્યો તે ઇતિહાસના પાને નોંધાયા વગર શી રીતે રહી શકે ? આ વ્યક્તિ વિશેષે વળી એક વિશિષ્ટતા ભર્યું પગલું એ ભર્યું કે જે સિદ્ધાન્તોને પોતે પોતાનો જીવન સંદેશ માન્યો હતો, જે માર્ગને પોતાના જીવન આદર્શ તરીકે અપનાવ્યો હતો, તે સંદેશ, તે માર્ગની પગથી, પૃથ્વી ઉપરના આ એક જ ખંડ ઉપર ન ફેલાવતાં યુરોપ, આફ્રિકા આદિ ખંડોમાં પણ વહેવડાવ્યો છે. ભારતની તો આ પુરાણી પ્રણાલિકા. દેશ-વિદેશની સાથે વાણિજ્ય વ્યવહારનો સંપર્ક સાધવો એ હતું તેના સાહસિક અને ચતુર વ્યાપારીઓનું કાર્યક્ષેત્ર. દેશ-વિદેશની સાથે સંસ્કાર સંબંધો બાંધવા અને ખીલવવા-એ હતું તેના સાધુ, સંત અને આચાર્યોનું કાર્યક્ષેત્ર.

આમ આપણા નાયકના જીવનચરિત્રના સંબંધમાં સંકલિત સમયનું વિસ્તરણ આપણે જોયું. હવે કિંચિત્

તેના સ્થળના પ્રસ્તરણને પેખીએ. કઈ માટીમાં તે ઉદ્દભવ્યું અને ક્યા વિસ્તારમાં તે ખેલાયું તે જાણવું પણ તેટલુંજ અગત્યનું છે. મૂળ તો આ ભારતની ભૂમિ એટલે દેવોને વસવા લાયકની ભૂમિ. એ દેવોના અંશો લઈને યુગે યુગે અવતરેલા અવતારી પુરૂષોની એ લીલા ભૂમિ; ઋષિ મુનિયોની એ તપોભૂમિ; સાધુ, સંત, મહંત, આચાર્યની એ કર્મભૂમિ—એવી આ વિશ્વના પેટાળ ઉપરની રસોલ્લસિત, નિરૂપદ્રવી, અને શાંત એ ભૂમિ. તેમાંયે તેના તળ ઉપર વિરાજતા કેટલાક તીર્થપ્રદેશની ભૂમિની સંસ્કારિતા તો જગજુની, પુરાણપ્રસિદ્ધ, અને અલૌકિક જ કહી શકાય. એવો એક પ્રદેશ તે પ્રાચીન કાળનો મધ્ય દેશ, અને સાંપ્રત કાળનો સંયુક્ત પ્રાંત. આ પ્રાંતની વિભૂતિયોએ જ અવાર-નવાર દેશના કર્ણધાર બની દેશને દોર્યો છે, અને તેને દીપાવ્યો પણ છે. શ્રી રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, જેવા અવતારી પુરૂષો, ઇતિહાસ પ્રસિદ્ધ નરેશો, ઋષિ મહર્ષિઓ, તેમજ અનેક પ્રખર વિદ્વાનો જેટલા આ પ્રદેશમાંથી નિષ્પન્ન થયા છે તેટલા બીજા એકે પ્રદેશમાંથી થએલા નથી. સુપ્રસિદ્ધ સપ્તપુરિઓ પૈકી ચાર પુરિયો, બદ્રીકેદાર સમું પુણ્યધામ, તીર્થોમાં રાજાનું બિરુદ પામેલા પ્રયાગ રાજનું તીર્થ, આ સૌ મધ્ય દેશની ભૂમિનોજ પાક. વળી ભારતીય સંસ્કૃતિ તેની નદીઓના સહયોગથી ઠીક વિકસિત થતી રહેલી છે. એવો મહાસુંદર સહયોગ ગંગા, યમુના, સરસ્વતી અને સરયૂ જેવી દિવ્ય સ્રોતવાહિનીઓએ આ યુક્ત પ્રાંતને સંપડાવ્યો છે, જેણે કરીને તેની પૂર્વ બાજુની

સંસ્કૃતિએ દેશને અણમોલ વારસો આપ્યો છે. આવા સિદ્ધ સંતોની વિરલ ભૂમિમાં, ગોરખપૂર અને કાશીપુરીના મધ્ય ભાગમાં આવેલા, ગંગા–સરયૂના સંગમ તટે ઓપતાં; આજમગઢ જીલ્લાના ગડૌલી નામના ગામમાં આપણા કથા નાયક ( શ્રી. વિદ્યાનંદજી ) નો જન્મ થયો હતો.



## પ્રકરણ ૨ જું.

### કુટુંબ–સંસ્કાર.

કોઈ પણ વ્યક્તિની જીવનચરિત્રનું નિરૂપણ કરતી વખતે તેનો સમય, તેનું સ્થળ, અને તેનું કુટુંબ–એ ત્રણે તેની મહાઅગત્યની બાબતો ગણાવી શકાય. તેના ભાવિ ઘડતરની રેખાઓ તેમાં સ્પષ્ટપણે અંકાયલી જોઈ શકાય છે. પુત્રનાં લક્ષણ જેવી રીતે પારણાંમાંથી પારખી શકાય છે તેવી રીતે કોઈ પણ વ્યક્તિ વિશેષના વિશિષ્ટત્વની ઝાંખી તેના આ પૂર્વપીઠિકારૂપી પારણાંમાંથી સ્હેજે થઈ શકે એમ હોય છે. એ પારણું ઝુલાવનાર કુટુંબ અને ગૃહ આપણે ઓળખવું જોઈએ.

આપણા ચરિત્રનાયકના સંબંધમાં સમય અને સ્થળની પૂર્વભૂમિકા આપણે નીરખી. હવે તેમના કુળ વૃક્ષને આપણે ઉકેલીએ:—

પંડિત સદાકુળ ત્રિપાઠી

- બળદેવ ત્રિપાઠી
  - પાંચ પુત્રો (ગુજરેલા)
  - એક કન્યા (ગુજરેલી)
  - મુરારી શર્મા
- મધુસૂદનાચાર્ય ત્રિપાઠી
  - રામપ્યારે
  - પદ્મનારાયણાચાર્ય
  - રૂપનારાયણ
- બદ્રીનાથ ત્રિપાઠી

આ કુળના પૂર્વજોએ સંયુક્ત પ્રાંતના બનારસ સરખા પવિત્ર પ્રદેશમાં આવેલા આજમગઢ નગરની પાસે મહાદેવપુરા નામનું એક સ્વતંત્ર પરૂ વસાવ્યું હતું. આજમગઢની આજુબાજુ વસતી રાજપુત ક્ષત્રિય જ્ઞાતિના ગુરૂપદે તેઓ બીરાજતા હતા.' ધર્મોપદેશ, કથાપુરાણ વાંચન, ધાર્મિક-વ્યાવહારિક કર્મકાંડનો ઉપચાર-એ તેમનો મુખ્ય વ્યવસાય હતો. અને એ વ્યવસાય એવી નિષ્ઠાથી, સંપૂર્ણપણે અને સહુની સમજમા સહેલાઇથી ઉતરે એવી રીતે પાર પાડવામા આવતો કે જેને લઇને તેમની ખ્યાતિ દૂર દૂરના દેશો સુધી ફેલાવા પામી હતી. એટલી ભૂમિમાં તો જાણે સાર્વત્રિક માન્યતા જ એ ઘર કરી બેઠી હતી કે "વ્યાસ તો આ કુળનો જ હોઇ શકે."; આમ તેમની આજુબાજુ વ્યાસપદનો જાણે ઇતિહાસ ઘડાઇ ચૂક્યો હતો. આને અંગે નરસીંગપુર જીલ્લામા, નર્મદાજીની બાજુએ આવેલા ગાડરવાડા ગામમા તેમણે એક સુંદર દેવમંદિર બાંધી ગુરૂગાદીના પ્રચાર કેન્દ્ર તરીકે સ્થાપ્યું હતું. આ મંદિરની વ્યવસ્થા માટે ભક્તજનોએ એક ગામ જાગીરમાં કાઢી આપ્યું હતું. "આચાર્ય-મંદિર"ને નામે આ સ્થાન આજે પણ સુપ્રસિદ્ધ છે સંસ્કૃત તથા અંગ્રેજીનો અભ્યાસ કરનારાં અનેક બાળકો મંદિરમાં રહી, ત્યાંથી જ ભોજન, વસ્ત્ર આદિની સહાય આજ પણ મેળવે છે.

આ દૃષ્ટિએ આ કુળના પૂર્વજોની આર્થિક સ્થિતિ ઘણી સદ્ધર હતી. મહાદેવપુરા ગામની સમસ્ત જમીન,

અને ગાડરવાડાની જાગીર તેમને મળતી હોવાથી તેઓ ખરા અર્થમાં જમીનદાર ગણાતા—અને તેને લઈને તેમણે સંપત્તિ, અધિકાર, અને પ્રતિષ્ઠા પણ સારા પ્રમાણમાં સંપાદન કર્યાં હતાં. પરંતુ કુળ વૃક્ષની વડવાઈઓની શાખાઓ જેમ જેમ વિસ્તરતી ગઈ તેમ તેમ આ સહુમાં પણ ભાગલા પડતા ગયા. છતાં આપણા ચરિત્રનાયકના પિતામહ શ્રી સદાફળ ત્રિપાઠીજી પોતાની આચાર્ય પરંપરા ખૂબ સફળ રીતે સાચવી રાખી શકયા હતા. તે વખતના એક સમર્થ ધર્મોપદેશક તરીકે તેમની ગણના થતી હતી. તેમનું પુરાણકથા વાંચન જનસમુદાયને ખૂબ આકર્ષતું હતું. શૌંડીલ્ય ગોત્રી તેમનું કુળ હતું. શ્રી રામાનુજ વૈષ્ણવ સંપ્રદાયની આચારવિચાર શુદ્ધિ અને સાત્વિકતા તેમનામાં પૂરેપૂરી ઉતરી આવેલી હતી.

આ સદાફળ ત્રિપાઠીજીના સૌથી મોટા પુત્ર શ્રી બળદેવ ત્રિપાઠીજી. શાસ્ત્રાભ્યાસ, પુરાણકથાવાંચન, ધર્મોપદેશ જેવાં બ્રહ્મ- કર્મોમાં તેઓ જાણે સર્વ રીતે પોતાના પિતાનો જ પ્રતિઘોષ પાડતા હોય તેવું સર્વને લાગતું હતું. ઉપરાંત, શારીરસ્વાસ્થ્ય તેમનું અપ્રતિમ હતું. મલ્લવિદ્યામાં તેઓ પારંગત હતા. વ્યાયામ વ્યવસાય એમનો એવો જલદ હતો કે દૂર દૂરના વ્યાયામ શોખીનો, કુસ્તીબાજો, પોતાની કળાને પરિપૂર્ણ કરવા તેમની પાસે ટોળે મળતા.

## પ્રકરણ ૩ જું.

### માતાપિતા અને બાલ્યકાળ.

આ બળદેવ ત્રિપાઠીજીનો વિવાહ ગઢાલીના પંડિત રામેશ્વર શુક્લની સુપુત્રી કુલાદેવી સાથે થયો હતો. વિધિનો યોગ એવો હતો કે તેમનુ ગાર્હસ્થ્ય જીવન સંતાન સુખ વિહોણું વહેવા લાગ્યુ. સંતાન તો તેમને થયા હતાં પાંચ પુત્રો–અને એક પુત્રી–પરંતુ એ પરિવાર અલ્પજીવી નીવડયો. આ બધાનું સાટું વાળવા સાતમા સંતાનના અવતરણ સમયે ત્રિપાઠીજીએ એક સંકલ્પ કર્યો કે આ વખતની પ્રસુતિ પોતાને ત્યાં ન થવા દેવી, પરંતુ શ્વશુરગૃહે કરાવવી. એટલે કુલાદેવીને તેમણે પિયેર વિદાય કર્યાં. આ ગૃહે કુલાદેવીના ભ્રાતા પંડિત દેવરાજ શુક્લની સતત દેખરેખ અને તેના ધર્માભિમુખ વાતાવરણની અસર તળે જે શિશુ સંતાન તેમની કુખે અવતર્યું તે ખરેખર કંઈ ઑર ઓજસ્ લઇને જ અવતર્યું એ જ બાળક તે આપણા ચરિત્રના નાયક. સંવત્ ૧૯૪૯મા ગઢાલી ગામમાં, આશ્વિન માસના શુક્લપક્ષની અષ્ટમી તિથિએ એ વિભૂતિનો જન્મ થયો.

પંડિત દેવરાજનો હર્ષ માતો ન હતો. તેમણે ઉદારતાપૂર્વક આ જન્મોત્સવ ઉજવ્યો. અવસરને યોગ્ય

તમામ ધાર્મિક ક્રિયા પ્રક્રિયા કરાવડાવી. નામકરણ સંસ્કાર વખતે આ શિશુનું નામ મુરારિ શર્મા પાડયું. મામા ઇચ્છતા હતા કે બાલક અહીં જ મોટું થાય, એટલે તેમણે કોઇને ત્યાંથી જવા દીધા નહીં, અને આ સંતાનના ઉછેરનો તમામ ભાર તેમણે સ્વખુશીથી પોતાના ઉપર ઉંચકી લીધો. આમ મુરારિ શર્માનો શૈશવકાળ તેમના મામાને ઘેર જ વીત્યો. મામાનેય પુત્રો હતા. સૌથીમોટો ઘરની ખેતીવાડીનુ કામકાજ સંભાળતા હતા, વચલા તેમનુ કૌટુમ્બિક પંડિતાઇનુ કામ કરતા હતા, અને સહુથી નાના મુરારિ શર્માના બાળગોઠિયા બની રહ્યા આ બન્ને બાળકો બાળચેષ્ટાઓ કરતે કરતે દિન પ્રતિદિન મોટા થતા ગયા.

ગડોલીગામ એટલે ધર્મક્રિયાભિરત બ્રાહ્મણોની વસ્તીથી ભરપૂર ભરેલુ ગામ સહુ પોતપોતાની વિદ્યામા પારંગત પણ ખરા. વેદો અને શાસ્ત્રોનુ અધ્યયન, અધ્યાપન, આ ગામમા જાણે રાત અને દિવસ ચાલુ રહેતું. વેદોના મંત્રોચ્ચારથી વાતાવરણ ગુંજતું રહેતું શાસ્ત્ર પુરાણોની કથાવાર્તાથી ગામ આખું ગાજી ઉઠતું. આને લઇને ગડોલીને ઘણા લોકો નાની કાશીના ઉપનામથી પણ ઓળખે છે.

ગામના આ વાતાવરણથી ઘરનુ વાતાવરણ જરાય જૂદું ન હતું. સાધુસેવા, સતસમાગમ, દયા, ઉદારતા—આ બધુ ઘરના વાતાવરણને અજવાળતું અને આવા વાતાવરણની છાપ બાળક હૃદયના ચિત્રપટ પર ઊંડી ઊંડી અંકાતી.

કોઇ કૃતિ હોવી જોઇએ, એવું એ બહુ માનતા હતા. બાળમુરારિનો માતૃપક્ષ તેમને આ બન્ને વિકલ્પોના ચોકઠામાં બેસારવા ઇચ્છતો ન હતો. એટલે સૂત્રવિધિઓની આઠ વર્ષની ઉમ્મર થતાંની સાથે જ તેમને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યા. મામાની વ્યાવહારિક બુદ્ધિ પણ ઊંડી હતી એમ કહેવું જોઇએ. કારણ પોતાના જ એક પુત્રના લગ્ન સંસ્કાર કરવાની ધામધુમથી પોતાને ત્યાં એક મહા-મંગળકારી અવસર ઉપસ્થિત થયો હતો. તેના ભેગે ભેગો આ યજ્ઞોપવીત સમારંભ ઉજવવાનું તેમણે ગોઠવ્યું. આ બન્ને પ્રસંગો ઘણા ઉત્સાહ અને આનંદ વચ્ચે આટોપાયા.



## પ્રકરણ પ મું

## પિતૃગૃહે.

આમ જન્મકાળથી તે આઠ વર્ષની વય પર્યંત બાળક મુરારિએ પોતાની મા અને પોતાના માતુલનાં વર્તુલ સિવાય પિતા અને પિતૃપક્ષનો છત્ર છાંયો જોયો ન હતો, અનુભવ્યો ન હતો. પિતાને વિશ્વાસ હતો કે માતાગૃહે આ બાળકના ઉછેરમાં કશી કમીના રહેવાની નથી. પોતાને ત્યાં આ પહેલાંનાં ૭ ૭ બાળકોને ઉછેરી મોટા કરવાના પ્રયત્નોમાં પ્રાપ્ત થએલી નિષ્ફળતાના કારણે આ સમયે ઉછેરનો બધો ભાર માતૃપક્ષ ઉપર રહેવા દઇ પોતે નિર્ભર અને નિશ્ચિંત રહ્યા. અવારનવાર બાળકની પ્રગતિ આદિના સમાચાર સાંભળી રાજી થતા. બાળક જો શરૂઆતનાં પાંચ સાત વર્ષ જીવી ગયું તો આગળ એ જીવવાનું અનુભવ સિદ્ધ માન્યતાના જોરે પિતાજીને હવે પોતાના પુત્રના અલ્પાયુષ્ય સંબંધે ઊંચો જીવ કરવાનું કારણ રહ્યું ન હતું. વળી ઉપનયન સંસ્કાર પણ તેને દેવાઇ ગયાં હતો. એટલે હવે પુત્ર પોતાના ઘરઆંગણે ક્યારે આવે અને પિતાનું સુખ અને મુખ ક્યારે જુએ એવા પ્રકારની એક તીવ્ર અભિલાષા તેમનામાં જાગૃત થઇ. અને તેથી કરીને મુરારિશર્માને તેમણે સ્વગૃહે આવી જવા

સંદેશા પાઠવ્યા. મામાના આખા ઘર સાથે તે એટલા બધા ગાઢ રીતે હળી ગયા હતા કે કોઈ તેમને જવા દેવાની રજા આપે એમ ન હતું. પરંતુ મામા સમજુ હતા, વ્યવહારી હતા. જો કે એમનું દિલ કબુલ કરતું નહતું છતાં છેવટે ખૂબ દૃઢ મન રાખીને પણ તેમણે મા–દિકરાને વિદાય આપી. એ રીતે છેક આઠ વર્ષની ઉમ્મરે મુરારિ શર્માએ મહાદેવપુરામાં પોતાના પિતાજીના ઘરના ઉમરામાં પહેલ વહેલો પગ મૂકયો. મૂક આનંદ અને સંતોષનાં ઓઘથી મા અને બાપ બન્નેનાં હૃદય પ્લવિત બની ગયાં અને બન્નેની આંખોમાંથી હર્ષાશ્રુનાં ચાર આંસુ ટપકી પડયાં. કૃપાનિધાન ઇશ્વરનો ઉપકાર માની આ નાનકડું કુટુંબ કિલ્લોલમય વાતાવરણમાં પોતાના દિવસો ગુજારવા માંડયું. પિતા વેદપાઠી, ધર્માર્થી, પરમાર્થી–માતા ભક્તિ પરાયણા, સાચી ગૃહિણી, પ્રિયદર્શિની,–પુત્ર તેજસ્વી, મધુરભાષી, આજ્ઞાધારી અને ઉદ્યમી. આવું ત્રેખડું પૃથ્વી ઉપર વસતું હશે બીજું કોઇ ? એવો પ્રશ્ન આ લોકોનું સુખમય જીવનવહન જોઇ સ્વાભાવિક રીતે સહુ કોઈને થાય એમ હતું. પરંતુ સુખ દુઃખની બેલડી શ્રી રઘુનાથે ઘટ સાથે એવી તો જબરી ઘડેલી છે કે તે પૈકી એકનું અખંડ વહેલુ કદાપિ વહ્યું નિરખ્યું નથી. એટલે એ રીતે જ્યારે આપણે જોઇએ છીએ કે આ કુટુંબના એ આવા સુખના દિવસો તો કયાંયે આંખના પલકારાની માફક વહી ગયા, પાણીના રેલાની માફક સરકી ગયા, ત્યારે સમસ્ત બ્રહ્માંડને આવરી રહેલા એ હજાર હાથોવાળા,

હજાર શિરવાળા, હજાર પગવાળા ધણીની ગોઠવણીમાં આવાં ગાબડાં શાથી અને ક્યાંથી—એ સમજવા આપણે કલ્પનાના દોર છૂટા મૂકી દઈએ છીએ. સમજ પડે છે—નથી પણ પડતી! અને એ જ રીતે સંસારનું ચક્ર ચકાવા લીધા કરે છે.

આઠમા વર્ષે મુરારિશર્માએ પિતૃગૃહે પ્રવેશ કર્યો. ખૂબ કિલ્લોલમય, ખૂબ આનંદમય, ખૂબ સુખમય, ખૂબ આકઝમાળ એ પ્રવેશ રહ્યો—પણ તે ત્રણસો ને પાંસઠ દિવસ માટે જ! તે પછી તો તે પ્રવેશ ઉપર એક એવો કાજળ-કાળો પડદો પડયો કે જે જોતાં આપણું હૃદય હાલી ઉઠે, અને મસ્તિષ્ક સુમસામ બને.

મુરારિ શર્માની દશમી વર્ષગાંઠ પિતાગૃહે પહેલવહેલી ઉજવવામાં આવી હતી. યજન, પૂજન, પઠન, ભજન, આદિ ધર્મભાવ પ્રેરિત ક્રિયાઓની રમઝટ આખો દિવસ જામી હતી. વાતાવરણમાં અનેરો ઉલ્લાસ અને ઉત્સાહ જણાઇ આવતો હતો. મુરારિશર્મા તો જાણે બાળમુકુંદની મૂર્તિસમા આમતેમ ઘૂમી રહ્યા હતા. પિતા એમને સંસ્કૃતના શ્લોકો પઢાવે, બાળક બિલકુલ સંકોચ કે શરમ રાખ્યા વગર મોટા સાદે શુદ્ધોચ્ચાર સાથે તે ભણી જાય, હલકાં મીઠાં ભજન ગાય—ગવડાવે, "શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે! "હે નાથ! નારાયણ વાસુદેવ!"ના મહામંત્રની ધૂન ગજાવે. માતા, આખા દિવસના કાર્યક્રમનો ભાર વહતી, શાંત અને ગંભીરપણે પોતાના બાળકના માથાપર હાથ

ફેરવી, આશીર્વાદોની અમી રેલાવે. સ્હાંજે સહુ કામથી પરવારી વિસામો લેવા ટોળે મળ્યાં હતાં—ત્યાં માતાના શરીરે જરા કંમકમા આવ્યાં; શરીરના સ્વાસ્થ્યમાં કંઈક ગરબડ થતી લાગી. એકદમ અચાનક આ પ્રમાણે થવાથી શરૂઆતમા એક બે દિવસ તો કોઈએ કંઈ ગણકાર્યું નહીં. માતાને પોતાને પણ ખાસ કંઈ લાગ્યુ નહીં. પરંતુ તે પછી તો કુલદેવીજી માદગીના બિછાને પટકાઈ પડ્યાં. ઉપચાર ઉપર ઉપચાર ચાલુ થઈ ગયા. આજે ઠીક લાગે —કાલે નહીં—એમ ખાસ સફળતા મળતી લાગી નહીં. સામાન્ય રીતે આવી માદગીવાળા ઘરનુ વાતાવરણ અસ્ત વ્યસ્ત અને ઉશ્કેરાટવાળું થઈ જાય છે. પરંતુ અહીં તો પિતાનામા ક્યાંયે નહોતી જણાતી અશાંતિ, કે વિહ્વળતા, અને માતા પોતે તો જાણે જીવન–સાફલ્યનો આરો નિરખી રહી હોય એવી નજરે ખુશ–ખુશાલ વાતાવરણનો ગંજ ખડકતી હતી. બાળક બિચારો શુ સમજે? આમ જાય ને તેમ જાય–અહીં જુએ ને તહીં જુએ.

દિવસ ઉપર દિવસ વહેવા લાગ્યા. મદવાડ ઓછો ન થયો. અશક્તિ વધતી ચાલી. ત્રિપાઠીજીએ આનો અંત કલ્પી લીધો હતો, અને જેમ જેમ ક્ષીણતા વ્યાપતી ગઈ તેમ તેમ સંસાર વ્યવહારની ક્ષણિક અને ક્ષુલ્લક બાબતોની આસપાસ દર્દીનુ મન ગુંચવાઈ ન રહે તેને માટે તેને ઉર્ધ્વ માર્ગે જવા પ્રેરવાનું ચાલુ રાખ્યું. પૂજા–પાઠ, ભજન–કિર્તન, પ્રભુનામ સ્મરણ રાત ને દિવસ તેમની પથારી

આગળ રટાતું રહ્યું. કેવી ગજબની શાંતિ અને આરામ આ સહુ તેને અર્પી રહ્યાં હતાં! નહોતી જણાતી એનામાં વિકૃતતા, નહોતી દેખાતી એનામાં બેબાકળાશ, નહોતો દૃષ્ટિગોચર થતો એનામાં ખોટો તરખાટ કે તલસાટ! પંદરમો દિવસ મંદવાડનો થાય છે, શરીર જાણે સરી પડતું લાગે છે, આંખો ઊંડી ઘેરાઇ ગઈ છે, કદીક કદીક મીંચાય છે. ત્રિપાઠીજી તેવે વખતે પૂછે છે "તમને શું થાય છે? તમારી શી ઇચ્છા છે?" બાળક મુરારિને તે વખતે તે સંભારે છે—પાસે બોલાવે છે, અને પોતાના સતત સાનિધ્યમાં રહેતી મુરલીધરની મૂર્તિ તેમના હાથમાં સોંપે છે, અને શીખ દે છે, "જો, એ મુરલીધરના મુખારવિંદ તરફ જો-મારા સામે નહીં એને કદી ભૂલી જતો નહીં. એ જ ત્હારૂં સર્વસ્વ છે." આ મૂર્તિ સ્વામીજી આજ પણ પોતાના ધ્યાનગૃહમા રાખે છે. આ શબ્દો બોલાતા બંધ થયા ન થયા અને એટલામા તો કુલાદેવીની કાયાના કલેવરમાથી પ્રાણપખેરૂ ઊડી ગયું! મુરારિ શર્મા તો નીચું મોઢું રાખી માતાના મુખમાથી ઝરતી અમૃત સરણી આ વાણી સાભળી જ રહ્યા છે. પણ તે એકાએક અટકી પડતા જાણે સફાળા જાગૃત થયા હોય તેમ સૂતેલા એ માતાના દેહ તરફ દૃષ્ટિ કરી પૂછવા લાગ્યા, "મા! હવે તો ઊઠ ને! કેમ સુઇ રહી છે?" સગાં સંબંધી, આડોશી પાડોશીનો ભેળો થએલો સમુદાય આ કારૂણ્યમય દૃશ્ય જોઇ ખળભળી ઉઠયો. સહુનાં હૈયા ગળગળા થઇ ગયાં. કેટલાક નિકટનાંએ તો પોક મૂકી રોવા માંડયું.

પિતાજીએ બાળક મુરારિને આ સમયે સિફતથી ત્યાંથી ખસેડી લીધા. મરણોત્તર કારભાર પરવારી સૌ પોતપોતાના સ્થળે પહોંચ્યા. બળદેવજીને ઘર જાણે ખાવા ધાયું. પુત્રને બોલાવી મંગાવ્યો. તે તો રમતો રમતો આવ્યો—અને આવ્યો તેવો માતાના ખાટલા તરફ દોડયો. પરંતુ તે જગ્યા ખાલીખમ જણાતાં પિતાજીના ઉપર પ્રશ્નોની ઝડીઓ વરસાવવા લાગ્યો. " આ શું ? કયાં ? આવું બનેજ કેમ ?" પિતાજીએ ખૂબ દૃઢતાથી અને ગંભીરતાથી જવાબ આપ્યો " એ એના પિતાને ત્યાં ચાલી ગઈ. જેનામાં જીવ છે તે બધાનું છેવટ આ જે આવવાનું. " પરંતુ નાની ઉમ્મરના એ બાળકને આ ફિલસુફીના શબ્દો ન સમજાય એ સ્વાભાવિક છે. એની તો આંખો સદાય માના મુખને જોવા તલસતી. ઘણો સમય થઈ જાય છતાં ન જણાય એટલે કદીક કદીક તે અશ્રુભીની થતી. લોકો પણ આશ્વાસનના બ્હાને આવે. ગઇ વાત સંભારે. આ બધું જોઇ કઠણ હૈયાના અને પાકટ અનુભવ તથા જ્ઞાન ધરાવતા પંડિતજી પણ છાનાં છાનાં આંસુ સારતા. છતાં વ્યવહારનો ક્રમ કંઇ ઓછો રોકાય છે ? એટલે ધીરજથી પોતાના ઘરનું નાવ સરાડે ચઢાવ્યું. પુત્રની સંભાળ એ તેમનો સહુથી અગત્યનો પ્રશ્ન હતો. એમાં તેમનાં ભાભી ખૂબ કામમાં આવ્યાં. એમની દેખરેખ તળે પુત્રને મૂકી દીધો. કાકીએ માતાની ફરજ વિના સંકોચે અદા કરવા માંડી. પુત્રે પણ તે સ્થાન સ્વીકારી લીધું. દિવસ આખો કાકીની દેખભાળ તળે વીતે. રાત્રે પિતાના પડખે પોઢે. પિતા હુલાવી પટાવી તેની દિનચર્યા સાંભળે, સૂચનો

કરવા જેવાં હોય તે કરતા જાય, અને તેને માથે અને વાંસે હાથ ફેરવી સુવાડવાના પ્રયાસ કરે. આનંદના અને પવિત્ર વાતાવરણમાં તે પોઢી જાય તે અર્થે કોઈક કોઈક વખત ભગવાન્ બાળકૃષ્ણનું ચરિત્ર કહી સંભળાવે. છોકરાં માત્રને આવી વાતોઓની લગની હોય છે જ. પરંતુ કોઈક જ માતા પિતા તેના ખરા અર્થમાં તે પૂરી કરી શકે છે. પંડિત બળદેવજી તો રહ્યા મલ્લ અને કુસ્તીબાજ, એટલે એમની પ્રકૃતિને રૂચતાં બાળકૃષ્ણના પરાક્રમોનું યથાસ્થિત અને રસમય વર્ણન કરતાં તેઓ કદી થાકતા નહીં. તદુપરાંત સંસ્કૃતના સુંદર શ્લોકો, સારાં સારાં ભજનો, વિગેરે પણ તેમને ગાઈ સંભળાવે. કુલાદેવીના દેહવિલય પછી કારભાર આ રીતે ચલાવ્યે તો રાખ્યો. પરંતુ સૌમ્ય પિતાની પ્રકૃતિને માટે આ આઘાત અસહ્ય નીવડયો. તે ન કોઈની આગળ દિલ ખોલીને વાત કરી શકયા, કે ન કોઈ તેમને સમજી શકયુ. અંતરનો ડુમો અંતરમાં ને અંતરમાં સમાયો. આવા અંતરની અસર બહાર દિલ ઉપર થતાં વાર લાગે ? નહીં જ. મતલબ કે, મુરારિશર્માના પિતાને હવે હૃદય રોગના ધબકારા સંભળાવા લાગ્યા.

ધીમેધીમે રોગ વધી વાગ્યો. અંતિમ દિવસોમાં મુરારિશર્માને પોતાની પાસે બોલાવી શીખ દેવા લાગ્યા કે "મારૂં તો મૃત્યુ હવે બહુ દૂર નથી. પણ તું જોજે. હિંમત રાખજે. પ્રભુના નામનો સહારો પકડજે. તે જ તારી માતા, અને તે જ તારા પિતા—એમ માનીને રહેતાં

શીખજે. આ દુન્યવી માતાપિતાને ભૂલીશ તો ચાલશે, પણ એ અપાર્થિવ અલૌકિક માતાપિતાને કદી ન ભૂલતો, કદી ન ભૂલતો "

દશમે વર્ષે માતાને ગુમાવી. તે તેમને મૂકીને ચાલવી થઈ તે પછી એકજ વર્ષને અંતે પિતા પણ તેમને છોડી જવાની તૈયારી કરી રહ્યા હતા આ તે કેવો ઊત્પાત? એ વિચારે મુરારિ શર્માનું હૃદય વલોવાઈ જતું હતું. આંખમા ઝળઝળીયા સાથે તે પૂછવા લાગ્યા "પિતાજી, તમે જશો પછી હું રહી શકીશ શીરીતે? મારૂ કોણ?"

"જે પ્રભુનુ શરણ પકડે છે તે કદી એકલો હોતો જ નથી. તેમ છતા તમારે તો કાકા, મામા, જેવા વિશાળ હૃદયી સગાવ્હાલા છે તે તમને કોઈ પણ રીતે ઓછું નહીં આવવા દે" કહી પિતા આશ્વાસન આપતા.

આ વાર્તાલાપને અંતે પિતાએ તેમની ધૂન લગાવી.

"શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે!
"હે નાથ! નારાયણ વાસુદેવ!"

એ ધૂનમા અને ધૂનમા તેમણે સમાધિ લીધી અને તેમની આંખો સદાને માટે તેમણે મીંચી દીધી.

આટલી ન્હાની વયમા આમ ઉપરાછાપરી દુઃખ શા માટે? માતાપિતાના સુખથી હુ વંચિત કેમ? કારણ શું? દુઃખ શું? એ સહું ટળી કેમ ન શકે? આવા આવા

વિચારો બાળકને ઉત્તેજીત કરતા. પીઢ અનુભવી કાકા, મામા, તેને શાંત પાડતા અને કહેતા "એ સહુ ઇશ્વરના ખેલ છે. આ બધાનો રામબાણ ઇલાજ જો કોઇ હોય તે તો ભગવાનના રટણ અને સ્મરણમાં જ સમાયલો છે એ તું નિશ્ચયપૂર્વક જાણ." મુરારિ શર્માના સંસ્કાર બીજને આવા વિચાર–વાણીનાં વારિ સિંચનથી અજબ પોષણ મળતું. ભગવદ્ સ્મરણ અને કિર્તન, તરફ આને લઇને તેમનું મન વધારે વળતું.



## પ્રકરણ ૯ મું.

### પુનઃ-માતુલગૃહે.

માબાપની શીળીછાંય વિહોણા ઘરમાં અગિયાર વર્ષનો બાળક એકલો શી રીતે રહી શકશે ? પિતાને ઘેર આવ્યે હજી માત્ર બે જ વરસ થયાં છે—ત્યાં તો તેટલામાં આવી અણચિંતવી કરૂણ ઘટનાની પરંપરાઓ વીતી ગઇ ! કાકા સાથે સહવાસ હજી કેળવાયો નહતો. તેમના કુટુંબ સાથે પૂરેપૂરા તેઓ હળી મળી ગયા ન હતા. આ બધા વિચારો દૂર રહ્યા રહ્યા પણ મામાને પીડતા હતા. એટલે મામા દેવરાજ ફરી પાછા મુરારીશર્માની વ્હારે ધાયા, અને તેમને ત્યાં જઇ પોતાની પાસે લઇ આવ્યા. મામાને ત્યાં તેમને ગોઠયું પણ ખરૂં. પ્રથમનાં આઠ વર્ષ એમને ત્યાંજ ગાળેલાં હોવાથી અહીં એમને કશું નવું નવું કે અતડું અતડું લાગતું ન હતું. માતા પિતાને સંભારી સંભારી નિષ્ક્રિય બની રહેવા કરતાં તેમણે તેમનું ચિત્ત તેમને પ્રિય એવી સંસ્કૃત ભાષાના અભ્યાસમાં પરોવ્યું. આ અભ્યાસ મામાએ પોતે હાથમાં લીધો. અને હિંદીનો અભ્યાસ જે અધૂરો હતો તે પૂરો કરવા ગોપાળપુરની શાળામાં તેમને મૂકવામાં આવ્યા. આ શાળા એક સાદી, સીધી, ગામઠી શાળા જ હતી. અત્યારે ઠેર ઠેર દૃષ્ટિગોચર

થતી શિક્ષણ શાળાઓની મહેલાતો સમી તે ન હતી. શિક્ષણ સંસ્થાઓ માટે ઊભી કરવામાં આવતી આલીશાન મહેલાતોનું આ એક અનિષ્ટ વિચારવા જેવું છે કે ત્યાંના નવીન આગન્તુકના મનઉપર, તેમાંપ્રવેશ કરનાર વિદ્યાર્થીના મગજ ઉપર, સૌથી પહેલી છાપ તો—જાણ્યે અજાણ્યે પણ—એ જ પડે છે કે આ મહેલાતમાંથી બહાર નીકળ્યા પછી પણ આપણે આવી મહેલાતોના સંસર્ગમાં જ રહેવાના છીએ. અને તેને લઇને સામાન્ય જનતાથી પોતે કંઇ વિશેષ છે, એટલે તેણે તેમનાથી અળગા રહેવાનું છે; કાયિક શ્રમ હવે તેણે કરવાનો હોય નહીં. એટલે તેમાંથી પરીણમતી ખોટી નાજુકાઇને તેણે બહેલાવવાની છે, ઘરની અને બહારની વિસંગતતા પ્રત્યે નફરત દેખાડવા કાજે દંભ અને આડંબરનો અંચળો તેણે ઓઢવાનો છે—એવીએવી વૃત્તિઓ ઊભી થાયછે. આવી મહેલાતોનો સહવાસ આવી વૃત્તિઓ ઊભી કરવાનું એક જબરૂ આકર્ષણ પૂરૂ પાડે છે. અને આવી વૃત્તિઓ સેવતા માનસની વિરૂપતાઅને વિકૃતતા માટે કહેવાનું જ શું ? મતલબ કે, આવી મહેલાતોનું શિક્ષણ ચારિત્ર્ય ઘડતરનો તો કક્કોએ કયાંથી ઘુંટાવી શકે ? અને ખરી રીતે બને છે પણ એવું કે વિશ્વના જે જે સંત મહાત્માઓ થઇ ગયા અને થયે જાય છે, જે જે વિરલ વિભૂતિઓ ઉદ્‌ભવી ગઇ અને ઉદ્‌ભવ્યે જાય છે, તે તમોમ આવા ગ્રામ શિક્ષણના સ્વચ્છ, વિશુદ્ધ અને તેજસ્વી વાતાવરણના પરિપાકનું જ પરિણામ હોય છે. ભવ્ય મહેલાતોની ભભકમાંથી નિપજતા તેજ તણખા ઘણે ભાગે

પૃથ્વીને કાં તો પોતાના બાહ્ય અગઝગાટથી આંજી નાંખવા મથશે, અગર ઉપર ઉપરની ટાપટીપ દેખાડશે, અગર તો તેને એકજ ધડાકે ઉડાડી મૂકવાના પ્રયત્નોમાં જ મશગુલ રહેશે.

મામાજીને ત્યાં આમ મુરારિશર્મા પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યા. મામાના પરિવાર સાથે મામાને પણ એ ભાણેજ પ્રત્યે કંઇક પક્ષપાત હતો. તેઓ પોતે એક નામી કથાકાર હતા. એટલે જ્યારે જ્યારે તેઓને કથાનું આમંત્રણ મળતું ત્યારે ત્યારે મુરારિશર્માને તેઓ પોતાની સાથે લઇ જતા. અને ત્યાં પ્રસંગને અનુરૂપ પૂજન યજન તેમને હાથે જ કરાવતા. આમ સામાન્ય ભણતરની સાથે સાથે ધાર્મિક કર્મકાંડનું જ્ઞાન પણ તેમને મળતું રહ્યુ. કેટલાક આ કર્મકાંડના નામ માત્રથી ભડકી દૂર ભાગે છે. પરંતુ તે અવાસ્તવિક' છે. કારણ ધર્મ એ કાંઇ માત્ર વાદવિવાદનો, ભવ્ય ભાવનાઓનો કે ગૂઢ મંતવ્યોનો જ વિષય નથી. જ્યાં સુધી પ્રત્યક્ષ કર્મક્ષેત્રની અંદર તે ઉતરી શક્યો નથી, જ્યા સુધી તે આચારનો વિષય બન્યો નથી, જ્યાં સુધી તે રોજબરોજના જીવનમાં પળાતો જોવામાં આવતો નથી, ત્યાં સુધી ધર્મ એ માત્ર શાબ્દિક સંકેત જ બની રહે છે. એવો ધર્મ ભારતના સંતોને ખપ્યો નથી. અને તેથી જ પૂજા, પાઠ, અર્ચન, કિર્તન, વ્રત, ઉપવાસ, સત્સંગ, તીર્થાટન, આદિ ધર્મના અંગો મનાયાં છે, ધાર્મિક વાતાવરણ ખડું કરવા માટે આવશ્યક ગણાયા છે. માતા-પિતાના વારસામાં મળેલા આ સંસ્કાર મામાએ પાળી પોષીને

વિકસાવ્યા, વધાર્યા. વધાર્યા તે એ રીતે કે ઘર આગળ જ બંધાવેલુ મામાજીની માલિકીનું એક સુરમ્ય મંદિર હતું તેનું સુકાન મુરારિશર્માને. તેમણે સોંપ્યુ. એ મંદિરના સહવાસે પણ તેમને બહુ ઉત્તેજીત કર્યા. વખત વખતનાં આરતી, અર્ચન, ઘંટનાદ, મધમઘાટ, એમના હૃદયને ખૂબ સ્પર્શી જતાં, તેમને ખૂબ ગમતાં. ત્યાં આવનાર સાધુપુરૂષોનો સમાગમ પણ તેમને ફાવતો. તેમની સુશ્રૂષા કરતા, અને કેદીક કદીક તેમના અનુભવ નિચોડની વાણી સાંભળી તેઓ ખૂબ સંતોષ અનુભવતા.

"મામા, આ મહાત્માની સાથે થોડો વખત હું ફરી આવું ?" એવી આજીજી ભરી માગણી પણ તેઓ કરતા. પરંતુ તે વખતે પંડિત દેવરાજ એટલું જ કહેતા; "હજી વાર છે."

છતાં મુરારિશર્માના મનોભાવ સમજવાનુ મામાને માટે મુશ્કેલ ન હતું. તેઓ જાતે તીર્થાટનમાં માનનારા હતા. એટલે જ્યારે તેમણે જોયુ કે મુરારિશર્માની ઇચ્છા હવે તીવ્રતમ બનતી ગઇ છે ત્યારે એકદમ તેમણે ફરમાન છોડયુ, અને તીર્થયાત્રાએ નીકળી પડવાની તૈયારી કરી. પૂર્વ દિશા તરફનાં તમામ તીર્થોમાં બાલ ભાણેજ મુરારિ સાથે ફરી આવવાનો કાર્યક્રમ ઘડયો, અને તે ચીવટાઇથી પૂરો કર્યો.

આટલી નાની વયમાં તીર્થોમાં ઘુમીને એમણે જે અનુભવ અને સંસ્કાર ધન મેળવ્યાં તે બીજે ક્યાંયથી

ભાગ્યેજ તેમને મળી શકયાં હોત. તીર્થોનું પ્રાકૃતિક સૌંદર્ય, તેમની ઐતિહાસિક ભવ્યતા, આધ્યાત્મિક ઉજ્જવળ શાંતિ પ્રદાયકતા, નાસ્તિકને આસ્તિક બનાવે એવું વાતાવરણ, વિવિધ સંસ્કારોનું સમી–કરણ, વિગેરે, માનવ હૃદયને એવું પરિપ્લાવિત કરી મૂકે છે કે એનું સાન્નિધ્ય છોડવું એને ભારે પડી જાય. મુરારિ શર્માની પણ એ જ સ્થિતિ હતી. એમને તો આ તીર્થયાત્રામાંથી ઘેર પાછા ફરવુંજ ન હતું.

પણ મામાએ કહ્યું "અલ્યા, ઘરનો તો આપણે કંઇ વિચાર કરવો જોઇએ ને? એ લોકો રાહ જોતા હશે. હરકત પડતી હશે. ઊંચો જીવ કરતા હશે. એટલે હવે ઘેર તો જવુંજ જોઇએ. ન ચાલે." મામાની મરજી તેઓ કદી ઉથામતા નહીં. એટલે તરત તૈયારી કરવા માંડી, જો કે વધુ ભ્રમણ કરવાની તેમની તૃષ્ણા અધુરી રહી. છતાં આ તીર્થાટને તેમના ભાવી જીવનના ભણકારા તેમને સ્પષ્ટ રીતે સંભળાવ્યા, અને તેમના અંતરમાં તેના અંકૂરો સ્વચ્છ અને સુદૃઢ રીતે મ્હોરાવ્યા.

આમને આમ વ્યવસાયમા વર્ષો વહેતાં ગયાં અને મુરારિ શર્મા હવે પંદર વર્ષના કિશોર બન્યા. વિદ્યા, બુદ્ધિ, શરીર સૌષ્ઠવ,સંસ્કારિતા આદિ ગુણોથી વિભૂષિત થએલો આ કિશોર તેના સમવયસ્કોની અંદર જુદો તરી આવતો હતો. સહુ કોઇની નજર તેના ઉપર ઠરતી. આસપાસના અનેકાનેક બ્રાહ્મણો એક પછી એક આવા કિશોરને પોતાનો કરી લેવા માગાં કરવા મંડયા. મામા એકલાના હાથની

વાત હોત તો કદાચ તે, તો પીગળ્યા જ હોત. પરંતુ વ્યવહારકુશળ મામાએ આ ભારનો ટોપલો પોતાને શીરે વંહોરવા કબુલ્યુ નહીં અને મુરારિ શર્માના પિતૃગૃહના વડીલને—તેમના કાકાને—પરિસ્થિતિથી વાકેફ કર્યા. કાકાને મુરારીશર્માની જન્મકુંડળી મોઢે હતી. જ્યોતિષિઓએ લાખેલા જ્યોતિષનો પણ તેમને ખ્યાલ હતો. એટલે એમણે એવી સલાહ આપી કે આ કિશોરને અઢારમે વર્ષે વૈરાગ્યનો યોગ હોવાનું એના જન્માક્ષર જણાવે છે, એટલે આવી સંબંધ બાંધવાની વાત નિદાન તે વીસ વર્ષનો થાય ત્યાં સુધી છેડવી નહીં. એટલે આ વાતાવરણ તો આટલેથી ફેલાતું અટકી ગયુ, અને એ વાત ઉપર સહુએ જાણે પડદો પાડી દીધો.

જેના સંબંધમાં આ વાતો થતી હતી તેને પોતાને તો આની કંઇ જ પડી ન હતી. એ તો એની નિરાળી ધુનમાં જ મસ્ત રહેતો. એને તો સાચવી રાખવી હતી માતાપિતાએ સોંપેલી મહામોલી મિલકત—સંસ્કાર ધનનો વારસો. એને એ જ એક મહાકર્તવ્ય લાગતું હતું. માતાએ સોંપી હતી મુરલીધરની મનોહર મૂર્તિ, પિતાએ સોંપ્યો હતો નામ સ્મરણનો મહામંત્ર. આ બેથી તેઓ કદી વિખૂટા પડતા નહીં. ઊઠતાં, બેસતાં, હરતાં, ફરતાં, કાયમ એના જપજાપ કર્યે જતા હતા. ગામના સમોવડીયા કિશોરો સાથે છૂટથી હળતા મળતા, ખેલતા, કૂદતા—તે લોકો તેમનાં ઢોર હાંકલે પાણી પાવા જાય, ચરાવવા જાય,

તોં તેમની સાથે પણ તેની મઝા માણવા ચાલી નીકળતા. પણ આ બધાની વચમાં તેમની રમતગમતો, તેમનો વાણી વિલાસ, તેમની કાર્ય શૈલી, તેમનું સંસ્કાર પ્રાબલ્ય, અદ્દભુત જણાતું અને એ તેમને તેમના વર્તુલની અંદર અનોખું વ્યક્તિત્વ અર્પતું. સહુના પ્રેમ અને આદરના પાત્ર તેઓ બની રહ્યા. મામાને આ બધું જોઇ ઊંડે ઊંડે બહુ સંતોષ થતો, અને ખાત્રી પણ થતી ગઇ કે વ્યાવહારિક કામકાજના ઉકેલમાં મુરારિશંમ્ભુ કોઈનો ગાંઠ્યો જવાનો નથી.



## પ્રકરણ ૭ મું.

## ફરી પિતાને ઘેર

મુરારિશર્માને મામાને ઘેર મોકલવા પડયા હતા તેનું કાકા કાકીને ઘણું દુઃખ હતું. પિતાના ઘરનું એણે શું સુખ જોયું ? એ વિચાર એમને સાલતો હતો; ત્રણેક વર્ષ જેટલા સમયનો ગાળો પણ હવે નીકળી ગયો હતો. એટલે કાકા કાકીએ તેમને સંદેશા મોકલવા માંડયા: "દીકરા ! આવો પિતાનું ઘર સંભાળો." મામાની અનુજ્ઞા લઈ ફરી પાછા મુરારિશર્મા મહાદેવપુરામાં પોતાના પિતાને ઘેર દાખલ થયા. કાકા, કાકી, તેમનાં બાળગોપાળ, અન્ય સંબંધીઓ તેમને જોઈને રાજી રાજી થઈ ગયાં. એ બધાની સાથે હળીમળી તેમણે પિતાના ઘરનો કારભાર ચલાવવા માંડયો. એમનો કારભાર એટલે પ્રભુપ્રીત્યર્થે આખો વ્યવસાય, નિરંતર અધ્યાત્મ અને ઉદ્યમમાં રોકાયલી રહેતી તેમની પ્રવૃત્તિ, મનની નિઃસીમ શાંતિ, શિષ્ટસંસ્કાર ભર્યું વર્તન. આવો કારભાર અજબ આકર્ષણ જમાવે એમાં શી નવાઈ ? કાકા મધુસૂદનાચાર્યે તેમની આવી લઢણ વલણ ઉપરથી નિશ્ચિત કરી લીધું કે એમના કુળના આચાર્ય-મંદિરની ગુરૂગાદી મુરારિશર્મા સિવાય બીજો કોઈ લાયક બની શોભાવી શકે તેવો ન હતો. તેમના પોતાના

જ પુત્રો હતા. એ જ આચાર્ય મંદિરની શાળામાં શિક્ષણ લેતા હતા. છતા તેમની પસંદગી તેમના ઉપર ઉતરી નહીં. અને તેટલા માટે તેઓ મુરારિશર્માને ગાડરવાડા લઈ ગયા.

મહાદેવપુરાથી કાકાની સાથે ગાડરવાડા જતાં વચમાં કાશી ક્ષેત્રના મહાતીર્થમાં તેમને રોકાવાનું થયું હતું. કાશીમાં આ તેમનો પહેલવહેલો પ્રવેશ હતો. પરંતુ તે પહેલાં તેના મહાત્મ્યથી તેઓ પૂરેપૂરા પરિચિત થએલા હતા. ઠેઠ પ્રાચીન સમયના એ સંસ્કારધામનું ગૌરવ હજી હળવું થયું નથી. આર્ય સંસ્કૃતિનું એ જબરજસ્ત કેન્દ્ર હતું અને છે! વિશ્વના નાથે જે નગરી પોતાને વસવા યોગ્ય ગણી, જાહ્નવી જેવી સ્વર્ગમાંથી ઉતરી આવેલી મહાનદીએ જે નગરીની ધૂલીને પવિત્રતા અર્પી, એ નગરીમાં પ્રથમ પ્રવેશ પામતાં મુરારિશર્માએ અવર્ણનીય આનંદ અનુભવ્યો, એમનાં રોમ રોમ નાચવા માંડયાં.

કાશીમાં તેમણે મુકામ રાજઘાટ ઉપર આવેલા આચાર્યોના મઠમાં રાખ્યો હતો. ગંગાસ્નાન અને વિશ્વનાથનાં દર્શન એ તેમનો નિત્યનો ક્રમ હતો. વિશ્વનાથ સન્મુખ હાથ જોડી નિરંતર તેઓ એવી પ્રાર્થના કરતા કે "હે ઇશ, મારાં માતાપિતાને સુખ શાંતિ અર્પજો. એવી કૃપા કરજો કે તેમને કદી પણ દુઃખ ન થાય. તથા પ્રભો, મારા પર પ્રસન્ન થઈનેઆપના દિવ્યધામ કૈલાસ તથા હિમાલયનાં દર્શન, યાત્રા, પ્રદક્ષિણા કરાવજો. આપ તો ઘણા જલદીથી

પ્રસન્ન થાઓ છો અને સર્વનું કલ્યાણ કરનારા છો. મારી બાળકની વિનંતી આપ નહીં સાંભળો ?”

કોઈકોઈ દિવસ અસ્સીઘાટ પર જઈ, મહાત્મા તુલસીદાસજીની ગુફામાં બિરાજતા સંતોનો સમાગમ સેવતા.

આવી રીતે કાશીમાં કેટલોક સમય ગાળી ગાડરવાડે પહોંચ્યા.

ગાડરવાડાના આચાર્ય મંદિરની શાળામાં કાકાના ત્રણે પુત્રો ભણતા હતા. તેમની સાથે સાથે મુરારિશર્માનો પણ પ્રબંધ થયો. આ શાળામાં અંગ્રેજીનો પણ અભ્યાસ કરાવવામાં આવતો હતો. કાકાની અંતરના ઊંડાણમાં એવી ઇચ્છા ખરી કે મુરારિશર્મા આ વિદેશી ભાષા પણ જમાનાને અનુકૂળ થવા શીખે અને પોતાની યોગ્યતામાં ઉમેરો કરે.

કાકાના અને ભાઈઓના આગ્રહને માન આપી અંગ્રેજી શીખવાને તેઓ સંમત થયા. સંસ્કૃત, હિંદીનો વધુ અભ્યાસ ચાલુ રાખ્યો.

શાળામાં તેઓ જતા, બેસતા, શિક્ષા લેતા, પણ તેમના મનને કંઇ ગોઠતું હોય તેમ લાગ્યું નહીં. એમનો આત્મા કંઇ જૂદું જ પોકારી રહ્યો હતો. આ અંગ્રેજી શિખવાના મોહની પાછળ તેમણે ઉછરતી જોઈ નરી કૃત્રિમતા, નિહાળ્યો ખોટો આડંબર, નિરખ્યા પોતે ન હોય તેવા હોવાના દેખાવો કરવાના પ્રયાસો; આવું શિક્ષણ નહીં

પામેલા સમાજથી પોતે કંઇ ઉન્નત છે, અળગો છે, એવા પ્રકારની ભાવનાં સેવાતી જણાય. ગુરૂશિષ્ય વચ્ચેનો હૃદયસ્પર્શી સંપર્કનો કેવળ અભાવ દેખાતો હતો. સાચી વિદ્યા કે કેળવણી મળવા કરતાં વાંચન, લેખન, અને માહીતિનો સંભાર જાણે એકઠો કરવામાં આવતો હોય તેવું લાગતું: અધ્યાત્મવાદની હાંસી, અને બુદ્ધિવાદની બડાઇ, એ તેનાં વિશેષ લક્ષણ જણાયાં. આવા વાતાવરણમાં એમના વારસાગત સંસ્કારની શુંગળામણ વધી. એમાં એને ગોઠવાઇ જવું ફાવે શી રીતે? એટલે એ ચોકઠામાં એ કદી સમાઇ શકયા નહીં. આચાર્યમંદિરના ભક્તોએ, એને અંગે ચાલતી શાળાના શિક્ષકોએ, કાકાએ ઘણું ઘણું સમજાવ્યા, પણ મુરારિશર્માને ગળે એ વાત ન ઉતરી તે ન જ ઉતરી.

શિક્ષકો કહેતા "ભણેલા હશો, વિદ્વાન હશો, જમાનાની ભાષાઓ જાણતા હશો, તો તમારી પ્રભુપ્રાપ્તિની, પ્રભુભજનની, મુરાદ તમે બહુ સુંદર રીતે બર લાવી શકશો."

શિષ્ય જવાબ આપતો-"પ્રલ્હાદ અને ધ્રૂવ આ બધુ ભણ્યા હતા કે? તેને જાણ્યા પછી જાણવાનું શું બાકી રહે છે?"

મુરબ્બીઓ શીખ દેતા કે "એ બધી મોટી મોટી વાતો તો ઠીક છે. પણ અમારૂં કહ્યું માનો."

બાળક કહેતો "નહીં, નહીં. આ અભ્યાસથી તો આપણે પ્રભુથી દૂર નાસીએ છીએ. પ્રભુપ્રાપ્તિ—ઇશ્વર દર્શન, એ તો મારૂં લક્ષ્યબિંદુ છે."

આમજનો વ્યંગ વાણી ઉચ્ચારતા "ઓ હો હો! તો તો અમારા બધાંનાં ભાગ્ય ઉઘડી-જ-જવાનાં! એમ થશે તો અમે તમારે ચરણે બેસી, તમારી પૂજા કરી, કૃતાર્થ થઇશું."

આવાં વચનો તેમના વિચારમાં, તેમના નિશ્ચયમાં, પરિવર્તન લાવવા અસમર્થ નીવડયાં. ઉલટું એમણે તો છેલ્લુ પગલું લીધું. અંગ્રેજી શાળાને છેલ્લા નમસ્કાર કર્યા. પણ સંસ્કૃત ભાષાના અભ્યાસમાં, મંદિરનાં પૂજા, અર્ચન, આરતી, વિગેરે, કામોમાં તત્કાળ તે પરોવાઇ ગયા.

વૈષ્ણવ સંપ્રદાય એ તેમના કુળનો સંપ્રદાય હોવાથી, અને એ સંપ્રદાયમાં આચારનું ગૌરવ વિશેષ હોવાથી, મુરારિશર્મામાં આચારનો અનુરાગ પ્રથમથી જ પ્રધાનપણે હતો. અબોટીયુ પહેરવું, બીજાઓ જુએ નહીં તેવી રીતે ખાવું, પીવું, કોઇનું અડકેલુ પાણી ન પીવું, આદિ વૈષ્ણવજનનું મરજાદીપણું તેમનામાં સ્વભાવગત ઉતરી આવેલું હતું. સંસારનાં આતુડીયા વાતુડીયા કામોમાં, કે કુટુંબીજનો સાથે એલફેલ ગુફ્તેગો કરી સમય પસાર કરવામા, તેઓનું મન ભાગ્યે લાગેલુ રહેતું. એમને માટે એમનો માર્ગ એમનાં માતા પિતાએ ચીંધી આપ્યો હતો. એ માર્ગે ચઢવાના પ્રયત્નોમાં જ તેમનુ તન અને મન લાગેલું રહેતું. ગાડરવાડમાં આચાર્ય મંદિરમાં રહ્યે રહ્યે તેઓ પાઠ, પૂજન, ભજન, ગાયત્રી જપ વિગેરે કરવામાંજ પોતાનો કાળ ક્ષેપ કરવા લાગ્યા.

પિતા ગુમાવ્યા પછી બારમે વર્ષે મામાને ત્યાં રહી તીર્થ યાત્રાની જે ભૂખ એમને ઉઘડી હતી તે માત્ર તે વખતે અર્ધ સંતુષ્ટ જ રહી હતી. મામાની આજ્ઞા થવાથી તેમની સાથે તેઓ પાછા ફર્યા હતા. પરંતુ મનમાં એ નિશ્ચય તો ઘોળાયા જ કરતો હતો કે વહેલા અગર મોડા આ યાત્રાની પરિક્રમા તેમણે પૂરી કરવી જ રહી.

તેવામાં એક પ્રસંગ એવો બન્યો કે આ નિશ્ચય અમલમાં મૂકવાનું વ્હેલું બન્યુ.

શરદ પુનમની રજત રૂપાળી રૂડી રાત હતી. વિધવિધ આભૂષણોથી શણગારીને આચાર્ય મંદિરમાં બિરાજતા ઠાકોરજીને ખુલ્લા ચોકમાં, ચાંદનીના ઉજમાળા તેજમાં, લીલી હરીયાળી લતાઓના મંડપની ચિત્રવિચિત્ર રચના કરી, તેને મઘમઘતાં પુષ્પોની હારમાળાઓથી સજાવી, ઉપર રંગબેરંગી પતાકાઓ ફરફરાવી, વચમાં ઊભા કરેલા પુષ્પ હિંડોળામાં પધરાવ્યા હતા. ચારેકોર અને ઠેક ઠેકાણે દીપમાળાની રોશની ઝગઝગાટ વેરી રહી હતી. આવા દર્શનનો લાભ કોણ જતો કરે? ખૂબ ભીડ જામી હતી. સામે દૂરથી તેમના કાકા શ્રીમદ ભાગવતમાની રાસલીલાનું વર્ણન બુલંદ અવાજે, રસમય ભાષામાં, સહુને સમજાય તેવી રીતે, કરી રહ્યા હતા. જામેલી ઠઠ આ પ્રવચન સાંભળવા અટકી પડી. સાંભળીને સહુ સ્તબ્ધ બન્યું. સહુએ 'વાહ, વાહ' પોકારી. પ્રવચનને અંતે પ્રસાદ વહેંચાવા માંડયો. જામેલી ભીડમાં સળવળાટ થવા લાગ્યો. અસ્તવ્યસ્તતા અને

લૂંટાલૂંટ ચાલી. આવા સમુદાયની અંદરથી પણ એક વ્યક્તિ એવી નીકળી કે જેને આજના કથા પ્રસંગે હચમચાવી મૂકી. ભગવાન મેળવવાનો કીમિયો તેને હાથ લાગી ગયો એમ તેને સ્પષ્ટ સમજાયુ. અંતર એનુ હર્ષથી નાચી ઉઠયુ, અને પોકારવા લાગ્યું "વૃંદાવન! ભગવાન! બસ, પહેલી જ તકે વૃંદાવન પહોચી જવું. ભગવાન ત્યાં હાજરા હજૂર મળવાના!" પોકાર એવો ઉગ્ર હતો કે વિલંબ સહન થઈ જ ન શકે.

એટલે મોડી રાતે પરવારવા છતાં બીજે દિવસે વહેલા મળસ્કામાં ચૂપચાપ ઘેરથી મુરારિએ સ્ટેશન તરફ જ જવા માંડયું. એમના મનને ન હતો ઉદ્વેગ, કે ન હતો ઉચાટ. એ તો જાણે કોઈ જંગ જીતવા ચાલી નીકળ્યા હોય તેવી અદ્દાથી સ્ટેશને પહોંચી ગયા. ગાડીની રાહ જોતા બેઠા. ગાડી આજે ઘણી મોડી હતી. એટલે મુરારીશર્માને દગદગો તો થયો કે આજનું પ્રયાણ સફળ થાય ત્યારે ખરૂ. અને બન્યુ પણ એમજ. ઘર આગળ તો બધા સ્હવારમાં નિત્યના નિયમ પ્રમાણે સહુ સહુના નિર્ધિત કાર્યોમા લાગી ગયા. મુરારિશર્મા છે કે નહીં તે તે વખતે તપાસ કરવાની તેમને જરૂર જણાઈ નહીં. ભોજન સમયે સહુ અવશ્ય ભેગા થતા. તદનુસાર ભોજન સમયે આજ મુરારિશર્મા જણાયા નહીં. એટલે સહુએ ચિંતિત મને આમતેમ પૂછપરછ કરવા માડી. આડોશીપાડોશી સુધી પણ ફરી વળ્યા. છેવટે ભાળ મળી કે તેમને સ્ટેશન તરફ જતા કોઈએ જોયા હતા ખરા, એટલે બધા ઉપડયા સ્ટેશને. સહુની અજાયબી વચ્ચે મુરારિશર્મા ત્યાં

મળી આવ્યા. ઘરના માણસો તેમને જોઇ ખુશી થયા. પ્રત્યેક જણે તેમને પાછા વળવા માટે વિનવવા માંડ્યું. "અમે તમારી આડે નહીં આવીએ, તમને બધી સગવડ કરી આપીશું. માત્ર ઘર છોડીને જતા રહેવાનો વિચાર તમે છોડો, અને ચાલો અમારી સાથે." કાકા કાકીએ આર્દ્ર સ્વરે કહેવા માંડ્યું, અને આંખમાં પાણી ઉભરાયાં. સુરારિશર્માથી કાકા કાકીની આ સ્થિતિ જોઇ શકાઇ નહીં. તેમની વીનવણીને ઠુકરાવાઈ નહીં. ખૂબ જ અણગમતે મને પણ બધાની પાછળ તેમણે પાછા ફરવા માંડ્યું, અને વળી ઘરની છાંયનું શરણું લીધું. આ વખતે તેમનું વય સત્તર વર્ષનું હતું.

સુરારિશર્માના ગૃહત્યાગના નાટકનો પ્રથમ અંક આ રીતે ભજવાયો. દેખીતી રીતે, ઉપર છલ્લી નજરે, તે નિષ્ફળ હતો. પરંતુ આભ્યંતરિકી દૃષ્ટિએ જોવા જઈએ તો પાછળથી આ માર્ગમાં તેમને જે ઉત્કૃષ્ટ સફળતા મળી તેના પાયારૂપ જ ગણાય તેવો હતો. કારણ આ પ્રસંગે સુરારિશર્માના માનસિક વિશ્લેષણ ઉપર પૂરતો પ્રકાશ પાડ્યો, અને ઘરનાં નાના મોટાં સહુ એ બાબતમાં તેમને સહાયભૂત થઇ રહેવા તરફ વળ્યાં. તે બાબતની તેમને જોઇતી દરેક સગવડ કરી આપવા તરફ વિશેષ ધ્યાન આપવા મંડયાં. પાઠ, પૂજન, ભજન, વિગેરેની સઘળી સામગ્રી તેમને માટે ખુલ્લી મૂકી દીધી. આને લઇને તેઓ પોતે નક્કી કરેલા માર્ગમાં ઠીક આગળ વધી શકયા, ઠીક પ્રગતિ સાધી શકયા.

## પ્રકરણ ૮ મું.

## ત્યાગની તૈયારીઓ.

આ જ સમયે ગાડરવાડામાં જોરશોરથી પ્લેગ ફાટી નીકળ્યો. લોકોએ નાસભાગ શરૂ કરી. જોત જોતામાં ગામ ખાલી થઇ ગયું. ગાડરવાડાના આચાર્ય મંદિરને જાગીરીમાં એક ગામ મળ્યું હતું ત્યાં મુરારિશર્મા વિગેરે પહોંચી ગયા. એ ગામમાં પણ કાકાજીનો તો વ્યવસાય કથાવાર્તાનો ચાલુ જ રહ્યો. રોજ રાત્રે ગામલોક સહુ ભેળું થાય અને કાકા મધુસૂદનાચાર્ય ભાગવતની કથા સંભળાવે. મુરારિશર્મા આ કથાના પ્રસંગો સાંભળતાં સાંભળતાં તન્મય બની જતા. એમને ધૂન લાગી હતી. ઇશદર્શની. ગૃહત્યાગ તેને માટે ગમે ત્યારે પણ જરૂરી જણાતો હતો. પણ એ માર્ગ કંઇ સહેલો ન હતો. જે શરીર ભૂખ, તરસ, ટાઢ, તડકો, થાક કે શ્રમ વેઠી શકે નહીં, તે એ માર્ગની પૂરી મજલે શી રીતે પહોંચી શકે? એટલે તેને માટે પૂરતી તૈયારી પહેલેથી કરવી જ રહી. નિશ્ચિત અખતરા પોતે પોતાની જાત ઉપર અજમાવવા જ જોઇએ, એવો એમણે નિશ્ચય કર્યો, અને એ નિશ્ચયને અમલમાં મૂકવાની એમને તક પણ સાંપડી. પ્લેગનું જોર હવે નરમ પડ્યું હતું. ગામ બહાર નીકળીને વસ્તી પાછી ગામમાં જઈ રહી

હતી. કાકા વિગેરે પણ પાછા ગામમાં જવાની તૈયારી કરી રહ્યા હતા. મુરારિશર્માએ આ વખતે કાકાને પ્રાર્થના કરી "મને અહીં ઠીક ગમી ગયું છે. હું હમણાં ન આવું તો ન ચાલે ?"

"જેવી તારી મરજી," કાકાએ અનુમતી આપી. મુરારિશર્માના સંકલ્પો વિગેરેથી તેમના કુટુંબીઓ થોડે ઘણે અંશે માહિતગાર થઇ ગયા હતા. એટલે એમની ઈચ્છાની આડે આવવા કોઇ તૈયાર ન થતું. ગામના લોકોની સાથે પણ, કથાવાર્તાના પ્રસંગોને લઇને, તેમને મેળ સારો બાઝી ગયો હતો. એટલે લોકો પણ ઇચ્છતા કે તેઓ જો અહીં રહી જાયતો તેમને વિશેષ લાભ થાય. વળી, એ ગામનો આખો સમાજ એ કુટુંબના શિષ્ય તરીકે જ ઓળખાતો. એટલે કાકાજીએ જતે જતે સહુને ચેતવી દીધા હતા કે "આ મ્હારા ભત્રિજાને થોડા દિવસ હું અહીં રાખતો જાઉં છું. તમે બધા સારી પેઠે જાણો છો કે હમણાં હમણાં એકાંતવાસ, પ્રભુસંકીર્તન, ઇશદર્શન, વિગેરેની સાધના તરફ એનું મન ખૂબ આકર્ષાયલું રહે છે. તે એટલે સુધી કે એ અંગે કદાચ ઘર છોડીને ચાલતા પણ થઇ જાય. એટલે એને માટે એમને જોઇતી સગવડો કરી આપજો, અને એવું કંઇ છેવટનું પગલું ભરી ન બેસે તેને માટે દેખરેખ અને કાળજી રાખજો." આ પ્રમાણે સોંપણી કરી કાકા કુટુંબ સાથે વિદાય થયા.

એમના ગયા પછી મુરારિ શર્માએ પોતાના આદર્શમય

જીવનવહનથી ગામ લોકોને ચકિત્ત કરી નાંખ્યા હતા. કથા, વાર્તા, ભજન, પાઠ, પૂજન, આદિ કાર્યક્રમ ઉપરાંત તેમણે તો યમનિયમનું પરિશિલન પણ કડકપણે શરૂ કરી દીધું હતું. પોતાની ગૌશાળામાં પાંચસો ઉપરાંત ગાયો અને સો ઉપરાંત ભેંસો હોવા છતાં દૂધ, છાશ, માખણ, ગામમાં બહોળે હાથે વહેંચી દેવામાં આવતું. અન્નનો આહાર પોતે ત્યજી દીધો હતો. માત્ર દૂધ ઉપર રહેવાની ટેવ પાડી રહ્યા હતા. આખો સમય એકાંતમાં તેઓ આસન જમાવીને બેસતા, ભજન કિર્તનની ધૂન લગાવતા. ગામલોક એમની આસપાસ ટોળે વળતા, પ્રશ્નો પૂછતા, ચર્ચા કરતા, શંકાનુ નિવારણ કરાવતા, અને તેમની વાણી સાંભળી દિવસ ધન્ય કરતા. કેટલાક દિવસ પછી જ લોકોના જાણવામા આવ્યુ કે મુરારિશર્માએ અન્ન લેવાનુ બિલકુલ છોડી દીધું હતું. એટલે તેમનામાના એક પછી એક રોજ નવી નવી સામગ્રી લાવી તેમની પાસે મૂકી જતા. પરંતુ તે તો એમની એમ અડકયા વગરની જ પડી રહેતી. બીજે દિવસે જુએ તો ત્યાંની ત્યા, તેમની તેમજ હોય. એટલે લોકોના મનમાં ચિંતા થવા લાગી. જતી વખતે કાકાજીએ આપેલી ચેતવણી તેઓને યાદ આવી. અને આમ મુરારિશર્માને અન્ન વગર આઠેક દિવસ પસાર થઇ ગયા એટલે લોકોએ ગાડરવાડે કાકાને ખબર પહોંચડાવી. કાકા તરત દોડી આવ્યા. ખૂબ સમજાવ્યા, અને પોતાની સાથે તેડી ગયા. મુરારિશર્માને તો જો કે આથી પોતાના વ્રતમાં ભંગાણ પડતું હોય તેમ લાગ્યુ. આ બધી

બીનાની જાણ ગાદરવાડામાં થઇ ગઇ હતી. આચાર્ય મંદિરના શિષ્ય સેવકોની અંદર આની અસર ઘણી થવા પામી હતી. સહુ તેમને પૂજ્ય ભાવે જોવા લાગ્યા. લોકો તેમનાં દર્શને આવવા લાગ્યા. તેમના દર્શનથી લોકોને અનેરી શાતા મળતી લાગતી, એનો પ્રભાવ તેમના આ થોડા ઘણા નિયમનપાલનથી તેમની આસપાસ ખડો થવા પામ્યો હતો.

ઘેર આવીને પણ સુરારિશર્મા તો પોતાના ઇશદર્શનના લક્ષ્યબિંદુને પહોંચવાના પ્રયાસોમાં જ રચ્યા પચ્યા રહેવા લાગ્યા.

આ અરસામાં કાકા મધુસૂદનાચાર્યનાં એક બહેન—સુરારિશર્માનાં ફોઇ—ગાદરવાડે આવીને રહ્યાં હતાં. તેમની સ્થિતિ સાવ અટુલા, એકલા જેવી થઇ પડી હતી, કારણ સગાંવ્હાલાં, કે આપ્તજનોથી તે પરવારી ગયાં હતાં–તે પૈકી કોઇ જ હવે રહ્યુ ન હતું. ગાઝીપુર જીલ્લાના ગોહબલ ગામનાં તે વતની હતાં. ઘરની જમીનદારી હોવાથી પ્રમાણમાં સંપત્તિ એમની પાસે વિપુલ હતી. પોતાની તમામ મિલ્કતના વારસ પોતાના ભત્રીજાને કરવાની તેમની ઉત્કંઠા હતી. તેની વાટાઘાટ માટે તો તેઓ આવ્યાં હતાં! આ વારસાઇની પછવાડે તેમણે એક એવી શરત લગાડી હતી કે જે ભત્રીજો તેમનો વારસ થવા માગતો હોય તેણે તેમને અયોધ્યાથી જગન્નાથપુરીની યાત્રા કરાવવી. આ પોઇન્ટ ઘરમાં બધાને પૂછપરછ થવા માંડી "કોને જવું છે? કોને જવું છે?" અંગ્રેજી કેળવણી પામેલા મધુસૂદનાચાર્યના

પુત્રો પૈકી કોઈ તૈયાર થાય એમ ન હતું. તેમને બહુ શ્રદ્ધા પણ ન હતી. કોઇના અંતરમાં ખુણે ખુણે એવી ઇચ્છા ખરી કે મુરારિ જો આવવાની 'હા' પાડે તો સારૂં. મુરારિનો ધર્મપ્રિય સ્વભાવ તેમને પસંદ હતો. તેમની અન્ય પરિસ્થિતિ પણ તેમની જાણ બહાર ન હતી. મુરારિશર્માએ માતાપિતાનું વિધિપુરઃસરનું શ્રાદ્ધ કરવાનુ હજી બાકી હતું. અને તેમાં મદદરૂપ થઇ પુણ્ય હાંસલ કરવાની એ કોઇની તીવ્ર ઇચ્છા હતી. છતાં મુરારિશર્માને તો હજી કોઇ પૂછતું જ ન હતું! શા માટે? કાકાની આખ આગળ તેમના ભાવિ જીવનની આગાહીની એક કતાર આખી ખડી હતી. મુરારિશર્માનુ વય પણ ૧૮ વર્ષનુ થયુ હતું. આજ વર્ષે ગૃહત્યાગનો યોગ હોવાનુ તેમના જન્માક્ષર બોલતા હતા. એટલે કાકાના મનમા એમ થયુ કે તેમને મોકલવામાં જોખમ સમાયલું છે. કુટુંબ કદાચ એ મહાન થવા સર્જાયલી વ્યક્તિનો પ્રત્યક્ષ સહવાસ ગુમાવી બેસે એ બાબતની એમને બહુ લાગણી થતી હતી. એટલે કોઇની સાથે તેમને યાત્રામાં મોકલવાની તેમની જરાકે ઇચ્છા ન હતી. મુરારિશર્મા ઘરનો બધો તાલ જોયા કરતા હતા. યાત્રાની ભૂખ તો તેમની અણસંતોષાયલી જ હતી. એટલે તાલાવેલી તો તેમને ખૂબ ઉગ્ર થતી હતી. બીજું કોઇ તૈયાર થતું હોય તો તેમનો તેની આડે આવવાનો સંકલ્પ નહોતો. એટલે જ્યારે કોઇ જ તૈયાર થતું જણાયુ નહીં ત્યારે એક દિવસ મુરારિશર્માએ જાતે થઇને કાકાજીને પ્રશ્ન કર્યો કે "જેમને જવાની મરજી નથી તેમને બધા

વારંવાર પૂછપૂછ કરે છે. જેમને જવાની મરજી છે, જે ખરેખર ઉત્સુક છે, તેને કેમ કોઇ પૂછતું જ નથી?"

"આચાર્યમંદિર છોડીને બીજે કયાંય જવાની ત્હારી ઇચ્છા હોય એવો ખ્યાલ અમને આવી શકતો નથી."

"એ છેક ખોટું નથી. છતાં યાત્રાનો અવસર આમ અચાનક લાધતો હોય તો તેનો લાભ લેવા મારૂ મન મને ઉશ્કેરી રહ્યું છે." સુરારિશર્માએ પ્રસ્તાવ રજુ કર્યો.

"ત્હારી ઇચ્છા હોય, ખાસ મન હોય તો ત્હને મોકલવામાં અમને કંઇ હરકત નથી. પણ એક વસ્તુની ચેતવણી આપ્યા વગર હું રહી શકતો નથી. કોઇ પણ પ્રસંગે ફોઇને એકલાં છોડીને કંઇ ચાલ્યો જઇશ નહીં. ત્હારી વૃત્તિઓના વેગમાં તણાઇને તું આવું કોઇ પગલુ ભરતો નહીં," કાકાએ અનુમતિ દર્શક જવાબ આપ્યો અને સાથે સાથે શિખ પણ દીધી.

કુટુંબના વડીલની મળેલી ઝડપી અનુમતિ બદલ તેઓ ખરેખર આનંદિત દીસતા હતા અને ખૂબ ત્વરાથી યાત્રાની તૈયારીઓ કરવાના કામમાં તેઓ લાગી ગયા.

ફોઇને જ્યારે ખબર પડી કે સુરારિશર્મા જાતે થઇને યાત્રામાં પોતાની સાથે આવવા માગે છે ત્યારે તેમને ખૂબ હર્ષ થયો. વિદ્યુત્ વેગી ઝડપથી આ યાત્રાની તૈયારીઓ પરિપૂર્ણ કરવામાં ઘરનાં સહુ કોઇએ સાથ આપ્યો, અને

તે તેટલી જ ઝડપથી પૂરી થઈ ગઈ. મુરારિશર્માને 'સમજ ન પડી કે કોનો ઉપકાર માનવો. પણ એટલું તો નિશ્ચિત સમજાયું કે પોતાની નાનપણની અધુરી રહેલી આશા—યાત્રાની પરિક્રમા પૂરી કરવાની તીવ્રતા—આમ અચાનક પરિપૂર્ણ થવાનો અવસર પ્રાપ્ત કરી આપવામાં પ્રભુનો કંઇક સંકેત હશે. અને એને લઇને પ્રભુની કરૂણામાં એમની શ્રદ્ધા બળવત્તર બની. ફોઇ અને ભત્રીજાએ આ રીતે લાંબી યાત્રાએ નીકળવા કમર કસી. એક શુભ દિવસની સ્હવારે તેઓ બન્નેએ વિદાય લીધી.

સહુથી પહેલાં તેઓએ ગયાજીનો માર્ગ લીધો. મુરારિશર્માનાં માતાપિતાની શ્રાદ્ધાદિક ક્રિયા પરવારી લેવાનો ફોઇનો ખાસ આગ્રહ હતો. ત્યાં તેઓ પૂરા પંદર દિવસ રહ્યા. શ્રાદ્ધક્રિયા પૂરેપૂરી વિધિ પૂર્વક કરાવી માતાપિતાના ઋણમાંથી પોતે મુક્ત થયા.

આ બધું કામ આટોપી તેઓ આગળ વધ્યા. વૈદ્યનાથ ધામ, ભુવનેશ્વર, સાક્ષી ગોપાળ, આદિનાં દર્શન કરતે કરતે તેઓ જગન્નાથજી પહોંચ્યા. આ બધાં પુણ્યતીર્થોનાં દર્શનથી મુરારિશર્માનું અંતર પ્રફુલ્લિત રહેતું. અનેરી શાંતિ અને પ્રભુ મહિમાનો અનેરો ઉત્સાહ તેમનામાં પ્રગટ થતો. પ્રત્યેક તીર્થ ક્ષેત્રમાંથી કંઇને કંઇ પ્રેરણા લઇને તેઓ વિચરવા લાગ્યા. આ અરસામાં રામનવમીનો અવસર સમીપ આવી લાગ્યો હતો, અને એ બન્ને યાત્રિકોના મનમાં એકજ વિચાર સ્ફુર્યો કે આ રામનવમી શ્રીરામની અવતાર ભૂમિ—અયોધ્યા—માં ઉજવવી.

સે તેમને જાણાતું નહીં. આખો દિવસ પવિત્ર વાતાવરણમાં પસાર થતો. સાધના જેમ જેમ વધતી ગઇ તેમ તેમ તપનું તેજ પણ જામતું ગયું. લોકોમાં તેમનો પ્રભાવ પડતો ગયો. અને સહુ કોઈ તેમનો સત્સંગ સેવવા આતુર બની રહેતું. આવા તેજસ્વી બાળકને જોઇ ફોઇ પ્રસન્ન ચિત્તે પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. એમના મનને એવી ખાત્રી પડતી હતી કે મુરારિશર્મા હવે હમણાં ગૃહત્યાગની વાત નહીં કરે; ઉલટું, પોતે કહેશે તે પ્રમાણે વર્તવા તત્પર થશે. બીજા શબ્દોમાં કહીએ તો તેમના વિવાહ સંસ્કાર કરી તેમને ગૃહસ્થાશ્રમી બનાવવાની ફોઇને તાલાવેલી લાગી હતી. મુરારિશર્માની ઉંમર પણ આ વખતે ૧૮ વર્ષની થઇ ગઇ હતી.



## પ્રકરણ ૯ મું.

## ગૃહત્યાગ અને સંન્યાસ દિક્ષા.

માતાપિતાના અવસાન બાદ મામાજીને ત્યાં રહી બાર વર્ષની વયે તેઓ તીર્થોમાં સારી પેઠે ઘૂમી આવ્યા હતા. મામાએ પણ તીર્થયાત્રા પ્રત્યે તેમનામાં ઠીક અભિરૂચિ ઉત્પન્ન કરી હતી. આ સહુમાં તીર્થરાજ પ્રયાગમાં ભરાતા કુંભકમેળા વિષે મામાએ કરેલી વાત સુરારિશર્માને ઠીક યાદ હતી. ગંગાનદીના સુરમ્ય પવિત્ર કિનારા ઉપર એ દિવસે માનવ મહેરામણ ઉલટી પડે છે. ઇશ્વરની આશિષ

* જાહેર મિલનના અનેક પ્રકારનાં મિલનો પૈકી "કુંભ મિલન" એક એવું મિલન ગણાવી શકાય કે જેને અર્વાચિન પાશ્ચાત્ય ઢબની પરિભાષામાં "ગોળમેજી પરિષદ" (Round–Table Conference) તરીકે ઓળખવામા આવે છે. વિશેષ સ્પષ્ટિકરણ સ્વામીજીના શબ્દોમાં જ કરવું ઉચિત ગણાશેઃ—

"ભારતવર્ષ ધર્મપ્રધાન દેશ છે. ધર્મના પ્રચારકો મહાત્માઓ હોય છે, કારણ તેમને આ વિસ્તૃત દેશમા એક છેડાથી બીજા છેડા સુધી ભ્રમણ કરવાનો વખત મળી શકે છે. તેઓ નિઃસ્વાર્થ પણ હોય છે. ધર્મપ્રચારમા સહાયતા અને સરળતાને અર્થે હરિદ્વાર, પ્રયાગરાજ, નાસિક-ત્ર્યંબક, તથા ઉજ્જૈન એ ચાર જગોએ કુંભ મહાસંમેલન, ધાર્મિક તેમજ સામાજીક દૃષ્ટિથી ઋષિમુનિઓએ

મેળવવા, ભગવાનની કૃપાને પામવા, પ્રત્યેક માનવી કંઇને કંઇ અખતરા કરતો રહે છે. દેશના ખુણેખુણામાંથી પ્રભુ-પ્રેમી, મહાસમર્થ સાધુઓ, મહાત્માઓ, યોગીઓ મેળામાં હાજર રહી એકઠા થએલા માનવ સમુદાયની અંદર ધર્મના ચેતનની ચિનગારી જલાવે છે. આવો મહામેળો પ્રયાગમાં ભરાવાનો છે એ વાતની ખબર મુરારિશર્માને મોહબલમાં પડી.

---

સ્થાપિત કરેલું હતું. મહાત્મા લોક તેની પ્રસિદ્ધિ કરે છે. અસલમાં કુંભ, એ મહાત્માઓ તથા તેમના અંતર્ગત રાજાઓ તથા ગૃહસ્થોનુ સંમેલન ( કોન્ફરન્સ ) છે. ભારતવર્ષના સર્વ વિભાગોની અનુકૂળતાને ધ્યાનમાં રાખીને ઉપર બતાવેલી ચાર જગાઓ નક્કી કરવામાં આવી, તેમાં સર્વ વિભાગોના સર્વ સમ્પ્રદાયોના મહાત્મા તથા ગૃહસ્થો સંમિલિત થાય છે. પરંતુ પહેલાં રેલ, મોટર આદિ સાધનોનો અભાવ હોવાને કારણે વધારે ભાગે મહાત્માઓ જ આવી શકતા હતા. અહીં સર્વ મહાત્માઓ મળીને વિચાર વિનિમય કરે છે, તેનાથી જણાઇ આવે છે કે પાછલાં ત્રણ વર્ષમાં કયા કયા મહાત્માઓએ કયા કયા વિભાગોમાં કેવો કેવો ધર્મપ્રચાર કર્યો. તથા સમાજ ઉપર તેની કેવી અસર થઇ. અને આગળ કયા વિભાગમાં કેવા પ્રકારના ધર્મપ્રચારની જરૂર છે, અને ત્યાં કોણે જવું. એક કુંભ પ્રતિ બાર વર્ષે આવે છે. અને એ ચારે ત્રણત્રણ વર્ષે આવે છે. તેથી દર ત્રીજે વર્ષે મહાત્મા લોકને મળીને ધાર્મિક વિચાર કરવાનો અવસર મળી રહે છે.

આશ્ચર્યની વાત છે કે કુંભમાં આવવાને સારૂ નોટિસો છાપ-વામાં આવતી નથી, કે એવો કોઇ પ્રોપેગેન્ડા પણ કરવામાં આવતો નથી. કેવળ પંચાંગોમાં જ્યોતિષિયોના લેખના ઇશારા માત્રથી કુંભપર્વ ઉપર લાખ્ખો યાત્રિયો એકત્ર થઇ જાય છે. મહાત્મા લોક દૂરદૂર દેશોથી, તથા પહાડોની એકાંત ગુફાઓમાંથી, કે જ્યાં કાગળ

કુંભના મેળાના વર્ણનનાં મામાએ દોરેલાં ચિત્રો તેમની આંખ આગળ ખડાં થઇ ગયાં. તેમનાં રોમ રોમ હર્ષથી નાચવા માંડયાં. સાધુ મહાત્માઓનાં દર્શનની ઘેલછાએ તેમને અતિશય ઉત્સાહિત કરી મૂકયા. કયારે એ સ્હવાર

---

કે તાર પહોંચી શકતા નથી, ત્યાંથી બરાબર સમય ઉપર આવી પહોંચે છે. હરિદ્વાર, પ્રયાગની મેળા સંબંધક સમિતિના નિવેદન ઉપરથી જણાઇ આવે છે કે કુંભપર્વો ઉપર ત્રીસત્રીસ લાખ સુધી યાત્રી લોક ભેગાં થાય છે.

આજકાલ જેવી રીતે અન્ય દેશોમાં તથા આપણા દેશમાં ત્રણત્રણ વર્ષે કાઉન્સિલોની ચૂંટણી થાય છે, તે આ પ્રાચીન ચૂંટણીની નકલ હોય એમ જણાઇ આવે છે. આ મેળામાં પ્રાચીન રીત્યાનુસાર સર્વ પ્રથમ સ્નાન સન્યાસી મહાત્માઓના અખાડા તથા અંગભૂત મંડલેશ્વરો, મઠધારિયો અને વિરકતોનાં થાય છે. તેમના પછી અન્ય સંપ્રદાયો, રાજા મહારાજાઓ, અને અન્ય ગૃહસ્થોનાં સ્નાન થાય છે. તેથી પ્રતીત થાય છે કે વૈદિક કાળથી લઇને આજ સુધી સન્યાસી સમાજ ધાર્મિક પ્રચાર કરીને દેશનુ કલ્યાણ કરતા રહે છે. તેના સંબધમા પુરાણ, ધર્મશાસ્ત્ર, તથા જ્યોતિષ ગ્રન્થોમાં આધ્યાત્મિક તથા ઐતિહાસિક દૃષ્ટિથી પણ ઘણો વિચાર કરવામાં આવેલો છે:—

જ્યારે કુંભરાશિમા ગુરૂ હોય અને મેષરાશિમાં સૂર્ય હોય ત્યારે હરિદ્વારમાં કુંભપર્વ થાય છે. એવો મુનિયોએ નિશ્ચય કરેલો છે.

હરિદ્વાર, કુશાવર્તઘાટ, નીલધારા, કનખલ (દક્ષઘાટ) માં સ્નાન કરવાથી અને બિલ્વકેશ્વર મહાદેવનાં દર્શન કરવાથી ફરી જન્મ થતો નથી.

ભગવાન કહે છે કે, મારી સાથે સંબંધ રાખનારા ગંગાના તટ ઉપર ખલકુંડ નામક સ્થાનમાં જે પ્રાણી સ્નાન કરે છે, તે માગ સ્વરૂપને પ્રાપ્ત થાય છે, એમાં જરાયે સંશય નથી."

ઉગે ને તેઓ કુંભમેળામાં કોઇ યોગીરાજનાં દર્શન કરે, દર્શન કરી પરે પડે; અને પોતાના જીવનનું સાર્થક કરે! આ ભાવથી ભરેલું હૃદય તેમને ગદ્‌ગદીત કરી મૂકતું. એ દિવસની અતિ ઉત્સુકતાથી રાહ જોઇ, તેઓ પોતાનો કાળક્ષેપ કરી રહ્યા હતા.

એક દિવસ સ્હવારે નિત્યના નિયમ પ્રમાણે ઘરના ઠાકોરજીને પોતે આણેલા ગંગાજળથી સ્નાન કરાવવાની ક્રિયામાં તેમનુ ચિત્ત સંલગ્ન હતું, તે વખતે જ એકાએક તેમને અંતઃસ્ફુરણા થઇ આવી કે પ્રભુદર્શન કરવું હોય તો ઘર છોડવું પડશે, ગૃહત્યાગ તેમણે કરવો જ પડશે. એ સ્ફુરણા એટલી વેગવંતી અને પ્રબળ હતી કે તેમનુ મન અને તન બન્ને ડગમગી ઉઠયાં. તેને કાબુમાં રાખવાના પ્રયત્નો નિષ્ફળ નીવડયા. પૂજા પૂજાને ઠેકાણે રહી, અને પોતે આગળ પાછળનો કે લાંબોથોડો વિચાર કર્યા વગર કોઇને કહ્યા કહાવ્યા વગર, ઘરની બહાર નીકળી જ પડ્યા. ન કરી વેષની દરકાર, ન કરી સાથે સામાન બાંધી લેવાની દરકાર, પૂજાના વેષમાં, ખભે એક ન્હાની પોતડી નાંખીને, તે તો નીકળી પડયા વિશ્વપતિની ખોજમાં. તે દિવસે તેમણે ચાલ ચાલ જ કર્યું. છેક રાત્રે સિદ્ધાશ્રમ નામથી પ્રસિદ્ધ વિશ્વામિત્રજીની તપોભૂમિ બક્સર નગરમાં તે આવી પહોંચ્યા.

બીજે દિવસે ઉત્તરાયણનો દિન હતો, એ પર્વમાં ગંગાસ્નાનનો મોટો મહિમા ગવાયલો છે. એટલે તે દિવસે

સ્નાનાર્થીઓની જબરી ભીડ ગંગા કિનારે જામી હતી. શોરબકોર વ્યાપી રહ્યો હતો; અને ખરેખર તેવા જ પ્રકારનો વિચાર વમળોનો શોરબકોર મુરારિશર્માના અંતરમાં ખળભળાટ મચાવી રહ્યો હતો. ઉત્તરાયણના શુભ મુહૂર્તમાં પોતાની જીવન યાત્રાનો એક નવો પડદો ઉચકાય તો ? એક નવો અવતાર તેઓ મેળવી શકે તો ?—એ વિચારે તેમના અંતરમાં ઉલ્લાસ માતો ન હતો. પોતે પણ તે દિવસે ગંગામાં સ્નાન કરી પવિત્ર બન્યા. આ સ્નાન વખતે ઉચ્ચારેલા શબ્દોનું હાર્દ એમના જીવનનુ રહસ્ય ઉકેલવા માટે પૂરતું છે અને સમજવા જેવું છે. આ રહ્યા તે શબ્દો—
“હે જગત્તારિણી માતા! જે ઉમંગ અને ભાવનાથી ઘર છોડી તમારે શરણે આવ્યો છું તે મારી પ્રભુ–પ્રાપ્તિની ભાવના આપ જરૂર પૂર્ણ કરજો, તેમાં સુખ પડે કે દુઃખ પણ મારી એ મનોકામના પરિપૂર્ણ કરવાનું મને બળ અર્પજો!!”

બકસરથી તેમણે પ્રયાગનો માર્ગ લીધો. એ માર્ગના તેઓ સાવ અજાણ હતા. પરંતુ થોડેક દૂર જતાં અચાનક કોઈ એક મહાત્માનો તેમને મેળાપ થઈ ગયો. એ મહાત્મા પણ પ્રયાગ જ જતા હતા. જે મેળામાં ભાગ લેવા તેઓ જઈ રહ્યા હતા તેની રસભરી વાતો મહાત્માએ તેમની આગળ કરવા માંડી. મામાની જુની વાતો યાદ આવી. ઉત્સાહ બેવડાયો. આમ વાતોના આનંદમાં ને આનંદમાં મેળાની જગ્યા આવી પહોંચી. પણ મેળાની બેહદ ભીડને

લઈને બન્ને વિખૂટા પડી ગયા અને સંગમ તટે પહોંચતાં સુંદરશિશ્રીને ખૂબ હરકત પડી. ત્યાં પહોંચી, એ તટની પવિત્ર મૃત્તિકા મસ્તકે ચઢાવી, દેહને તેના જળમાં ઝબકોળી, શુદ્ધ બનાવી, પૂર્વવત્ પ્રાર્થના કરી આશીર્વાદ માગ્યા કે જે અર્થે તેઓ ઘર છોડીને દર્શન યાત્રાએ નીકળી પડયા હતા તે સત્વરે સફળ થાય! આ બાબત હવે તેઓ અધીરા થઈ ગયા હતા. પ્રભુની શોધમાં ખાવાપિવાની દરકાર કર્યા વગર, તે ભૂમિમાં તેઓ બરોબર સાત આઠ દિવસ ફરતા જ રહ્યા. આજે એક સ્થાનમાં જાય, એક સંપ્રદાયનો સમાગમ સેવે, કાલે બીજા સ્થાનમાં, અન્ય સંપ્રદાયના મહાત્માઓના સત્સંગમાં ભળે—એમ વાશફરતી ત્યાં એકત્ર થએલા સંત મહાત્માઓનો મેળાપ તેમણે શોધ્યો અને સાધ્યો ભૂખ કે તરસ, ટાઢ કે તડકો, થાક કે પરિશ્રમ, કશાથી તેઓ મુંઝાયા નહીં આવી સતત, એકનિષ્ઠાભરી, સાચા હૃદયની મહેનતને અંતે એક દિવસ નિત્યનિયમ પ્રમાણે તેઓ ત્રિવેણી સંગમમાં સ્નાન કરી રહ્યા હતા. તે પરવારી ત્યાં આગળ વિહરતા કેટલાક તેજસ્વી અને તપસ્વી મહાત્માઓનાં દર્શને તેઓ ગયા હતા. એક કિશોરની આત્મતિદી નિખાલસતાથી તેમણે તેમનું હૃદય આ મહાનુભાવો આગળ ખોલી બતાવ્યુ. એક પીઢ, અનુભવી, નિષ્ણાત મહાત્માએ તે વાંચી લીધુ, અને સલાહ આપીઃ

"હજી તો ઘણી જ્ઞાનની વાતો તમારે સાંભળવાની અને પચાવવાની છે. તે પછી વૈરાગ્યની વાત! જાઓ;

પેલા સામેના મંડપમાં શ્રીમદ્ ભાગવતનું પ્રવચન થાય છે ત્યાં બેસો, સાંભળો અને સમજો."

આ આજ્ઞાને માથે ચઢાવી સુરારિશર્માએ તે મંડપનું શરણું લીધું. એ મંડપમાં સ્વામીશ્રી ગોવિન્દાનન્દજી* શ્રીમદ્ ભાગવત ઉપર પ્રવચન કરી રહ્યા હતા. ભારતભરના ખ્યાતનામાં વ્યાખ્યાતાઓ પૈકી એક તેઓ ગણાતા હતા. તેમનું પ્રવચન સાંભળવું એ એક લ્હાવો ગણાતો. તેમના મુખની વાણી સાંભળનાર જેટલી ઘડી તે સાંભળતો તેટલી ઘડી તેના જીવનની ધન્યતા અનુભવતો. સ્વામીજી એક પ્રખર વિદ્વાન હોવા ઉપરાંત મહાસમર્થ યોગી હતા. આવા પુરૂષની સાન્નિધ્યમાં બેસી તેમની અણમોલ વાણીનો લાભ મેળવવાનું સદ્ભાગ્ય સુરારિશર્માને પ્રાપ્ત થયું.

---

* શ્રી મહાનિર્વાણી સંન્યાસીઓની સામુદાયિક સંસ્થાના આચાર્ય હોવાથી સ્વામી શ્રી ગોવિન્દાનન્દજી મહારાજ મહામંડળેશ્વર તરીકે સંબોધાતા હતા. જે મહાત્મા આવી સંન્યાસીઓની સામુદાયિક સંસ્થાઓ દ્વારા આચાર્યપદની પસંદગીને પામે છે તેમને વ્યવહારમાં મંડળેશ્વરના નામથી ઓળખવામાં આવે છે.

કાશીના પંડિતોમાં શ્રી ગોવિન્દાનન્દજીનું નામ અગ્રસ્થાને હતું. ત્યાંના પંડિતોના ન્યાય અને વેદાંત સંબંધી જટિલ વિવાદોનું સમાધાન તેમને ત્યાં જ થતું. ભારત વર્ષના આધુનિક અધ્યાત્મવિદ્યા પ્રચારકોમાં તેમનું સ્થાન સર્વશ્રેષ્ઠ હતું.

તેમના ભક્તોએ કાશીમાં "ગોવિંદમઠ" નામનો એક સર્વાંગ સુંદર આશ્રમ બંધાવેલો છે.

ભાગવતની કથા કંઈ તેમને માટે નવીન ન હતી. ઘણી વખત તેમણે તે સાંભળી હતી. પરમહંસોની એ સંહિતાનું ઘણાના મુખેથી પઠન થતું તેમણે સાંભળ્યું હતું. પણ શ્રી ગોવિન્દાનન્દજીની પ્રવચન શૈલી કોઈ એવી તો અદ્ભુત અને રસનિર્ઝરતી હતી કે સાંભળનાર પ્રત્યેકના હૃદયનો એકે એક તાર ઝણઝણી ઉઠતો. આવી કથા તલ્લીન થઈ એક ચિત્તે તેઓ સાંભળતા. માત્ર સાંભળતા એટલું જ નહીં પણ તેના ઉપર મનન કરતા. જેમ જેમ મનનના ઉંડાણમાં ઉતરી પડતા તેમ તેમ તેમની અંતરની ગુંચોનાં કોકડાં ઉકેલાતાં જતાં. આ અનુભવે તેમણે લીધેલા માર્ગને વધુ સુદૃઢપણે વળગી રહેવા તેમને ઉત્તેજીત કર્યા. આમ સતત ત્રણ ચાર દિવસ એકનિષ્ઠાથી અને સંપૂર્ણ તન્મયતાથી, બોલ્યા ચાલ્યા વગર, કથા સાંભળનાર આ સંસ્કારી બાળક જ્યારે સ્વામીજીના ચરણોમાં પ્રણામ કરવા ગયો ત્યારે સ્વામીજીએ તેને ઝટ પારખી લીધો, તેના તરફ પોતાની અમીદૃષ્ટિ ઢાળી, તેના મસ્તક ઉપર પોતાનો કર મૂક્યો. આ કરસ્પર્શથી જાણે બધી જ વિશેષતાઓનાં બીજ તેમનામાં સમાવી દીધાં ન હોય, એમ મુરારિશર્માને લાગવા માંડયું. અને તે દિવસથી રોજ કોઈ ને કોઈ વિષય ઉપર વાર્તાલાપ ચલાવી પોતાની સન્મુખ તેમને વધારે ખેંચવા માંડયા. મુરારિશર્મા તો તેમની સાથે વાત કરવા જાણે ગાંડાઘેલા બની જતા.

મુરારિશર્માના ગૃહત્યાગના નાટકનો બીજો અંક એક તરફ જ્યારે આ રીતે ભજવાઈ રહ્યો હતો, ત્યારે બીજી

તરફ–ઘર તરફ–માતાપિતા બન્ને પક્ષના કુટુંબીઓ તેમની શોધખોળની ધમાલમાં પડી ગયા હતા.

મુરારિશર્મા કંઇ ગુસ્સે થઇને, કંટાળીને, કે કુટુંબના કલેશ કંકાસને કારણે ઘર છોડીને ઓછા જતા રહ્યા હતો? એટલે એમને ખોળી કાઢવાનું કામ મુશ્કેલ નહતું. કાકાજીને તો તેમનો આખો ચિતાર દશ્યમાન થઇ ગયો હતો અને તેમણે વિચારી લીધું કે એ તીર્થાટનના શોખીન, સંત મુનીઓના સમાગમના અનુરાગી, ક્યાંક તીર્થમાં અને સંતોના ભેળા જ જડી આવશે! લાગેલાગ પ્રયાગના મેળાનો અવસર હતો જ. એટલે કાકા સીધા પ્રયાગ પહોંચ્યા. એક દિવસ તો આખો ત્યાંનાં બધાં સ્થાનકો અને મહંતોનાં વૃંદો ખુંદવામાં ગયો. ત્યાં તેમના કાન ઉપર શ્રી ગોવિન્દાનન્દજીની ભાગવત્ કથાની વાત આવી. એટલે બીજે દિવસે એ કથાના શ્રોતાગણમાં તેઓ ઘુસી ગયા. પરંતુ કથાની કહેણીના પ્રવાહમાં તેઓ એવા તો તણાયા કે પોતે શા કામે એ જગ્યાએ આવ્યા હતા તે પણ તેઓ ભૂલી ગયા. બીજે દિવસ પણ એમને એમ ગયો. ત્રીજે દિવસે કથાની પૂર્ણાહુતિને પ્રસંગે એક અઢારેક વર્ષની ઉમ્મરનો સુદૃઢ અને પ્રતિભાસંપન્ન કિશોર શ્રોતાઓના વૃંદમાંથી ઉભો થઇ એકાએક કથાકારના ચરણોમાં પડવા વચ્ચે થઇને પસાર થઇ રહ્યો હતો. કાકાની દૃષ્ટિ એ કિશોર પર પડતાં અનિમિષ નેત્રે તેને નિહાળી રહ્યા અને એ મુરારિ હોવાની તેમને ખાત્રી થઇ. એટલે સહુ વિખેરાવા લાગ્યા ત્યારે કાકા એકદમ એ કિશોરને

ભેટી પડયા; અને "મુરારિ! મુરારિ! તું? અહીં? અને આ વેશે?!" એમ પોકારતાં પોકારતાં ભૂતકાળની તમામ સ્મૃતિઓ તાજી થતાં તેમની આંખોમાંથી દડદડ અશ્રુ ટપકવા લાગ્યાં. જ્યેષ્ઠભ્રાતા યાદ આવ્યા! કુટુંબ સાંભર્યું! કુટુંબની જાહોજલાલી, કીર્તિ—સહુ સ્મૃતિપથમાં આવી ઊભું!! અને તેમને અકળાવવા લાગ્યું. જ્યેષ્ઠભ્રાતાના એકના એક પુત્રને પણ પોતે રીઝવી શકયા નહીં?! એ વિચારે કુટુંબ પ્રત્યેની પોતાની ફરજમાં ઉણપ જણાતાં તેમને ઓછું આવી ગયું. "મહા મોઘું આ બાળક! નાનપણમાંથી માતાપિતા ગુમાવે! પિતાનો સહવાસ તો જેણે નામનો જ જોયો!! તેણે અત્યારથી જ આ વેષમાં ઘુમવા માંડયું!! શેણે?" આવા આવા સાંસારિક વિચારતરંગો ઉછળતાં તે ગદ્ગદીત અને ગળગળા થઈ ગયા અને કહેવા લાગ્યા. "ચાલ, મુરારિ! તું પાછો ચાલ!!" વળી, આગ્રહપૂર્વક સમજાવવા લાગ્યા. "પ્રભુના ભજનને માટે, ઈશ્વરના સ્તવનને માટે, તારા અભ્યાસને માટે, તારા કર્મકાંડને માટે, તને જે જે સગવડો જોઈશે તે બધી અમો પૂરી પાડીશું. માત્ર ઘર છોડતો નહીં. અમારી મુઝવણ અતી ભારે છે. ભાઈ, તું પાછો ચાલ! મારી સાથે ઘેર ચાલ!! કુટુંબીજનોમા અમારૂં કેવું દેખાશે? સમાજ શું ધારશે અને શું કહેશે?" ઉપરાંત તાત્વિક અને તાર્કિક દલીલો પણ કરી જોઇ. પરંતુ મુરારિશર્માના હૃદયને તે સ્પર્શી શકી નહીં. તેમના હૃદયમાં તો તેમના ધ્યેયને જાચવા માટે તેમણે અપનાવેલા માર્ગ વિષેની શ્રદ્ધા અને

સાથે કતાની ગાંઠ કંઇ એવી ગૂઢ ગંઠાઇ ગઇ હતી કે તે આ બધી દલીલબાજીથી છૂટવાને બદલે ઉલટી બળવત્તર બંધાતી ગઇ, અને ખૂબ વિનયપૂર્વક કાકાજીની માફી માગતાં તેમણે જણાવ્યુંઃ

"મને હવે આ ઘરડમાંથી છૂટવાની જે અમોઘ ચાવી મળી ગઇ છે તેનાથી મારાં—તેમજ તમારા સહુનાં—કલ્યાણનાં દ્વાર ખોલવા દો! આશીર્વાદ આપો. મારા માર્ગમાંથી પાછો ન વાળો."

આજ સમયે તેમણે પોતાની જમીન જાગીરના સહભાગીદારીપણાનો હક્ક ઊઠાવી લેવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી અને તે બદલની પોતાની સહીઓ પણ સ્વેચ્છાએ કાકાજી આગળ ધરી દીધી. આવા દૃઢ નિશ્ચય આગળ સહુ કોઇના હાથ હેઠા પડેજ, કાકાજી નિરાશ તો થયા, છતાં જતે જતે સૂચવતા ગયાઃ

"ભલે થોડા દિવસ હજી જ્યાં ફરવું હોય, જે રીતે રહેવું હોય તે રીતે રહો. અમને કંઇ હરકત નથી. પણ એ બધામાંથી પરવારી ઝટ ઘેર આવજો. તેમજ તમારા ખબર અંતર વખતો વખત અમને આપતા રહેજો. આટલું કરશો તો યે બસ છે."

કાકા આમ ખાલી હાથે, પણ ભરેલે હૈયે, વિદાય થયા. અહીં મુરારિશર્માને વિરાગનો રંગ એવો ઘટ્ટ અને પાકો લાગી ગયો હતો કે કોઇ પણ પ્રવાસે તે નીકળી શકે

તેમ ન હતો. કોઠીએ કાના ચઢી ગયા હતા ક્યારનાય. સામાન્ય માનવીના કરતાં તેમની આકાંક્ષા અને તૈયારી ખૂબ આગળ વધી ગયાં હતાં. એટલે એમનો નિશ્ચય ડગે એમ ન હતું. એમણે નક્કી કરેલા માર્ગમાંથી એ ચલાયમાન થાય એ હવે અશક્ય હતું. છતાં તેમને એ ભીતિ હતી કે કાકાની માફક અન્ય કુટુંબીઓ અને સગાં સંબંધીઓનાં ટોળાં ઉતરી આવશે અને તેમને સંસારમાં પુનઃ પ્રવેશ કરાવવા મથામણ કરશે. એટલે એ બધામાંથી બે બચવાને માટે કાકાજીના ગયા પછી સુરારિશર્માએ વિધિપૂર્વકની સન્યસ્તદિક્ષા લઇ લેવા સારૂ વધુ તીવ્ર પ્રયાસો કરવા માંડયા. અંતરમાં સન્યસ્તનો પ્રકાશ તો ક્યારનો લાધી ગયો હતો. માત્ર શાસ્ત્રોક્ત લેબાસ તેને અર્પાવા બાકી હતો. પણ એવા લેબાસ એમને એમ કંઇ પહેરાવાતા નથી કે પહેરાતા નથી. સિદ્ધહસ્ત, નિષ્ણાત કોઇ ગુરૂ જોઇએ, શિષ્યની યોગ્યાયોગ્યતાથી તે પરિચિત હોવા જોઇએ, શુભ મુહૂર્ત જોઇએ, શુદ્ધ પવિત્ર સ્થાનક જોઇએ, દિક્ષા લેનારે સર્વસ્વનું વિસર્જન કરી દેવાના કોલ દેવા જોઇએ. દૈવયોગે સુરારિશર્માને આ બધું અનાયાસે, સહજ, મળી ગયું હતું. મહાસમર્થ મહામંડળેશ્વર સ્વામી શ્રી ગોવિન્દાનન્દજી જેવા તેમને ગુરૂ મળી ગયા હતા. વર્તમાનકાળમાં જેટલા મંડળેશ્વરો છે તે બધા એ સમર્થ સ્વામી શ્રી ગોવિન્દાનન્દજીના શિષ્ય પરંપરામાંના જ છે. ગુરૂએ શિષ્યની સાથેનો પરિચય પણ કેળવ્યો હતો અને પારખી લીધું હતું કે તેનામાં વૈરાગ્યની માત્રા પૂર્ણપણે વિકસવા પામી

હતી. એટલે શાસ્ત્રનિમિત આશ્રમ વ્યવસ્થાના ક્રમને* ઓળંગવામાં પણ ખાસ કંઈ બાધ ન હતો. મુહૂર્ત કે સ્થાનકને પણ કંઈ દૂર શોધવા જવું પડે તેમ ન હતું. અને મુરારિશર્માએ તો જ્યારથી પોતે ઘેરથી લંગોટીભેર નીકળી ચૂકયા હતા ત્યારથી સર્વસ્વનું વિસર્જન–ત્યાગ— કરેલો જ હતો. એટલે સંજોગોને ઉપજાવી કાઢવા પડે તેમ હતું જ નહીં. આવી પરિસ્થિતિમાં, શિષ્યની આર્જવભરી વિનંતીથી, એક શુભ મુહૂર્તમાં, સદ્‌ગુરૂ શ્રી ગોવિન્દાનન્દજી મહારાજે તેમને સન્યાસ આશ્રમની વિધિવત્ દિક્ષા દઈ દીધી. પૂર્વાશ્રમના નામાભિધાનને બદલી ગુરૂદેવે સંન્યાસ માર્ગ સૂચક નામ "વિદ્યાનન્દ" રાખ્યુ. એટલે હવે આપણે મુરારિશર્માને વિદ્યાનન્દજીના નામથી સંબોધીશું.

* શાસ્ત્રકારોએ સામાન્યતઃ માનવ આયુની મર્યાદા સો શરદની આંકી માનવજીવનની વ્યવસ્થા ચાર આશ્રમોમાં વહેંચી નાખી છેઃ— બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત. એક આશ્રમ વ્યવસ્થા પૂરી કર્યા પછી જ બીજામાં પ્રવેશ કરી શકાય. એવો સામાન્ય ક્રમ ઘડાયલો હતો છતા અસામાન્ય ક્રમને પે ત્યાં પૂરેપૂરો અવકાશ હતો. ઉપનિષદ્‌કારોએ પણ તેને માન્ય રાખ્યો છે. અધિકાર, યોગ્યતા, એ માત્ર મુખ્ય વસ્તુ છે. કોઈ પણ અવસ્થામા સન્યાસ ગ્રહણ થઈ શકે છે. ઐતિહાસિક પુરાવા પણ આના સમર્થનમાં અનેક મળી રહે તેમ છે. સંન્યાસને સારૂ શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા, અને સમાધાન એ ષટ્ સંપત્તિઓ આવશ્યક મનાઈ છે. જેને એ પ્રાપ્ત છે તે વચલા આશ્રમો ને ઓળંગી સીધો સન્યાસી બની શકે છેઃ—

"ब्रह्मचर्यादेव प्रव्रजेत् गृहाद् वा वनाद् वा।
यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्॥

## પ્રકરણ ૧૦ મું.

## સંન્યસ્ત પછીનું પરિભ્રમણ અને સાધના.

પ્રયાગરાજના કુંભ પર્વની ઉજવણીથી પરવારી મહાનિર્વાણી સંન્યાસી સમુદાયે કાશીક્ષેત્ર તરફ પ્રયાણ આદર્યું × જળ માર્ગે તેઓ સંચર્યા. વિદ્યાનન્દજી તે સંઘની સાથેજ હતા.

કાશીનગરીમાં આ તેમનો દ્વિતીય પ્રવેશ હતો. પ્રથમ કાકાની સાથે કેટલોક વખત તેમને ત્યાં રહેવાનું થયું હતું. અને તે વખતે ત્યાંનાં તમામ દર્શન પૂજનનાં પવિત્ર સ્થળો તેઓ ખુંદી વળ્યા હતા. આ સમયે તે બધાનાં સંસ્મરણો તેમને તાજાં થયાં. એટલે પૂર્વની માફક તે બધાનો પરિચય કેળવવો તેમણે ચાલુ રાખ્યો. દરરોજ

---

× આવા સંન્યાસી સમુદાયો પ્રાચીન ઋષિ મુનિઓની આચાર પરંપરાનું બહુ વ્યવસ્થિતપણે અને ઉદ્દામ રીતે સંરક્ષણ કરતા હોય છે. એ સંન્યાસી સમુદાયનો તમામ પરિવાર એકત્ર રહીને એક સ્થાનકેથી બીજે સ્થાનકે જાય છે; અને એવો સ્થાનફેર કરતી વખતે આધુનિક વાહન વ્યવહારનો આશ્રય તેઓ લઈ શકતા નથી. વળી, બીજે જઈશું અને ત્યાં મુશ્કેલીઓ પડશે એ વિચારે એકની એક જગ્યાએ તેઓ લાંબો વખત ટકી શકતા નથી. એવા સંન્યાસી સમુદાયે તો નિરંતર તિર્થાટન કરતા રહેવાનું જ હોય છે.

નિયમિત રીતે તે સ્થળોની મુલાકાતે જતા, અને સંન્યાસી બન્યા છતાં, દર્શન, પૂજન કરતા, અર્ઘ્ય અર્પતા, પ્રાર્થના કરતા.* કાશી વિશ્વનાથના સન્મુખ જ્યારે જ્યારે હાથ જોડીને ઉભા રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થતો ત્યારે ત્યારે બાલ્યકાળમાં કરેલી પ્રાર્થનાના શબ્દો તેમને યાદ આવતાઃ "દિવ્યધામ કૈલાસના દર્શન—હિમાલયની યાત્રા!" અને તેની તેજ ઝંખના આજે પણ પ્રાર્થનામાં વ્યક્ત કરતા. "પ્રભો! ક્યારે? ગિરિરાજનાં દર્શન ક્યારે? આટલો બધો વિલંબ શા સારૂ?" આ વખતે આ પ્રાર્થના સંભળાવાનાં ચિન્હો ચોક્કસ સ્વરૂપમાં તેમને જણાવા લાગ્યાં. તેમના હૃદયની ઉત્કટતા ખૂબ જોસભેર વધવા પામી હતી. રાત ને દિવસ આજ બાબતની કલ્પના, ચેન કંઇ પડે નહીં, બીજા વિષયોમાં રસ લાગે નહીં. વળી, સંજોગો પણ આ કલ્પનાને આકાર આપવામાં મદદરૂપ થઇ પડે એવા હતા—એક તો સંન્યસ્ત દિક્ષા અને બીજી ગુરૂકૃપા.

ખરે! હિમાલયનુ આકર્ષણ પ્રવજીઓને અનન્ય રહેલું છે. હિમાલય એટલે આર્યાવર્તના તમામ સંતમહંતો, ઋષિ–મહર્ષિઓ, સિદ્ધો અને તપસ્વીઓનું આવાસ ધામ.

---

* એક ભેખધારી સંન્યાસીને માટે આવા પ્રકારનુ વર્તન નિષિદ્ધ હોય, તે બાબતની ચર્ચા ઉપસ્થિત થતાં એવું સમાધાન કરવામાં આવતુ કે જ્ઞાનપ્રાપ્તિને સારૂ વિદ્યાનન્દજી હજી "વિવિદિષા - સંન્યાસ" ની કોટીમાં હતા જેથી દેવપૂજા આદિ કર્મોના અધિકારી તેઓને ગણી શકાય

દર્શન કરવાં હતાં! એટલે આ ગિરિરાજ તથા તેના વિસ્તારમાં પથરાયલાં અનેક રમણીય અને કમનીય સ્થાનકો—એ સર્વથી જેમ બને તેમ જલદી પરિચિત થઇ જવાની અગત્ય તેમને વિશેષ લાગી. તેને સારૂ કેટલોક કાળ તેની તળેટીમાં જ રહીને નિર્ગમન કરવાનો તેમણે મનસુબો કર્યો. મહાનિર્વાણી સન્યાસી સામુદાયનો "ઘંટાકોઠી" નામનો મશહૂર આશ્રમ તે જ સ્થળમાં હતો. અને તે જ આશ્રમમાં વિદ્યાનંદજીએ પડાવ નાંખ્યો.

હરદ્વાર એટલે સાધુસંતોના સમુદાયોના આશ્રમોની લંગાર નિભાવતું એક અદ્ભૂત સ્થળ. દૂર દૂર સુધી ચારેપાસ આવા આશ્રમો ફેલાયલા પડયા હતા જ્યાં કંઇક મહંતો અને સિદ્ધો તપશ્ચર્યા આદરતા અને પોતાની સાધનાને દઢીભૂત કરવા મથતા. રાગી કોલાહલથી દૂર, શાંત, એકાંત, અને એવા પવિત્ર વાતાવરણ વચ્ચે આવા આશ્રમો ઉભા કરવામાં આવેલા હોય છે કે ત્યાં પ્રવેશ કરતાંની સાથે જ વિશ્વની વિરાટતાનો આપણને અનુભવ થાય છે, પ્રકૃતિની પોથીનાં પાનાં એક પછી એક ખુલતાં જાય છે, અને તે દ્વારા બ્રહ્માંડની અટપટી સમસ્યાઓનો ઉકેલ શોધવા પ્રયત્નશીલ બની જઇએ છીએ. આ બધા આશ્રમોમાં મહાનિર્વાણી અખાડાનો "ઘંટાકોઠી" નામનો આશ્રમ એવા અદ્વિતીય સ્થળ ઉપર વસી રહ્યો હતો કે જ્યાં કુદરતે પોતાની શોભા તેમજ પ્રફુલ્લિતતા છૂટે હાથે વેરેલી માલુમ પડી આવતી હતી. હરદ્વાર અને કનખલની વચમાં, ગંગામૈયાની ગોદમાં, એ આશ્રમ ઝૂલી રહ્યો હતો.

છેક એને અડીને વહી રહેલા એ પવિત્ર પ્રવાહનો અનહત્ત નાદ, આમતેમ ઉડી રહેલાં ચિત્રવિચિત્ર પક્ષીઓનાં કલકુંજન, સામે ઉત્તુંગમસ્તકે ઉભેલી નિલગિરિ પર્વતમાળામાંથી વહી આવતી વાયુની મધુર લહરીઓ, અને દેવમંદિરોમાં અજી રહેલા ઘંટાનાદો,—આ આશ્રમને અનોખું ગાંભીર્ય અને જીવન અર્પી રહ્યાં હતાં. વળી, આ આશ્રમની એક વિશિષ્ટતા એ હતી કે તેમાં "નિર્વાણવેદ વિદ્યાલય" નામની સંસ્થાની સ્થાપના કરી નવા આગન્તુકો માટે બહુ જરૂરી એવો શૈક્ષણિક પ્રબંધ ગોઠવવામાં આવ્યો હતો. નવા આગન્તુકો આ વિદ્યાલયમાં દાખલ થતા, અને તેમને ઉપયુક્ત એવી વિદ્યા સંપાદન કરતા. વિદ્યાનન્દજીને વિશેષ શાસ્ત્રાભ્યાસની જરૂર હતી જ. ગુરૂદેવનો પણ આદેશ હતો. એટલે અત્રેનો નિવાસ તેમને અનેક રીતે લાભકારક નીવડયો.

'કોઠી' શબ્દ સંયુક્ત થએલી ઇમારત રચના એટલે સામાન્યપણે ખ્યાલ એવો જ આવે કે તે કોઇ મહાવિશાળ વિસ્તારમાં પથરાયલી આલીશાન મકાનોની હારમાળા ધરાવતી ભવ્ય ઇમારત રચના હશે. પરંતુ "ઘંટાકોઠી"ની ઇમારત રચના કંઇ તેવા પ્રકારની ન હતી. એમાં તો માત્ર બે ત્રણ ખંડો, જેની અંદર આશ્રમમાં આવી વસેલા શિષ્ય-સમુદાયની સાથે બેસી ઉપદેશ દઇ શકાય, મહાત્માઓને રહેવાને માટે ગુફાના આકારના નાના ખંડો, તેમજ શિષ્ય-ગણને વસવા માટે આમતેમ વેરાયલી પડેલી પર્ણકુટીઓ, એટલાનો જ સમાવેશ થતો હતો. આના વિરૂદ્ધમાં અર્વાચીન સમયમાં વિદ્યાલયોને અંગે વસવાટને માટે ઉભી કરાતી

આલીશાન મહેલાતો પાછળ લાખ્ખોના હિસાબે વેડફાતી લક્ષ્મી આપણે જ્યારે જોઈએ છીએ ત્યારે તે તરફ કેમ કોઈનુ ધ્યાન જતું નહીં હોય એવો સ્વાભાવિક પ્રશ્ન પૂછાઈ જવાય છે. પહેલાની સાત્વિક હૃદયંગમ સાદાઈ ક્યાં? બીજાનો રાજસિક અને તામસિક બાહ્ય ઠઠારો કયાં? આ યુગનાં એ એંધાણ તો નહીં હોય? ઉપર ઉપરની ટાપટીપ અને ભીતરસેં સબ ખાલી!!

ઘંટાકોડીનો આખો આશ્રમ લીલાંછમ ફળાઉવૃક્ષોની ઘટાથી છવાયેલો હતો અને ઠેર ઠેર ઉભા કરાયલા કુટલ કુસુમિત—વલ્લરીઓના લતામંડપોથી શીતળ મઘમઘાટ મહેકાવી રહ્યો હતો.

આ આશ્રમમાં રહીને વિદ્યાનન્દજીએ તત્સંચાલિત વેદ વિદ્યાલયની અંદર પારમાર્થિક શાસ્ત્રોના અભ્યાસનો આરંભ કર્યો તે અધ્યયનમાં સઉને વસ્મય પમાડે તેવું બુદ્ધિચાપલ્ય તેમણે દેખાડ્યું.

પ્રાચીન કાળના વિદ્યાના વ્યાસંગીઓએ વિદ્યાપ્રાપ્તિની સફળતા ચતુર્વિધ પ્રકારની આંકી છે—પઠન, સ્વાધ્યાય, પ્રવચન, અને વ્યવહાર.× એ ચારે પ્રકારના ઉપયોગમાં આવી શકે તેજ વિદ્યા સફળ ગણાય. વિદ્યાનન્દજીએ પઠન

---

× चतुर्भिः प्रकारैर्विद्या उपयुक्ता भवति, आगमकालेन, स्वाध्यायकालेन, प्रवचनकालेन, व्यवहारकालेन च ॥
પતંજલિ ( વ્યાકરણ મહાભાષ્ય )

કાળમાં જ પ્રવચન અને વ્યવહારનાં અંગો બહુ સારા પ્રમાણમાં ખીલવ્યાં હતાં. અને એ બાબતમાં તેમના સહાધ્યાયીઓ કરતાં તેઓ હંમેશાં આગળ રહેતા, અને ગુરૂજનોને તેઓ જ માત્ર સંતોષ આપી શકતા. આધુનિક યુગની વિદ્યાપ્રાપ્તિ આ ધોરણે પણ અધૂરી જ લેખાય તેવી છે, કારણ તેને પ્રાપ્ત કરનારા કાં તો પઠન અગર સ્વાધ્યાયનાં અંગો સુધી જ પહોંચી શકે છે, જ્યારે તેનાં પાછળનાં બે મુખ્ય અંગો—પ્રવચન અને વ્યવહારમાં તેમનો મોટો ભાગ શુન્ય જ રહેતો દિસે છે.

પૂર્વાશ્રમમાં વાડી વજીફે, પૈસે ટકે, સુખી હોવા છતાં મોજશોખ તેમણે કદી પોષ્યો ન હતો, અને સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરીને તો અપરિગ્રહ વ્રત ઉગ્ર રીતે તેમણે પાળવા માંડયું. તેમના સ્વકીય કહી શકાય એવા સરંજામમાં માત્ર બે અંચળા ( સીવ્યા વગરના ), કૌપીન, કમંડળ અને પાઠય પુસ્તકો—એટલી જ વસ્તુઓ રહેતી.

આવા પ્રકારના અધ્યયનમાં બે વર્ષ ગાળી શાસ્ત્રીય યોગ્યતા પોતે સંપાદન કરી લીધી.

પૂર્વાશ્રમમાં સુરાશ્મિમાંની સાધના ગાયત્રી જપ, સ્તોત્ર પાઠ, અને ભગવાન્નામ કિર્તનથી અટકી જતી હતી. સંન્યસ્તાશ્રમ અંગીકાર કર્યા પછી તેનો પણ વિદ્યાનન્દજીએ વિસ્તાર વધારવા માંડયો. આસન, પ્રાણાયામ, આદિ વિધિઓનો રીતસર અભ્યાસ કરવા માંડયો. પહાડ પર

રહેવા ટેવાએલા મહાત્માઓ પાસેથી યોગાનુષ્ઠાનની વિધિ શીખવા માંડી. વિદ્યાલયમાં છુટ્ટીના દિવસો હોય ત્યારે કોઇ નિર્જન, એકાંત સ્થાન શોધી કહાડી ત્યાં આસન, પ્રાણાયામના પ્રયોગો કરતા. સ્વરની સાધના પણ સેવતા. પ્રણવોપાસના વિદ્યાલયમાં સવાર સાંજ નિયમ પ્રમાણે ચાલુ રહેતી.

આ રીતે અધ્યયન અને સાધનામાં તેઓ પ્રગતી સાધી રહ્યા હતા. પરંતુ વિદ્યાલયના સંચાલકોને જમાનાનો ઝપાટો અજબ રીતે સ્પર્શી ગયો હતો. તેમના વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરતા શિષ્યગણ પૈકી ચબરાક જણાતા વિદ્યાર્થીઓ સરકાર તરફથી લેવામાં આવતી પરીક્ષાઓમાં બેસે, ઉત્તમ પદમાં ઉત્તીર્ણ થાય, અને ઉચ્ચ સરકારી અધિકાર પદે નિયુક્ત થાય, એ જોવાનો તેમને અતિ ઉત્સાહ અને મોહ હતો. અને તેવા વિદ્યાર્થીઓ તેવી જ પરીક્ષાઓ આપે એવો ખાસ આગ્રહ પણ તેઓ રાખતા હતા. ક્રમે કરીને જ્યારે વિદ્યાનન્દજીને આવા આગ્રહની જાણ કરવામાં આવી ત્યારે સ્પષ્ટપણે અને સ્વસ્થપણે સંચાલકોને તેમણે જણાવી દીધું કે "હું તો પ્રભુની ખોજમાં ભટકનારો છું અને જો આ વિદ્યાલય તેમાં સાધનભૂત બની શકે એમ ન જ હોય તો મને મારે માર્ગે જવાની છૂટ આપો. પણ આ સરકારી શૃંખલાની તો મને કંઇ જ જરૂર જણાતી નથી." સંચાલકોએ તેમને સમજાવવા પ્રયાસ તો બહુ કર્યો, પણ આ વાદાવાદનું પરીણામ વિદ્યાનન્દજીના વિદ્યાલય ત્યાગમાં આવીને રહ્યું. આ ન્હાના, માનવ સંચાલિત વિદ્યાલયને

છોડી તેમણે હિમગિરિ ઉપર પથરાઇ રહેલા નિસર્ગસંચાલિત વિરાટ વિદ્યાલયમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. આ વિદ્યાલયમાં પ્રવેશ મેળવી તેણે માન્ય રાખેલી પરીક્ષાઓ-માંથી પસાર થનાર કોઇ વિરલ વ્યક્તિ જ ધારી સંસિદ્ધિ મેળવી શકે છે. જે ઉદ્દેશથી હિમાલયની વાટ તેમણે ગ્રહી હતી તેને પરિપૂર્ણ રીતે પાર પાડવાને માટે તે રાહના ભોમિયા સંતોની તેમણે હવે સલાહ લેવા માંડી. “મહા-નુભાવ, પ્રવાસ તો હવે ખેડવા માંડયો છે. પણ પહેલો પડાવ મ્હારે કયાં નાંખવો, પહેલો પગ મારે કયાં રોકવો? તે કૃપા કરી બતાવો” એવો મળતા તે અનુભવી વૃદ્ધ સંતોને પ્રશ્ન કરતા. સંતો સ્થાનકો તો એક પછી એક ગણાવતા—વીરભદ્રેશ્વર, ઋષીકેશ, કૈલાસાશ્રમ, લક્ષ્મણઝુલા, સ્વર્ગાશ્રમ, નીલકંઠેશ્વરની ગુફાઓ, વિગેરે. પણ વિદ્યાનન્દજીને તો જોઇતું હતું કોઇ શાંત, નિરવ, નિર્જન, નિસર્ગદત્ત પ્રતિભાવંતુ સ્થળ. નીલકંઠેશ્વરની ગુફાઓ આ પ્રકારનું એક ભવ્ય અને રમણીય સ્થાનક બની રહે એવું લાગવાથી ત્યાં પડાવ નાંખવાનું પસંદ કર્યું. હરદ્વારથી પચીસેક માઇલ દૂર આ સ્થળ આવેલું હતું. રસ્તો વિકટ અને દુર્ગમ હતો. પણ જવું તો ત્યાં જ હતું એટલે વિદ્યાનન્દજીએ પ્રયાણ આરંભ્યું. હરદ્વારથી ઋષિકેશનો ચૌદ માઇલનો પગ રસ્તો પૂરો કરી, ત્યાંથી ત્રણ માઇલ દૂર આવેલા લક્ષ્મણઝુલા પૂલ ઉપર થઇને ગંગાનો પટ ઓળંગી, મહાત્માઓની તપોભૂમિ સ્વર્ગાશ્રમ પહોંચ્યા. ત્યાંથી નીલકંઠેશ્વર પહોંચવામાં જોખમ ભરેલું સાહસ ખેડવા જેવું હતું. ઘોર ગાઢા જંગ-

હનો રસ્તો, જંગલી હિંસક પશુઓની અવરજવર, પહાડો અને ખીણોનો ચઢ ઉતરનો રસ્તો, એ રમત ન હતી. એકલ દુકલની ગુંજાશ નહીં. પણ સહુની અજાયબી વચ્ચે ઈશ્વરે પ્રાર્થના સાંભળી, અને સ્વર્ગાશ્રમ પછીના રસ્તાને સારૂં એક માર્ગદર્શક પહાડી ભોમિયો મોકલી આપ્યો, જેની હુંફે હુંફે ઇચ્છિત સ્થાનકે તેઓ પહોંચી જઇ શકયા. તેની આજુબાજુ ખળખળાટ કરતાં વહી જતાં બે વિશાળ ઝરણાં, તેને વિભૂષિત કરતી લીલી લીલી વૃક્ષરાજીની શોભા, આગન્તુકની પિપાસા અને થાકને હરી લેવા માટે પૂરતાં હતાં.

ત્યાં પહોંચ્યા પછી તેમણે ચારે તરફ નજર ફેરવી જોયું તો તેમની ઘણી ઘણી કલ્પનાઓ સાચી પડતી લાગી. સહુથી પહેલું માનવઆયુની અવધી વટાવી ગએલા એક સિદ્ધ મહાત્માનાં તેમને દર્શન થયાં. શી એમની પ્રશાંત મુખમુદ્રા ! શી એમની પડછંદી કાયા !! શું એમનું ગાંભીર્ય ભર્યું ઓજસ !!! સત્યયુગનો કોઈ યોગી તો ન હોય ? આવા મહાપુરૂષોનાં દર્શન માત્રથી જ માનવીની ચિત્તવૃત્તિઓનો ખળભળાટ શમી જાય એમાં શી નવાઇ ? તેમની અનુભવસિદ્ધ શીતલાથી વાણી તો જાણે વેદઋચાઓની વાગ્ધારા જ વહેવરાવતી ન હોય એવી રણુકતી. આવા યોગી—મહાયોગી—નું દર્શન અને સાન્નિધ્ય જેણે એક પળ સારૂં પણ મેળવ્યું છે તે તેને ત્યજી પાછો વળવાની તો વાત જ શી ? કલ્પના સરખી પણ શી ? બલ્કે પોતાનું આખું જીવન તેમના પર ન્યોછાવર કરી દે તો પણ તેને તે ઓછું જ લાગશે.

નવા આગન્તુકને નિહાળતાંની સાથે જ મહાત્માએ પ્રશ્ન કર્યો: "જીવનનો કયો ઉદ્દેશ આ સ્થળે તને આટલી નાની વયમાં ખેંચી લાવ્યો છે? દર્શનાર્થીઓ તો અત્રે અનેક આવે છે અને જાય છે. પણ તારૂં આગમન કંઈક જુદી ભાત પાડતું લાગે છે."

"મહામુનિ! પ્રભુ પ્રાપ્તિને સારૂ આ પવિત્ર ભૂમિમાં હું આવેલો છું. આપની છત્રછાયા નીચે તેમની ઝાંખી થવાની મને પાકી ખાત્રી છે," શ્રદ્ધાપૂર્વક નતમસ્તકે વિદ્યાનન્દજીએ જવાબ આપ્યો.

"અરે બાળક! આવી વાતો અને આવી આકાંક્ષાઓ તો સહુ કોઈ કરતા અને સેવતા હોય છે. પણ તેને પૂરેપૂરી પાર ઉતારવી એ કંઈ બાળકના ખેલ નથી. માટે મનને પૂછો. ફરી ફરી શોચો. અને પછી આ માર્ગે વળો" મહાત્માએ ચેતવણી ઉચ્ચારી.

"મહાત્મન્! એ સર્વ હું શોચીને જ આવેલો છું. સમગ્ર વ્યાવહારિક વ્યવહાર ત્યજી દઈને જ હું અત્રે આવેલો છું," તેમણે આતુરતાપૂર્વક જણાવ્યુ.

"વ્યાવહારિક—લૌકિક—વ્યવસાયો ત્યજીને તમે આવ્યા હશો, પરંતુ પારમાર્થિક—પારલૌકિક—વ્યવસાયો તમારાથી છૂટી શકશે નહીં તેનું શું? એ તમારા જીવન સાથે એવા તો નિકટતાને તાંતણે ગુંથાયલા હું જોઈ શકું છું કે તે તમને કદી જંપીને બેસવા દેશે જ નહીં; ઠરી

કામ થવા દેશે જ નહીં." મહાત્માએ તેમના ભાવિની રેખા આંકી.

"આપના આશીર્વાદથી છેક બાલ્યકાળથી અપનાવેલી મનોવૃત્તિથી હુ કદાપિ સહજ પણ ચલિત થઇશ નહીં, એની હુ આપને ખાત્રી આપુ છું." વિદ્યાનન્દજીએ વિનયપૂર્વક જણાવ્યુ.

"તો આવો, રહો. મારી ના નથી" મહાત્માએ આશ્વાસનભરી વાણીથી તેમનો સ્વીકાર કર્યો. આવા આશ્વાસનથી તેઓ રાજી રાજી થઇ ગયા.

આમ પ્રાવેશિક પ્રશ્નાવલિમાંથી ઉત્તીર્ણ થયા બાદ આશ્રમમા તેમનો સ્વિકાર થયો અને સ્વિકાર થતાંની સાથે જ તેમનો સત્કાર કરવામાં આવ્યો. મહામના મહાત્માએ જાતે તેમને રહેવા માટે વ્યવસ્થા કરી આપી.

લાંબા, વિકટ પ્રવાસના પરિશ્રમથી વિદ્યાનન્દજી થાકેલા તો હતા જ. એટલે સહુથી પહેલુ તેમને આશ્રમ નજીકના ઝરણાના સંગમના મીઠા અને ઠંડા જળમાં સ્નાન કરી આવવાનુ કહેવામાં આવ્યુ. તે પછી થોડું ખાવાનુ આપ્યુ. ધીમે ધીમે આ પ્રદેશ અને તેની આજુબાજુની ચિત્રવિચિત્ર વાતો કરી તેમનો ગહવાસ કેળવવા માંડ્યો. ખાસ કરીને આવે ઠેકાણે કેવી રીતે રહેવું, કેવી રીતે [illegible], કેવી રીતે પોતાની દિનચર્યા ગોઠવવી વિગેરે [illegible] નિયમાવલીથી તેમને વાકેફ કરી દીધા. સૂર્ય

હોય તો બિછાયત પણ શેની અને શી રીતે કરવી એ બધું સમજાવી દીધું. ત્યાં રહેવાનુ કેવું હતું ? છુટા સ્લેટીયા પથ્થરની લાંબી લાંબી છાટોથી છવાયેલો એક ખંડ હતો. તેની આગળ એક મજબૂત લોખંડની જાળી જડી લીધી હતી. વાઘ, રીંછ, વરૂ, આદિ હિંસક પ્રાણીઓના ઉપદ્રવથી બચવાને માટે આ જાળી ભરી દેવામાં આવી હતી. વિશેષમાં આખી રાત ધૂણી ધીકાવેલી રાખવામાં આવતી હતી. મંદિરને અંગે ગૌશાળા હતી. આ ગાયોને પણ રાત્રે એ જાળીવાળા ખંડમાંજ રાખવામાં આવતી હતી. વ્યાઘ્રાદિના હુમલા તો રોજનો બનાવ બની રહેતો.

ત્યાંના ભોજનનો પ્રકાર કેવો હતો ? મકાઇની ખિચડી અગર રોટલા અને ગાયનુ દુધ—આ તેમનો નિત્યનો આહાર. મીઠું જોઇએ તો દોઢ ગાઉ દૂર જાય ત્યારે મળી શકે. એટલે દૂર કેટલાંક પહાડી ગામો, પહાડી વસ્તી જોવા મળતી. મહાત્માએ તેમને અહીંની તમામ બાબતોથી જાણકાર કરી દીધા. એ પ્રદેશમાંનાં ફળ, ફૂલ, ઝાડ, આદિ વનસ્પતિનો એવો તો સવિસ્તર અહેવાલ સંભળાવવા માંડયો કે વિદ્યાનન્દજીએ આ પહેલાં ઘણું નહિ જાણેલુ જોએલુ જાણવા જોવા મળ્યુ. એ રીતે અનુભવ પણ તેમને સારો મળતો ગયો. કઇ વનસ્પતિ પથ્ય છે, કઇ અપથ્ય છે, કયાં કંદમૂળ ખાવા લાયક છે, કયાં ત્યજવા લાયક છે, વિગેરેનુ ઝીણવટભર્યું જ્ઞાન તેમને આમાંથી મળી રહ્યું.

ત્યાંની બિછાયતની તો વાત જ શી કરવાની ? લીલાં લીલાં વૃક્ષોનાં મોટાં મોટાં કુણાં કુણાં પાંદડાંને પથારીના રૂપમાં પાથરી દેવામાં આવતાં. ચાદર જોઇએ તો રૂમાલ કે ઉપવસ્ત્રનો ઉપયોગ કરવામાં આવતો.

પહેલે દિવસે કંઇ લાંબો કાર્યક્રમ ન હતો. સ્નાનાદિથી પરવારી તેઓ નીલકંઠેશ્વર ભગવાનનાં દર્શન કરવા ગયા. એ ભવ્ય, ગંભીર, સમાધિસ્થ, પાષાણમૂર્તિનાં દર્શન કરતાં કરતાં ભગવાન શિવનું જ જાણે પ્રત્યક્ષ દર્શન કરતા હોય એવો આભાસ થયો. આસપાસ ખુલ્લી પડેલી રમ્ય કુદરતની કિતાબ તેમણે ઉકેલવા માંડી તો તેમાંથી એક જ પડઘો પડતો તેમને સંભળાયોઃ "ભગવાનનું આ સમાધિ સ્થળ છે. તમે પણ આંખો મીંચી ધ્યાનમગ્ન બનો." આ પડઘાના બોલ તેમણે ખૂબ ધ્યાન દઇને સાંભળ્યા, અને સાંભળી, ઝીલી લીધા. પોતે વિધિપૂર્વક પ્રાણોપાસન કરતાં પ્રભુને જાણે પ્રત્યક્ષ નીરખી રહ્યા હોય તેવો ભાસ તેમના હૃદયની અંદર પ્રગટયો અને "ઓહો! તમે જ કે? શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે" કહીને એ આભાસમૂર્તિને સાષ્ટાંગ પ્રણિપાત કર્યો.

પહેલે જ દિવસે આ અનુભવ! હર્ષ કયાંથી ઓછો હોય? પોતે સાચે રસ્તે છે, સીધે રસ્તે છે, સહેલે રસ્તે છે, એવું સમજાયું—અને એ સમજાતાંની સાથે આનંદના મહાસાગરનો ધોધ ઉમટયો. એકજ દિવસમાં આટલે સુધી પહોંચી શકાય તો પછી આ સ્થાન કેટલું દિવ્ય અને

સુખદ ? પેલા સિદ્ધ તપસ્વી મહાત્માના સહયોગનો પ્રભાવ કેટલો ? એટલે એમણે તો બીજે જ દિવસથી પોતાની તપશ્ચર્યાની તૈયારીઓ કરવા માંડી.

ધ્યાન, ઉપાસના, અનુષ્ઠાન પુરશ્ચરણ, પ્રણવ જપ, સ્વરસાધના, કીર્તન આદિ સાધનાનાં અંગો તેમણે પૂર્વાશ્રમમાં જ સાધ્ય કરી લીધાં હતાં. અહીં મહાત્માએ તપસ્યાની થોડી રીતો તેમને શીખવાડી. આ નીલકંઠેશ્વરની ભૂમિ આવી તપશ્ચર્યાને માટે ખાસ અનુકૂળ હતી. અહીં આસન જમાવીને બેસનારને ધ્યાનસ્થ થતાં વાર લાગતી ન હતી. મનની એકાગ્રતા સાધવામાં મુશ્કેલી નડે તેમ ન હતું, અને ચિત્તને વૃત્તિશૂન્ય બનાવવામાં પણ મુશીબત ન લાગતી. આસન, મુદ્રા, પ્રાણાયમ, સ્વરસાધનાના ઉચ્ચતર પ્રયોગો મહાત્માજી પાસે તેમણે શીખી લીધા. સાધનાનો ક્રમ સવારનો રાખ્યો હતો. બપોરના સમયે આસપાસનાં વૃક્ષોની ઘટામાં છુપાઈને તેઓ બેસતા અને બાળપણના મહામંત્ર "શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે" ના જપમાં તલ્લીન થઈ જતા. આનો અભ્યાસ વધતાં ભાવાવેશની અવસ્થા તેમને પ્રાપ્ત થવા લાગી અને કેટલીક વખત તો આવી અવસ્થામાં કેટલો કાળ પસાર થઈ જતો તેનું પણ તેમને ભાન રહેતું ન હતું. સૂર્યાસ્ત થતાં સુધી જો વિદ્યાનન્દજી આશ્રમે પાછા ફર્યા ન હોય તો મહાત્માજી તેમની શોધખોળ કરવા નીકળી પડતા, અને જ્યારે વૃક્ષોની ઘટા વચ્ચે અર્ધમૂર્છિત અવસ્થામાં તન્મય બની બેસી રહેલા જોવાં

મળતા ત્યારે તેમને પણ આ સાધકની ઉગ્રતામાં, તેની સચ્ચાઇમાં, વિશ્વાસ પડતો, અને તેનામાં વિશેષ રસ લેવાનું મન થતું.

મહીનાઓના મહીનાઓ સુધી આવી પરિસ્થિતિમાં તેમનો કાળ વહી ગયો. તો પણ જે તત્વને તે બ્હાર લાવવા મથતા હતા તે હજી બ્હાર જોવાનું મળી શકતું ન હતું. ધ્યાનની એકાગ્રતામાં હૃદયની અંદર તો પ્રભુ જે સ્વરૂપની ઇચ્છા થતી તે સ્વરૂપમાં પ્રગટ થતા હતા, પરંતુ હૃદયમાં પ્રગટેલા એ પ્રભુને બ્હાર પ્રત્યક્ષ ઉભા રાખી તેમની સાથે વાતો કરવાનો લ્હાવો વિદ્યાનન્દજીને તો માણવો હતો. આ માટે ઘણી વખત તેઓ ઉન્મત્તાવેશમાં આવી જઇ પ્રભુને પકડવા દોડતા, તેમને બાથમા પકડી લઇ ઉભા રાખવા પોતાના બન્ને બાહુ પ્રસારતા—પણ આ બધાં ચિન્હોની વચ્ચે જ તે તો ક્યાંયે અલોપ થઇ જતા, અને રહેતી માત્ર વિદ્યાનન્દજીની જ એક બ્હાવરી અર્ધ જાગૃત મૂર્તિ! આ પ્રમાણે તેમના હૃદયનું મંથન ખૂબ જોશભેર શરૂ થઇ ગયુ હતું. મહાત્માજી તેમને ધીરજ ધરવા સમજાવતા હતા. પણ ધીરજ ધરવી તેમને માટે હવે અશક્ય બન્યું હતું. ઉલટી આ બાબતની વ્યગ્રતા વધતી ચાલી. પ્રભુની ધૂનમાં ને ધૂનમાં હરરોજ તેઓ દૂર ને દૂર ચાલ્યા જતા. આગળ જવાનો માર્ગ અટકી પડતો અગર જડતો નહીં તો જ તેઓ પાછા ફરતા. પાછા ફર્યા પછી રસ્તામાં ં નદીઓ, પહાડો, અને અનેક રમ્ય સ્થળોની

માહીતિ મહંતને પૂછતા અને મહંત પણ તે સહુના ઇતિહાસ અને દંતકથાઓની રસભરી વાર્તાઓ સંભળાવીને વિદ્યાનન્દજીની જીજ્ઞાસાને ઉત્તેજતા. પર્વ અને વ્રતના દિવસોએ તેઓ ઠેઠ લક્ષ્મણઝુલા સુધી લટાર મારી આવતા અને ગંગાસ્નાન કરી પરત આવતા.

આ રીતે હિમાલયના પ્રદેશનો પરિચય તેમણે સાધવા માંડયો. કેટલીક વાર દિવસોના દિવસ સુધી નીલકંઠેશ્વરની બહાર રહીને પણ મેળવવા જેવી માહીતિ બધી મેળવી લેતા. આવાં ભ્રમણોની અંદર પણ પોતાનુ નિત્યકર્મ કે નિત્યસાધના કરવાનું તેઓ કદી ચૂકતા નહીં. હિમ પ્રદેશની નૈસર્ગિક સુંદરતાની તોલે જગતનાં સર્વ સૌંદર્યો હારી જાય છે, અને તેથી જ ત્યાં દેવોની સ્વર્ગભૂમિ, ગંધર્વોની ગંધર્વનગરી, ધનવૈભવના સ્વામીની કુબેરનગરી, શિવજીનું કૈલાસ ધામ આદિ સર્વોચ્ચ આવાસધામો વસેલાં મનાતાં હશે!–મનાય છે. નીલકંઠેશ્વરને મધ્યમાં રાખી તેની આસપાસનાં શેષધારા, વસિષ્ઠ ગુફા, તપોવન સરખાં જંગલી સ્થાનો તેમજ ત્યાંની પ્રસિદ્ધ ખીણો, કંદરાઓ, શીખરો, ઝરણાં, ઝાડીઓ–સર્વસ્વ તેઓ ખુંદી વળ્યા હતા. એ સર્વ જગ્યાઓમાં સાધના કરી હતી. ક્વચિત્ ક્વચિત્ દૈવી ઘટનાઓ બન્યાનો અનુભવ થતો. પરંતુ અંતીમ પ્રભુની લીલા પ્રત્યક્ષ નીરખવાનું હતું તે હજી સાધી શકાતું ન હતું. એટલે છેવટે નીલકંઠેશ્વરના મહાત્માને એક દિવસ તેમણે પ્રશ્ન કર્યો "પ્રભુ આમ ટટળાવતા હશે

શા સારૂ ? પ્રભુના સાક્ષાત્કારને આટલી બધી વાર લાગતી હશે શા સારૂ ?"

"દોડા દોડી ઓછી કરો. એક આસન ઉપર દૃઢ રહીને તપસ્યા કરો." મહાત્માએ ઉપદેશ આપ્યો.

તે દિવસથી બ્હારનું પરિભ્રમણ વિદ્યાનન્દજીએ બંધ કર્યું. સ્નાન અને ભોજન એ બે પ્રસંગો સિવાય આસન બદ્ધ રહેતા, અને આખો વખત હરિના ભજનમાં મગ્ન રહીને ગાળતા.

પહાડ પરના જીવનની જેટલી રોમાંચકતા અને રમણીયતા માણી શકાય છે તેટલી જ તેની વિપરીતતા, ભયંકરતા, અને રૂદ્રતા પણ અનુભવી શકાય છે. પ્રકૃતિનાં પાલક અને સંહારક, સૌમ્ય અને રૌદ્ર, સ્વરૂપોને બદલાતાં જરાયે વાર નથી લાગતી. એક પગદંડી પર મંદ સુવાસિત શિતળ સમીરની લહરીઓ વચ્ચે આપણે માર્ગ કાપી રહ્યા હોઈએ ત્યાં જ સ્હામેથી એક સુસવાટ કરતા વિનાશક વાયુનો સપાટો ધસી આવતો હોય ! શુભ્ર, સ્વચ્છ, સ્ફટિક સરખા નિર્મળ આકાશની છત નીચે ધ્યાનસ્થ અવસ્થામાં લીન બનીને પ્રભુની સાથે વાતો કરવાની ધૂણી ચાહ લેતા હોઇએ, અગર તો પ્રકૃતિની ગોદમાં આળોટવાના આનંદની મોજ માણતા હોઇએ, ત્યાં તો કાજળકાળી વાદળીઓની ઘનઘોર ઘટા એ આકાશને છાઇ દે છે, અને આંખના પલકારાને જેટલી વાર થાય તેટલી વારમાં પ્રસાર થઇ જવી :

વિદ્યુત્ રેખાનો એક સહકારમો કડકડાટ આભ ચીરતો દેખાય છે, અને દોડાદોડ કરતાં વાદળાંની અથડામણુના ભયંકર ગડગડાટનો એક ભેરીનાદ ગાજી ઉઠે છે ! જવાનો માર્ગ સૂઝતો નથી. પર્વત પરનાં ઝરણાં અને નદીઓ બાળકના તરવરાટની પેઠે હસતાં, નાચતાં અને કિલકિલાટ કરતાં વહેતાં જતાં તેમના જળના નિનાદથી જે આલ્હાદ અર્પી રહ્યાં હોય છે તે એક જ ક્ષણમાં ઘોર તાંડવ મચાવી મૂકે છે અને વાતાવરણ સમસ્તને હચમચાવી મૂકે છે ! વળી, ધરતીકંપ અને હિમવર્ષાના ઉલ્કાપાતો ત્યાંની દુનિયાની એવી તો ઉથલપાથલ કરી મૂકે છે કે જેનું વર્ણન કરતાંયે કલમ અટકી જાય ! વર્ષાકાળમાં તો જાણે યમરાજ જ સહુને ભરખી જવા ઉતરી આવ્યા હોય તેવાં ઘમસાણો જોવા મળે ! આ દૃશ્યો અને આ અનુભવો કોઇ રીતે સોહામણાં ન જ કહી શકાય ! ટાઢ, તરસ, ભૂખ આવાસ—આ બધાનો તો એમાં ઘડો જ ક્યાં ? છતાંયે એ દિવસો પસાર થઇ શકે છે. અને તેવે સમયે આપણને સમજાય છે કે પ્રભુના શરણને વળગી રહેનારનો વાળ પણ વાંકો થઇ શકતો નથી. ધન્ય છે એ શક્તિ !

નીલકંઠેશ્વરના પ્રદેશમાં વિદ્યાનન્દજીએ આ રીતે તપશ્ચર્યા આદરી બે વર્ષ જેટલો લાંબો કાળ વીતાવ્યો. તેવામાં હરિદ્વારમાં કુંભપર્વનો મેળો ભરાવાનો છે એવી ખબર પડી. કુંભમેળો એટલે સમસ્ત સાધુસંન્યાસીઓની એક જબરજસ્ત પરિષદ્. ત્યાં લાખોની મેદની ખડકાતી.

મહાસમર્થ અને ખરેખરા ધુરંધર મહાત્માઓ ત્યાં ભેગા થતા. એવાઓનો સત્સંગ સેવવાની તમન્ના વિદ્યાનિન્દજીમાં હજી કાયમ હતી. એટલે મહાત્માજીની આજ્ઞા લઇ તેઓ હરિદ્વાર પહોંચી ગયા.

આ વખતે મેળાનું વાતાવરણ તેમની શાંતિનો ભંગ કરતું લાગ્યુ. પ્રકૃતિની ગોદમા અનેરી શાતિ, અત્યંત એકાત, અને ઉલ્હાસમય વાતાવરણ વચ્ચે બે વર્ષ જેટલો લાંબા ગાળાનો સમય વીતાવેલો હોવાથી માનવમેદનીની આ બધી ધાંધલ, ધમાલ, ધક્કામુક્કી તેમને ત્રાસદાયક લાગી. તેમાં તેઓ ભળી શકયા નહીં. તેઓ તેનાથી દૂર રહેવા માગતા હતા. એટલે જલ્દી પૂર્વપરિચિત મહાનિર્વાણી સંન્યાસીસમુદાયમાં તેઓ જઇ પહોંચ્યા. ત્યાનો ઘણોખરો વર્ગ તેમના ઓળખાણવાળો હતો. એટલે સહુએ પોતાના જુના સાથીદારને સારો આવકાર આપ્યો.

આવા મેળાઓ માત્ર કલ્પિત પુણ્ય હાંસલ કરવાના ઇરાદાથી જ ગોઠવવામાં આવે છે એવા પ્રકારની માન્યતા ખરી નથી. કુંભનો મેળો તો અખિલહિંદના ધોરણે સાધુ સંન્યાસીઓના સમુદાયની એક મહાસભાના અધિવેશન સમો ગણાતો, અને તેવીજ ગરજ સારતો, તમામ સાધુ સંન્યાસીઓના સમુદાયોનો ત્યાં પડાવ પડતો. અને તેઓ પોતપોતાનાં નૈમિત્તિક કાર્યોમાં રત રહીને સાંજે પરિષદના રૂપની સભામાં એકઠા મળતા. આ સભાના કાર્યક્રમમાં ખાસ કરીને એક બીજાનો પરિચય કેળવવાનું, પ્રત્યેકની વાર્ષિક કાર્યવાહીનું સિંહાવલોકન રજુ કરવાનું, તેમજ તે

ઉપરથી ભવિષ્યની કાર્યરેખા આકવાનુ રહેતું. આ કાર્યસૂચિ આવા પ્રકારની સંસ્થાઓની એક નોધપાત્ર અને પ્રશંસનીય પ્રવૃત્તિનો આપણને ખ્યાલ આપી જાય છે.

તદનુસાર આ મેળામા ઉપસ્થિત થએલા જુદા જુદા સંન્યાસી સમુદાયોના મહંતો પોતપોતાની કાર્યવાહી જોશીલી અને રસમય ભાષામા સભળાવી રહ્યા હતા. ગત વર્ષમા કયા કયા તીર્થોની યાત્રા કરી, કયા પ્રદેશો ઘૂમી વળ્યા, ધર્મ પ્રચાર કેટલો અને કયા કયા કર્યો, શિષ્ય સમુદાય કેટલો વધાર્યો, કેટલા મઠમદિરોની સ્થાપના કરાવી, વિગેરે વિષયક પોતાની પ્રવૃત્તિઓનો વિગતવાર અહેવાલ સભા સમક્ષ પેશ કરી રહ્યા હતા. છેવટે વિદ્યાનન્દજીનો વારો આવ્યો તેઓ તો બે વર્ષથી આ સંન્યાસી સમુદાયનો ત્યાગ કરી પરિભ્રમણ અને સાધના કરી રહ્યા હતા. એટલે સભાસદો સહુ તેમની વાણી અને તેમની પ્રવૃત્તિઓનુ વર્ણન સાભળવા ઉત્સુક બની રહ્યા હતા પ્રથમ તો તેમણે કઇ પણ કહેવાની આનાકાની કરી, પરંતુ સમુદાયના આગ્રહને વશ થઈ કહેવાની ફરજ પડી તે વારે સહુના આશ્ચર્ય વચ્ચે તેમણે તો પોતાનો ટુંકો અને ટચ હિસાબ રજુ કરી દીધો· "ભાઈઓ, અમે તો જેવા ને તેવાજ ખાલી હાથે પડ્યા રહ્યાં છીએ"

આ વખતની કુભમેળાની સ્નાન યાત્રામા મહાનિર્વાણી અખાડાના આચાર્ય શ્રી ગોવિન્દાનન્દજી મહારાજે વિદ્યાનન્દજીને પોતાની સાથમા સ્નાન કરવાનું નિમંત્રણ આપી

કરતાં કષ્ટો અને ઘસારો શરીરે કંઈ ઓછો વેઠયો ન હતો; એટલે શરીર સામર્થ્ય વયના પ્રમાણમાં કંઈક ઓછું લાગતું. આવી પરિસ્થિતિમાં હિમાલય નિવાસનો વિચાર તરતને માટે તેમણે મોકુફ રાખ્યો. છતાં હરિદ્વારનો કુંભ-મેળો વિશેષતા તેઓ ઇશ્વરદર્શનની તલ્લાશમાં સૌથી પહેલાં વૃંદાવન પહોચવાનો નિશ્ચય કરી ચાલી નીકળ્યા.

મથુરા પહોંચીને સ્વામીજીએ વિશ્રામઘાટ ઉપર યમુનાસ્નાન કર્યું, અને ત્યા જ પ્રેમાવેશમાં આવી જઈ યમુના મૈયાને વિનંતી કરવા લાગ્યાઃ "હે માતા, ભગવાન્ શ્રી કૃષ્ણે કંસાદિ અસુરોને મારી જેવી રીતે આ સ્થાને ઉપર વિશ્રામ કર્યો હતો, તેવી જ રીતે અમારા સંસારી અસુરો–અવિદ્યા, રાગ, દ્વેષ, ઇત્યાદિ–નો ધ્વંસ કરવા તેમને અહીં પ્રગટાવો, પ્રત્યક્ષ કરો, તેમનાં દર્શન દેવડાવો!" આટલી પ્રાર્થના બોલતાં બોલતા નેત્રોમાંથી જળધારા વહી જવા લાગી, અને ધ્યાનમુદ્રામાં નિશ્ચેટ જેવા બેઠા રહ્યા. બહારનું તેમને કંઇ પણ જ્ઞાન કે ભાન ન રહ્યું. બરોબર આજ સમયે કોઈ અજ્ઞાત વ્યક્તિ તેમની પાસે પેંડાની એક છાબડી મૂકી ગયું અને મૂકતે મૂકતે ત્યાની ભાષામાં તે ખાઇ લેવા કહેતી ગઇ. મિષ્ટ ભાષાનો મધુરો રણકો તેમના કાન સાથે એવો તો અથડાયો કે તેઓ એકદમ ચમકીને જાગી ગયા. જાગીને આમતેમ જોવા લાગ્યા; પણ એ છાબડીનો મૂકી જનાર કોઇ નજરે જણાયો નહીં. વિદ્યાનન્દજીએ તો એને વ્રજરાજનું જ કૌતુક માન્યું

"પ્રભુ જરૂર મને બોલાવી રહ્યા છે. મારો આર્તનાદ તેમણે સાંભળ્યો છે. શાં મારાં ધનભાગ્ય!" એવું ચિંતન કરતા કરતા વૃંદાવનને માર્ગે તેઓ વળ્યા.

આજ હજારો વર્ષ વીત્યા છતાં વૃંદાવનનો મહિમા જેવો અને તેવો તાજો જ રહેલો જણાય છે. એ વૃંદાવન! એ કુંજગલી! બાળ કૃષ્ણ હજી પણ આજે ત્યાં લીલા ખેલી રહ્યા હોય તેવા ભણકારા વાગ્યા જ કરે છે. હજારો ભાવિકો એ કૃષ્ણદર્શનની લાલસાએ એ ભૂમિની પરિક્રમા કરે છે. ઠેર ઠેર એ વિશ્વવિભૂતિનાં સ્મૃતિચિન્હો જોવા મળે છે, ઠેર ઠેર એ યુગપુરૂષની ગાથા ગવાતી સાંભળવા મળે છે. કૃષ્ણનાં જાદુએ ખરેખર દુનિયાંને ઘેલી બનાવી છે!

આવા વૃંદાવનનાં મંદિરોના દર્શને જતાં કાલીદહ, કુંજવન, બંસીવટ, આદિ પ્રભુના સંભારણાં જગવતી જગાઓ નીરખી સ્વામીજીની વિહ્વળતા વધતી જતી હતી. એ જ જુગજુની મધુરી બંસરીનો મોહક નાદ તેમને સંભળાવા લાગ્યો! અને તે સાંભળતાં એવી તો ઉન્મત્ત દશામાં તેઓ આવી ગયા કે નિશ્ચેટ થઈને પાસેના એક મંદિરના ચોતરા ઉપર તે ઢળી પડયા. આજ અવસ્થામાં તેઓ ત્યાં પડયા રહ્યા. સ્હાંજે પૂજારીએ આવીને ઉઠાડયા ત્યારે! આવી તો કેટલી યે રાતો યમુનામૈયાના ઘાટો ઉપર પ્રભુની પ્રતીક્ષામાં તેમણે વીતાવી! તેજ પ્રમાણે ગોવર્ધન, ગોકુળ, બ્રહ્માંડતીર્થ, રમણરેતી, આદિ સર્વ શ્રી કૃષ્ણ ભગવાનની લીલા ભૂમિમાં તેઓ ફરતા જ રહ્યા. એ સ્થાનોની

ભૂમિની પવિત્ર રજકણને મસ્તકે ચડાવી ચિદાનન્દજી કદીક કદીક ભાવાવેશમાં આવી જતા અને કલાકો સુધી અચેત દશામાં પડયા રહેતા. જાગીને જોતા, આમતેમ ફરતા, વૃદ્ધ મહાત્મા કોઇ મળતા તો પગે પડીને તેમને પૂછતા, "પ્રભુનાં દર્શન હજી કેમ થતાં નથી?" કોઇક કહેતું "હજી થોડા વધારે દિવસ ભજન કરો. પ્રભુ જરૂર દર્શન દેશે." તો કોઇ વળી એમ સૂચવતું કે "મથુરાંના એક ચોબાજીમાં પ્રત્યક્ષ મંત્રબળ છે, અને તે કોઇ પણ દેવતાનો સાક્ષાત્કાર કરાવી શકે છે." આ ખબર પડતાંની સાથે જ તે ચોબાજીને ઢૂંઢવા નીકળી પડયા. પરંતુ તે તો કોઇ લાંબા પ્રવાસે નીકળી ચૂકયા હતા. એટલે તેમને બદલે કોઇ બીજા જ ચમત્કારી ચોબાજીનો તેમને ભેટો થઇ ગયો. એ કોણ હતા? એ તો કોટાની રિયાસતના દિવાન હતા. દિવાનગીરીની ઝળક અને ઝમક તેમના ઉપર ખાસ દિસી આવતી હતી. તેમના સંસ્કાર, તેમની રીતભાત સહુને ગમી જાય એવી હતી. વાણીની મીઠાશ અને છટા પણ એટલી જ હતી. તેમની ટાપટીપ, ઠાઠમાઠ, વાગ્વૈભવ જોઇ ચિદાનન્દજી પણ તેમના તરફ આકર્ષાયા હતા. આ દિવાન સાહેબ "રાધાસ્વામી પંથ"* ના અનુયાયી હતા. સ્વા-

* "રાધાસ્વામી પંથ" ને શ્રીરાધિકાજી કે તેમના સ્વામી શ્રી કૃષ્ણજીની સાથે કંઈ જ સંબંધ નથી. કેટલાક વર્ષો પહેલાં આગ્રાના કોઈ રાધાસ્વામી નામના ગૃહસ્થે ધ્યાનયોગના આધાર પર તે મત ચલાવેલો. પરંતુ તેના આચાર અને સિદ્ધાંત જરા વિચિત્ર જણાના.

મીજી આગળ તેમણે આ પંથની મોટી મોટી ગુલબાંગો ઉડાડવા માંડી. એ બધી વાતો રસભરી રીતે ગોઠવીને કહેતાં તેમને આવડતું હોવાથી સ્વામીજી પણ તે હોંસભેર સાંભળતા. સ્વામીજીની ઇશ્વરદર્શનની તાલાવેલી તેઓ જાણતા હતા. એટલે તે સંબંધમાં કહેવા લાગ્યા કે "અમારી રીત પ્રમાણે સાધના કરશો તો ટૂંક સમયમાં જ તમે શ્રી કૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન કરી શકશો. થોડા દિવસ અમારી સાથે રહી એ ધ્યાનવિધિ શીખી લો. બાકી શ્રી કૃષ્ણને તમે અહીં ખોળવા આવ્યા છો તેમાં તમારી કંઇ ગેરસમજ થાય છે. ભગવાન કૃષ્ણ તો કેવખતના દ્વારકાં ચાલી ગયા છે. અહીં છે જ ક્યાં? અને તો પછી અહીં તેમનાં દર્શન તમે કેવી રીતે કરી શકશો?" આવા વાક્ચાતુર્યના પ્રભાવથી સ્વામીજી અંજાયા તે એટલે સુધી કે તેમની સાથે ઠેઠ કોટા સિધાવ્યા. પરંતુ ત્યાં ગયા પછી દિવાન સાહેબનું સ્વરૂપ વધુ ને વધુ ખુલ્લુ પડતું ગયું. ત્યાં તેમણે સ્વામીજીને રાધાસ્વામી પંથમાં ભળી જવા કહેવડાવ્યું. કહેવડાવ્યુ એટલું જ નહીં પણ થોડું ઘણું દબાણ કર્યું. આ ઉપરથી તેનો તાગ પામી લઇ વિદ્યાનન્દજીએ રિયાસતને નમસ્કાર કરી આગળ ચાલવા માંડયું.

ત્યાંથી ત્રીસ, ચાળીસ માઇલ દૂર કરવાડ નામની એક જંગલી રિયાસત આવેલી છે. એ રિયાસતથી સોળ માઇલ આઘે "ધ્રુવકુંડ" નામનું એક અરણ્યસ્થ તીર્થ આવેલું છે. આખ્યાયિકા એમ કહે છે કે એ કુંડ આગળ

જે ધ્રુવજીએ તપ કરેલું. આ તીર્થની ખ્યાતિ પહેલેથી સાંભળવામાં આવી હતી. ધ્રુવજીને તો સ્વામીજીએ આદર્શ ભક્ત તરીકે અપનાવ્યા હતા. એમની તપોભૂમિ જોવાનું એ કેમ ચૂકે? એટલે ધ્રુવકુંડ જવાના ઉદ્દેશથી જ કોટાથી એ જંગલો અને પહાડો ઓળંગતા ઓળંગતા તે કરવાડ પહોંચ્યા. ત્યાં જઈ તેમણે ધ્રુવકુંડ તરફ જવાની પૂછપરછ કરવા માંડી. સહુનો એક સરખોજ જવાબ મળ્યો કે ધ્રુવકુંડ એકલ દુક્કલ, કે સંગાથ વગર, તો જઈ શકાય એમ છે જ નહીં. ત્યાં ન મળે અન્ન કે ન મળે પાણી. વળી, હિંસક પ્રાણીઓ ત્યાં આગળ દિનરાત ફરતાં જ હોય છે. એટલે સારા સાથ વગર ત્યાં જવાનો વિચાર પડતો મૂકયો, અને તેમને કરવાડમાં જ રોકાવું પડયું. તે વખતે શાર્દૂલસિંહજી નામે રાજા કરવાડમાં રાજ્યશાસન કરતા હતા. સ્વભાવે તેઓ ખૂબ ઉદાર, મિલનસાર હતા. અતિથિનો સત્કાર પ્રેમપૂર્વક અને આદરભાવ સાથે કરવામાં તેઓ કશી મણા રાખતા નહીં. શક્તિના તેઓ ઉપાસક હતા, શિકારના તેઓ ખરા ખેલાડી હતા. સ્વામીજી ગામમાં આવ્યાની ખબર પડતાં પોતાના રાજઅતિથિ તરીકે સન્માનપૂર્વક રાખ્યા. તેમના તેજસ્વી અને તપસ્વી સ્વરૂપનો રાજાજી ઉપર એવો તો પ્રભાવ પડયો કે તેમની પાસેથી ધર્મોપદેશ સાંભળવાની ઇચ્છા તેમણે પ્રગટ કરી. સ્વામીજી પણ પૂરા ઉત્સાહપૂર્વક વૈરાગ્ય શતકના શ્લોકો ટાક ટાક વખત રાજા સાહેબને સમજાવવા લાગ્યા. રાજા સાહેબ શિકારના ભારે શોખીન હતા. પાસેની ટાંક નામની

રિયાસતના નવાબ પણ શિકાર ખેલવા તેમને ત્યાં મહેમાન બનીને આવ્યા હતા. આ બધી મંડળી એક દિવસ શિકારે જવા નીકળી. વિદ્યાનન્દજીને સાથે લીધા, એ વિચારે કે ત્યાંથી "ધ્રુવકુંડ" જઇ આવી શકશે અને મંડળીને સત્સંગ પણ આપી શકશે. સરસામાન અને રસાલા સાથે મંડળી ગાડાંમાં નીકળી. ત્યાં પડાવ પર જઇ સહુએ તંબુઓમાં મુકામ કર્યો. સ્વામીજીને અલગ તંબુમાં મુકામ આપવામાં આવ્યો હતો. બધો બંદોબસ્ત થઇ ગયા બાદ એક તરફ રાજાજી અને તેમના કર્મચારીઓના તંબુમાં આમોદ પ્રમોદ અને રંગરાગની મહેફીલ જામી હતી ત્યારે બીજી તરફ સ્વામીજી પોતાના તંબુમાં પ્રભુચિંતનમાં લીન થઇને બેઠેલાં હતા. ભોજન સમયે રાજાજીનો એક સિપાઇ થાળ ઉપર રૂમાલ ઢાંકીને દરબારી ઢંગથી સ્વામીજીની પાસે આવ્યો અને કહેવા લાગ્યોઃ

"હજુરે આપને સારૂ આ થાળ મોકલ્યો છે."

સ્વામીજી કર્મકાંડી ચુસ્ત હતા અને તેમાં ભૂલ પડવા દે તેવા ન હતા. એટલે આવેલી થાળ પર પાણી છંટાવી, એક બાજુ મૂકાવી, પોતે હાથ પગ ધોઇને ભોજનની તૈયારીને સારૂ રૂમાલ ઉપાડી લીધો. ખાદ્ય સામગ્રી જોઇને સ્વામીજી તો હેબતાઇ જ ગયા. સ્થળ ઉપરથી ઉભા થઇ ગયા, અને સિપાઇને કહેવા મંડ્યાઃ

"અરે! લઈ જાઓ. એકદમ અહીંથી લઈ જાઓ. આ બધું શું છે? એનું અમારે શું કામ છે?"

વિનયપૂર્વક સિપાઈએ જણાવ્યું: "નહીં મહારાજ, એ મારાથી તે પાછો લઈ જઈ શકાય જ નહીં. વળી આપનો થાળ તો રાજાજીએ જાતે પોતાના રસોઈ ઘરમાં તૈયાર કરાવી, પીરસી, મોકલાવ્યો છે."

"એ જે હોય તે. પણ આ થાળ અહીંથી હઠાવી લો." સ્વામીજીએ ઘૃણા દર્શાવતાં કહ્યું.

સિપાઈને છેવટે લાચાર બની થાળ પાછો લઈ જ જવો પડ્યો. શાર્દૂલસિંહજીને અદબથી બનેલી હકીકત કહી સંભળાવી. તે સાંભળતાં તરત જ તેઓ દોડી ગયા સ્વામીજી પાસે, અને વિનવવા લાગ્યા :

"સ્વામીજી, એ તો માતાજીનું નૈવેદ્ય છે. એને હડસેલાય ? એનો અસ્વિકાર હોઈ શકે ? આપ એને આરોગો; નહીં તો માતાજીનો પ્રકોપ ભારે થઈ પડશે."

આ તો સ્વામીને અણધાર્યું ધર્મસંકટ આવી પડ્યું ! કુનેહથી માર્ગ તો કાઢવાનો જ હતો. એટલે સ્વામીજીએ બીજી રકઝક કર્યા કરતાં રાજાજીને પોતાની પાસે બેસાડી સમજ પાડવા માંડી કે :

"તમે જે આ બધું કરી રહ્યા છો તે ધર્મ ન હોય. પૂજામાં ધરાવાતા મદ્ય અને માંસના ઉપયોગનું રહસ્ય તમારે સમજવાનું બાકી હોય તેમ લાગે છે. એનો અર્થ તો એજ કે પૂજાને બહાને તેના ઉપર સંયમ રાખતાં

શીખી શકાય; અને ગમે ત્યાં, ગમે તે વખતે, ગમે તેટલો, તે વસ્તુઓનો ઉપયોગ કરતાં માનવી અચકાય. તેમાં અમારા જેવાને વાસ્તે તો આ કદી ગ્રાહ્ય હોઇ શકે જ નહીં. તમે તો એક રિયાસતના રાજા છો. પ્રજા આખી તમારે પનારે પડેલી છે. તેને તારવી છે કે ડુબાડવી છે? એની આબાદીમાં જ તમારી પણ આબાદી સમાયલી છે. રાજા થઇને તમે જ જો આવા ઉલટા માર્ગનું ગ્રહણ કરતા રહેશો તો પ્રજાને સાચો માર્ગ બતાવશે કોણ? તમારા જેવા અગ્રણીઓએ તો સારા સંત મહાત્માઓનો સત્સંગ કરતા રહેવું જોઇએ. અને કદાચ ધારો કે આવાં વ્યસનોમાં રચ્યા પચ્યા રહેતા સાધુ સંતો તમારે બારણે આવે તો તેવાને એક ક્ષણ પણ તમારે સંઘરવા જોઇએ નહીં."

નિર્ભયપણે સ્વામીજીથી ઉચ્ચારાયલાં આ હિત વચનોએ શાર્દૂલસિંહજી ઉપર ઊંડી અસર કરી, અને તે જ ક્ષણથી સ્વામીજીને ગુરૂપદે સ્થાપી પોતે તેમનું શિષ્યપદ સ્વિકારવા તૈયાર થયા. સ્વામીજીને ગુરૂ તરીકે ઓળખાવાનો કંઇ મોહ ન હતો. છતાં આ પ્રસંગ તેમની શક્તિ ઉપર ઠીક અજવાળુ પાડતો ગણાવી શકાય. અજ્ઞાનીનાં પડળો ખોલનાર ગુરૂના રૂપમાં વિદ્યાનન્દજીનો આ પહેલો જ અવતાર હતો, આ પહેલો જ ચમત્કાર હતો, એમ સુખેથી કહી શકાય. આટલું બધુ થવા છતાં સ્વામીજીને એમ તો થયા જ કરતું હતું કે "આપણે વળી ક્યાં આ ગાક્ષસી માયામાં આવી પડયા? વધુ સમય આ પ્રદેશમાં રોકાવું હિતકર નથી." એટલે એમણે તો ધ્રુવકુંડના-દર્શનની ઈચ્છા પણ

દાબી દીધી, અને ઝટ ત્યાંથી નીકળી જવાની ચટપટી તેમને થઇ. રાજા સાહેબની સંમતિ મેળવી ટૂંક સમયમાં જ ત્યાંથી પ્રસ્થાનની તૈયારીઓ કરવા માંડી. ઉપડવાના વિચારની સાથે જ રૈવતક–ગિરનાર–પર્વત તેમની નજર આગળ આવી ઉભો. સિદ્ધોનું એ ક્ષેત્ર ગણાતું હોવાથી તેઓના દર્શનની ઉત્કંઠાથી તેમણે કરવાડથી કાઠિયાવાડ જવાનો માર્ગ પકડયો.

ત્યાં જઇ સીધા પર્વની તળેટીએ પહોંચ્યા અને ગિરનારને ચરણે ઉભા ઉભા એ પહાડની અક્કડતા અને અલિપ્તતા અવલોકવા લાગ્યા. એ વિલોકતાં વિલોકતાં સ્વામીજીના સુખમાથી સહેજે આશ્ચર્યોદ્‌ગારો નીકળી પડ્યા: "ઓહો! કયાં હિમાલયની સુલાયમતા, સરસતા, અને રમણીયતા અને કયાં આ ગિરનારની કઠોરતા, કર્કશતા અને ખરછટતા! કયાં હું અહીં આવ્યો?" છતાં આવ્યા તો હતા જ એટલે પ્રાર્થના કરવા લાગ્યા: "હે દત્તગુરુ, આપના સરખા અવધૂતો અને સિદ્ધેશ્વરોનાં દર્શનની ઝંખનાએ હુ અહીં આવ્યો છું. એ ઝંખના મારી પૂર્ણ કરજો, ભગવન્!"

આ પર્વતના ચઢાવની વળી એક ખાસ વિશિષ્ટતા છે. પર્વત ઉપર ચઢવાનો જે જગ્યાએથી પ્રારંભ થાય છે ત્યાંથી તે ઠેઠ ઉચ્ચતમ શિખર પર પહોંચીએ ત્યાં સુધી પથ્થરની લાટોનાં લાબાં પગથીઆં બનાવવામાં આવેલાં છે. ગણત્રી કરનારે તેની ગણત્રી પણ કરેલી છે અને એ પગથીઆંની સંખ્યા ૮૯૮૦ ની થાય છે. જેણે એ ચઢવાનો પ્રયત્ન કર્યો હશે તે કહી શકશે કે તે કેટલું કઠણ અને

કપરું કામ છે. પણ સ્વામીજીને તો ઈશ્વર સાક્ષાત્કારની ધુન હતી, અને તેને માટે કંઈ ઓછાં સંકટો અને કષ્ટો આજ સુધીમાં વેઠયાં ન હતાં કે જેથી કરીને આટલાથી તે હિંમત હારી જાય. એટલે એ તો સપાટાબંધ શિખર પર પહોંચી ગયા. ત્યાંથી હનુમાન ધારા, કમંડલુ કુંડ, મૃગી કુંડ, શેષાવન આદિ સ્થાનો જોતા જોતા આખો પહાડ તેઓ ખુંદી વળ્યા. અનેક કષ્ટભરી અને ભયાનક જગાઓમાં પણ સ્વામીજી નિર્ભયપણે ઘૂમતા અને રાત્રીઓ પસાર કરતા. તેમના સાંભળવામા આવ્યું હતું કે આ પર્વત ઉપર ખાસ કરીને રાતને વખતે કોઈ કોઈ શિષ્ય મહાત્માઓ તથા દેવગણ આવી ચઢે છે અને અધિકારીને દર્શન દે છે. તેથી તેઓ પણ રાત્રિને સમયે જ આ સ્થાનોમાં વિચરતા. પ્રભુના પ્રેમમાં જે મસ્ત બનેલો છે તેને રાત્રિ શું કે દિવસ શું ? તેને કષ્ટ શું ? તેને ભય શો ? એ તો બધે નંદનવન ને નંદનવન જ જાણે છે. ગિરનારના ભ્રમણમા સ્વામીજીને બધી તરેહનાં જંગલી પશુઓ, બીહામણાં તેમજ સોહામણાં દશ્યો, યાત્રિકો અને ભજનિકો, જોવા મળ્યા; જોવા ન મળી માત્ર એ મનમોહન, શ્યામસુંદર, નટનાગરની પ્રત્યક્ષ મૂર્તિ ! જેની પોતે ચાહના રાખતા હતા તે કોઈ ઠેકાણે જોવા ન મળી. આવી રીતે હતાશ બનીને સ્વામીજી ગિરનાર પરથી નીચે ઉતર્યા, અને પોતાની નિષ્ફળતાની કથની ત્યાંના કેટલાક સત્સંગીઓને સંભળાવી, તે સહુએ એકી અવાજે કહ્યું "સ્વામીજી, પ્રાચીન મહાત્માઓના દર્શન કરવાં હોય તો તો જાઓ આબુના પહાડમાં, ત્યાં મોટી મોટી ગુફાઓ છે,

જેમાં ગુપ્ત અને પ્રકટ રીતે કેટલાક સિદ્ધ પુરૂષો પોતાનો વસવાટ રાખી રહ્યા છે. ત્યાં તેમના દ્વારા પ્રભુનાં દર્શન જરૂર થશે."

સ્વામીજીને તો આવું તેવું કંઇ સાંભળવાની જ વાર હતી. એટલે ખબર પડતાંની સાથે જ તેઓ ચાલી નીકળ્યા આબુ તરફ, કયાં ગિરનાર ને કયાં આબુ? શી રીતે જવું? પાસે તો મળે નહીં એકે કોડી; પણ હૃદયની લગની અને ધગધગતું ધન તેમની પાસે ખૂટે નહીં તેટલું હતું. અને તેજ તેમને અદમ્ય ઉત્સાહ અને પ્રેરણા આપી રહ્યાં હતાં, તેની હુંફે હુંફે આબુ ભેગા તો તે થઇ જ ગયા-ચડયા પહાડ પર. આ પહાડપર લાલિત્યમય કલાકૃતિઓ પણ ઓછી નથી, અને ત્યાં જનાર પ્રત્યેકનુ ધ્યાન આકર્ષ્યા વગર તે રહેતી નથી. વિશ્વ આખામાં સુંદરમાં સુંદર ગણાતી કલાત્મક કૃતિઓ પૈકીની એક આ પહાડની ખ્યાતિ અને શોભામાં વૃદ્ધિ કરતી હજી ખડી છે, દેલવાડાનાં એ જૈન મંદિરો! એની કારીગીરી સ્થાપત્ય કલાનો એક અદ્ભૂત અને અજોડ નમુનો પુરો પાડે છે, આંખ ઠારે છતાં નેત્રો એને નીરખતાં ધરાય નહીં—એવી કૃતિ આધુનિક કલાકારોએ હજી સુધી તો ઉભી કરી નથી, સ્વામીજી કલાના ઉપાસક હોઈ આ મંદિરોનું નિરીક્ષણ કર્યા વગર શી રીતે આગળ ડગ ભરી શકે? એટલે તેઓ પ્રથમ પહાડ પરનાં નખી તળાવ, અધરશિલા, ગુરૂશિખર, વસિષ્ઠઆશ્રમ, હાથી ગુફા, પેલાં જૈન મંદિરો આદિ એક એકથી ચઢીઆતાં સ્થાનકો

જોઈ વળ્યા, તે દરમ્યાન અર્વાચીન બાગ બગીચા, રાજા મહારાજાઓની મહેલાતો, પોલો અને ક્રિકેટ જેવી વિદેશી રમતોનાં મેદાનો, વિગેરે પણ તેમને જોવા મળ્યા, સ્વામીજીનો મુકામ આ વખતે રામકુંડ ઉપર પ્રકૃતિએ જાતે રચેલી 'રામગુફા'માં હતો. સવારના ધ્યાન અને ભજન, બપોરના ભિક્ષાપ્રાપ્તિમાથી ઉદર પોષણ અને ત્યાર બાદ અધ્યયન, મનન, સ્હાંજના સંતોની શોધમાં જંગલો અને જંગલી ગુફાઓમાં પરિભ્રમણ, અંધારૂ થઇ ગયા પછી પ્રત્યાગમન આ જાણે એમનો દૈનિક કાર્યક્રમ થઇ પહોંચ્યો હતો. થોડા દિવસ શાંતિથી અને સરળતાથી એમનો કાર્યક્રમ પાર પડયે જતો હતો, પરંતુ ત્યાર બાદ એક વિચિત્ર ઘટના તેમણે અનુભવી, આબુ પર્વતની સહેલગાહે ઘણું ખરૂ રાજા મહારાજાઓ કોઇને કોઈ આવેલા હોય છે જ. સ્વામીજી ત્યા હતા તે વખતે અલ્વર, રતલામ, અને સલાનાના રાજકર્તાઓ ત્યા આવેલા હતા, તેઓ પણ પોતાની દિનચર્યામાં ફરવા તો નીકળતા જ, સંત મહાત્માઓનો સમાગમ તેઓ પણ શોધતા અને વાચ્છતા, તેમને જાણ થઇ કે "રામ ગુફા" માં કેટલાક વખતથી એક તરૂણ તપસ્વીનો નિવાસ રહે છે. તેમના સત્સંગ સારૂ રોજ તેઓ ત્યાં આવતા, પણ સ્વામીજીનું આગમન તો છેક અંધારૂ થઇ ગયા પછી થતું એટલે મેળાપ થતો ન હતો, છતાં જતી વખતે એ ગુફાના દ્વાર આગળ તેઓ કંઇને કંઇ દક્ષિણા તરીકે ભેટ મુકતા જતા હતા. સ્વામીજી ફરીને પાછા આવતા ત્યારે એ ગુફાના દ્વાર પર

બે ચાર રૂપિયા પડેલા જોતા, આ બનાવથી તેઓ ઘણા તાજુબ થયા અને વિચારવા લાગ્યા કે "દ્રવ્યથી પ્રભુ મને લલચાવવા માગે છે કે શું?" એક દિવસ આ પ્રસંગનો ખુલાસો આપોઆપ થઇ ગયો. સ્વામીજી જંગલની ગુફાઓ આમતેમ શોધી રહ્યા હતા, જોવા ધારેલા પ્રાચીન કોઇ સંત મહાત્મા બહાર કે અંદર કયાં યે જોવા મળતા ન હતા! આથી તેમના દિલને જરા રંજ થયો, અને રોજ કરતાં ઘણા વહેલા પોતાના. નિવાસ તરફ તેમણે પાછાં ડગ ભર્યાં. આવીને જુએ છે તો કેટલાક રાજા મહારાજાઓ, તેમના અંગરક્ષકોના રસાલા સાથે, તેમના નિવાસસ્થાનને ઘેરી વળ્યા હતા, દૂરથી જોતાં પહેલાં તો સ્વામીજી જરા ખમચાયા–પણ તરતજ અંગરક્ષકોએ તેમને જોયા એટલે તેમની નજીક જઇ, તેમને પ્રણામ કરી કહેવા લાગ્યા "મહાત્મન્ આપને આંગણે આવેલા આ સઉ મહારાજાઓ છે, અમે તેમના અંગરક્ષકો છીએ, આજ કેટલાયે દિવસથી આપના સત્સંગની ઇચ્છાયે તેઓ અહીં આવે છે, રાહ જુએ છે, અને પાછા જાય છે. આપનાં દર્શનનો લાભ બે ઘડી તેમને ન આપો? "સ્વામીજીએ સંમતિ દર્શાવતાં વિનયપૂર્વક તેમને આહવાહન કર્યું, અને, એ ગુફાના આંગણામાં તેમનું સ્વાગત કર્યું, એ અલ્વર, રતલામ, અને સૈલાનાના મહારાજાઓ હતા. અતઃ સ્વામીજીના નિમંત્રણને માન આપી તેઓ સઉ તેમની સન્મુખ ઉપસ્થિત થયા, સ્વામીજી કહેવા લાગ્યા "આપના લાયક તો આતિથ્ય હું બીજું શું કરી શકું? પણ આવો–બેસી–આપને

જે કંઇ કહેવું હોય, પૂછવું હોય તે વિના સંકોચે પૂછો." સ્વામીજી બેઠા તેની સાથે સઉ જમીન ઉપર બેસી ગયા.

"આપના દર્શનની અભિલાષા છેવટે ફળી ખરી," તેઓએ પ્રસન્નતાપૂર્વક જણાવ્યુ, "અમારે પૂછવું તો કંઇ નથી, પણ સાંભળવું છે ખરૂ, આપ સરખાના સમાગમથી જેટલો લાભ થાય તે લઇ લેવાનો લોભ અમને લાગ્યો છે," તેઓએ ઉમેર્યુ.

"સાધુસંતોનો સમાગમ શોધતા રાજાઓ આવે એ પરિસ્થિતિ આવકારપાત્ર છે. અને સાધુસંતોએ પણ તેમનાથી ભડકવાની કે ભાગવાની જરૂર નથી. તેમનામાં જે સંસ્કારધન સંગ્રહાયલું હોય તે આપવામાં તેમણે સંકોચ શા સારૂ રાખવો ?" સ્વામીજીએ જણાવ્યુ. આમ સામાન્ય પ્રશ્નોત્તરી દ્વારા પરિચય કેળવી તેઓ એક બીજાની વધુ નિકટ આવતા ગયા. પ્રથમ દિવસનો સમાગમ આવી બીજી સામાન્ય અને ઔપચારિક પૂછપરછમા પૂરો થયો બીજે દિવસથી સ્વામીજીને સારૂ ભોજન એ દરબારી કોઠીઓમાંથી આવવા લાગ્યુ. સ્વામીજીની તરુણ અવસ્થા, તેજસ્વી દેહ અને તપસ્વી વેષ જોઇને આ રાજાઓની શ્રદ્ધા તેમના ઉપર સજડ ચોંટી ગઇ હતી અને હવે તેઓ નિત્ય નિયત કરેલા સમયે તેમના નિવાસસ્થાને આવી તેમના સત્સંગનો લાભ લેવા મંડયા. શરૂ શરૂમાં તો ઉપલકીયા વાર્તાલાપ જ માત્ર થઇ શકતો. પરંતુ ધીરે ધીરે સ્વામીજીએ ગંભીર વિચારપૂર્ણ એવી એવી વાતો કરવા માંડી, નિર્ભયપણે

પોતાના અનુભવનો નિચોડ એવી તો રસાળ અને આકર્ષક વાણીમાં મૂકતા ગયા કે સાંભળનાર સહુ તેમને વશ થઈ ગયા. એટલે સુધી કે તેમને છોડી ત્યાંથી જવા જ કોઈ માગતું નહીં. પરંતુ રાજાઓ સ્વામીજીના પોતાનાં રાજ્યોમાં પાછા ફરતી વેળાએ પ્રત્યેકે સ્વામીજીને પોતાના રાજ્યની મુલાકાતે પધારવા આમંત્રણ આપવા માંડયાં અને ખૂબ આગ્રહપૂર્વક વિનંતીઓ કરવા લાગ્યા. કોનું આમંત્રણ ઠેલી શકાય ? પણ અલવર નરેશ મહારાજા વિજયસિંહજીએ તો સ્વામીજી પાસેની અલવર પધારવાનું આમંત્રણ સુદ્ધાં લઇ લીધુ ! રાજાઓના વિદાય થયા પછી અન્ય કેટલોક જનસમુદાય પણ સ્વામીજીની પાસે આવવા લાગ્યો. પણ જે ઉદ્દેશથી તે આ પહાડનું સેવન કરવા આવ્યા હતા તેમાં આથી તેમને વિક્ષેપ પડતો લાગ્યો. એટલે એમણે રામગુફા છોડી તપસ્યા સારુ બીજી અજ્ઞાત જગ્યા પસંદ કરી. આ રીતે ચિત્રવિચિત્ર અનુભવો વચ્ચે આબુ પર્વત આખો તેઓ ઘૂમી વળ્યા. પણ કયાં હતા પેલા તપેશ્વરી સિદ્ધો ? એ તો કયાંય એમને જોવા ન મળ્યા. એટલે ગિરનારની પેઠે જ ખાલી હાથે તેઓ નીચે ઉતર્યાં.

નીચે ઉતરતાં વળી ભાળ મળી કે ઉદયપૂરની પાસે ડુંગરપુરના પહાડોમાં સારા સારા મહાત્માઓ કેટલીકવાર મળી આવે છે ખરા. એટલે સ્વામીજી તો ચાલ્યા ડુંગરપુર તરફ. એ ખાહાળા અને કાંટાળા પ્રદેશમાં પણ તેઓ ઉમંગભેર ફરી વળ્યા. ખૂબ ખોળ્યા. પણ મહાત્મા કોઈ

એમને તો મળ્યા નહીં. ઉલટું એ પોતે મહાત્માના સ્વરૂપમાં બીજાઓને મળ્યા અને પોતાના સત્સંગનો લાભ આપ્યો ખરો. ડુંગરપુરના મહારાજા વિજયસિંહજી મહાન્ પુરુષોની સેવાને હંમેશાં સત્કારતા. વિદ્યાનંદજી એ સ્થળ તરફ વિચરી રહ્યા હોવાની તેમને ખબર મળી. એટલે તેમને તળાવ ઉપરના રાજગુરુવાળા મઠમાં મુકામ આપ્યો. આ રાજા અને તેમનું આખું કુટુંબ ધાર્મિક પ્રવચનો સાંભળવાનું રસિયુ હતું. હરિકીર્તનકારો અને આવા પ્રવચનકારોના પ્રસંગો વખતોવખત તેઓ ગોઠવતા. એટલે સ્વામીજીને તેમણે વિનંતી કરી કે તેમના સમાગમનો લાભ નિત્ય આપતા રહે. સ્વામીજીને આનાકાની કરવાનું કારણ ન હતું. એટલે રાજમહેલમાં રોજ તેમના ઉપદેશ શ્રવણનો પ્રબંધ ગોઠવાયો. મોટા રાણીબા સાહેબા (જેઓ સૈલાના નરેશનાં પુત્રી થતાં હતાં), રાજકુમાર અને રાજાસાહેબ હંમેશાં નિયમિતપણે હાજરી આપતા અને ઉપદેશ સાભળી સંતોષ પામતા. સ્વામીજીના વર્તાવથી તેઓ એટલા બધા પ્રભાવિત થઇ ગયા હતા કે તેમને કાયમના ત્યાં જ રાખી લેવાની તજવીજ કરવા સુધીની તૈયારીઓ કરવા માંડી હતી. પણ પરિવ્રાજકને કાયમનું રહેઠાણ શું? છતાં સઉના આગ્રહને વશ થઈ થોડા વધુ દિવસ ત્યાં રોકાયા. અને ત્યાંથી સીધા ઉદેપૂર ગયા.

મેવાડના રાજ્પૂતોની એ કર્મભૂમિ, ખાંડાના ખેલ ખેલેલા યુદ્ધવિરોની એ સમરભૂમિ, રજપૂત વિરાંગનાઓની એ યજ્ઞભૂમિ, અજય, અને અણનમ રહેવા સર્જાયલી એ

ખાતર, ઓછા તેઓ આ રાજ્યમાં આવ્યા હતા ? એટલે રાજાની ખુશામત કરવાનું કે તેમના દબાયેલા થઈને રહેવાનું તેમને શું કારણ ? એટલે તેમને તો તત્કાળ અલ્વર રાજ્યને છેલ્લી સલામ કરી ત્યાંથી પોતાનો મુકામ ખસેડી લીધો. આમ ગરીબ જનતાને ન્યાય અપાવવા ખાતર રાજસન્માનના સુંવાળા માર્ગને જતો કરી સ્વામીજીએ ત્યાગીના જીવનનું ગૌરવ અને સંન્યસ્તની તેજસ્વીતા વધારવામાં મોટો ફાળો આપ્યો કહી શકાય.

અલ્વરથી તેઓ ઉદયપુર ગયા જયપુર એક સુઘડ સુવ્યવસ્થિત અને રળીયામણું શહેર હતું એટલા માટે નહીં, પરંતુ તે સમયમા જયપુર વેદવિદ્યાનુ એક પરમ ધામ તરીકે પંકાયું હતું; તેટલા માટે સ્વામીજીએ ત્યાં જવાનું ઉચિત ધાર્યું. વેદવિદ્યાના એક ધુરંધર પંડિત, શ્રી મધુસૂદન ઝા કરીને ત્યાં રહેતા હતા. જયપુરના રાજ-પંડિતની પદ્દી તેઓ ધરાવતા હતા. વેદવિદ્યાનાં અંગ-ઉપાંગો, અને તેના તમામ રહસ્યોના તેઓ જાણકાર હતા. વિદ્યાનંદજીને વેદવિદ્યાના ઊહાણોમાં પ્રવેશવાનું હજી બાકી હતું એટલે તે લાલસાએ તેઓ જયપુર જઈ મધુસૂદન ઝાના અતિથી થઈને રહ્યા. પંડિતજીને ખૂબ નવાઈ લાગી. સ્વામીજી જેવી પ્રભાવશાળી વ્યક્તિ ખાસુખા પોતે થઈ આવી રીતે તેમના મહેમાન બનીને રહે તે વાત તેમને ખૂબ ગમી, અને તેઓ ઘણા ખુશ થયા. સ્વામીજીનો સત્કાર કરવામાં, પણ તેમણે કશી પણ મણા રાખી નહીં. એમની ચર્ચાઓ તો રોજ હવે ચાલવા લાગી. વેદોની

ખૂબ રહસ્યપૂર્ણ વાતો પંડિતજી તેમને તદ્દન સરળ ભાવામાં સમજાવતા. આથી સ્વામીજીને તૈયાર થતાં વાર લાગી નહીં. પંડિતજીને થયું કે રાજઆંગણે આવા તપસ્વી અચાનક આવી ચઢયા છે તો રાજ્ય અને પ્રજા તેમનો લાભ શા માટે ન લઈ લે? એટલે ગોવિંદજીના મંદિરમાં પંડિતજીએ સ્વામીજીની વ્યાખ્યાન-માળા ગોઠવી. ધાર્યો મુજબ તે વ્યાખ્યાનમાળા ઘણી લોકપ્રિય નીવડી. દરરોજ, મારવાડી ભાઈબ્હેનોની ઠઠ ત્યાં જામતી. અત્યાર સુધી જેટલાં રાજ્યોમાં ફર્યા તેની સરખામણીમાં જયપુર રાજ્યના રાજાની મનોવૃત્તિ તેમને જરા વધારે સંકુચિત લાગી. આના સમારંભોમાં પણ તેઓ છૂટથી ભળી શકતા નહીં એ પરિસ્થિતિ તેમને શોચનીય લાગી. જો કે સ્વામીજીને એ બાબતની તો ખાત્રી થઈ ચૂકી હતી કે રાજપુતાનાની જનતા વિદ્યા, બુદ્ધિ, સંસ્કાર અને શ્રદ્ધાની બાબતમાં બીજા કોઈથી ઉતરે તેવી ન હતી. જયપુરનું વૈભવશાળી જીવન જોઈ સ્વામીજીએ ચલાવ્યું બિકાનેર તરફ.

આમ એક પછી એક રાજાઓના અને રાજ્યોના સંપર્કો વધારતા રહી સ્વામીજીએ પ્રભુની તલાશ કરવાનું માંડી વાળ્યુ હતું? સંતોની શોધને પડતી મૂકી હતી? કે પોતાના મૂળભૂત સંકલ્પને ઢીલો કરી નાંખ્યો હતો? આના પ્રશ્નો કદાચિત્ ઉપસ્થિત થાય-પરંતુ તે ગેરસમજને પરીણામે જ હોઈ શકે, કારણ આ સૌ સંસર્ગો અને સંપર્કો સ્વામીજીએ જાતે ઉભા કરેલા ન હતા, તેમને આકસ્મિક આવી મળ્યા હતા. વળી, એ સૌ એમની

કસોટી રૂપ પણ હતા, કારણ તેથી જાણવા મળતું કે આવા સમુદાયની વચ્ચે પણ તેઓ કેટલા અને ક્યાં સુધી ટકી શકે છે? તેમજ એ ચળકારભર્યા સંસર્ગો તેમને રજ પણ ફસાવી શકયા ન હતા એટલે આ પ્રસંગો ઉપરથી તો ઉલટું એમ સમજાય છે કે પ્રભુ જ તેમની પાછળ પડયા હતા, અને તેમની ચકાસણી કરી રહ્યા હતા, સિદ્ધિની લગોલગ પહોચી ગએલા સાધકને આવી લૌકિક વિભૂતિઓ આડે માર્ગે ફંટાવી શકે છે કે કેમ, તેને ભૂલથાપમાં નાંખી દઇ શકે છે કે કેમ તેવા અખતરા થઈ રહ્યા હતા, પણ એવે આડે માર્ગે કદી ફંટાયા નહીં, કે કદી ભૂલ થાપ ખાધી નહી. છતાં હજી છેક છેવટનો પરચો જાણે બાકી હોય તે રીતે બિકાનેરમાં તેમને એક અત્યંત અજાયબ ઘટનાનો સામનો કરવાનો આવ્યો

બિકાનેરમાં સ્વામીજી રાજ્યના પંચમંદિરમાં ઉતર્યા હતા. તે પંચમંદિરની દેખભાળ સિવવાડીના મહંત શ્રી શિવપુરીજી આદિ મહાત્માઓ રાખતા હતા. તેના મહંતની ગાદી હજી સુની હતી. શ્રી મોતીપુરીજીનો દેહાંત થયે થોડાજ દિવસો થયાં હતા, એટલે તે ગાદીના યોગ્ય ઉત્તરાધિકારીની શોધમાંજ તેઓ સઉ હતા, આ મંદિરના કર્મચારી મહાત્માઓ વિદ્યાનન્દજીના સંસર્ગમાં આવ્યા, તેમની બુદ્ધિમત્તા, તેમની નિખાલસતા, તેમની સંસ્કારિતા અત્યાર સુધીના તેમના જીવનની અનેક વિવિધતા આદિનો પ્રત્યક્ષ અનુભવ મેળવ્યા પછી તેમના પ્રત્યેનું તે લોકોનું આકર્ષણ વધ્યું અને અંદર અંદર તેઓ મંત્રણા કરવા

લાગ્યા કે આવી સુશીલ વ્યક્તિ જો આ મંદિરના મહંતપદ માટે મેળવી શકાય તો ધનભાગ્ય. પરંતુ આ તેમનો અંતરંગ વિચાર બહાર પ્રગટ કરવો શી રીતે તેની વિમાસણમાં તેઓ પડયા હતા. ધીરે ધીરે પ્રતિષ્ઠિત નગરજનોનો સાથ પણ આ મંત્રણામા લેવાયો—અને તેમને સંમત થવામાં કંઈ હરકત જણાઇ નહીં, એટલે એક દિવસ સ્વામીજીના ધર્મોપદેશના પ્રવચનને અંતે આ આખું વર્તુલ ત્યાં બેઠું રહ્યું અને તેમની સમક્ષ આ ઇચ્છા તેમણે જાહેર કરી. આ ધડાકો સાભળી સ્વામીજીના અચરજનો પાર ન રહ્યો, એકાએક જવાબ પણ શી રીતે દઇ શકાય ? એટલે એમણે સમય માગ્યો, તે દરમ્યાન બીજાં સ્થાનકોના સંતો અને મહંતો તેમજ ઘણા ઘણા નાગરિકોએ સ્વામીજીને સમજાવવા પ્રયત્નો કર્યા, આમ ચારેકોરના સંગઠિત પ્રયાસનુ પરિણામ એ આવ્યું કે સ્વામીજી કોઇ સ્પષ્ટ જવાબ આપી શકયા નહીં—ન તો "ના" સંભળાવાઇ કે ન તો "હા" કહેવાઇ, વિચક્ષણ શિવપુરીજીએ આ ક્ષણનો કુનેહભરી રીતે લાભ લીધો. બિકાનેરના મહારાજા ગંગાસિંહજીની સાથે સ્વામીજીની મુલાકાત યોજી, અને તેઓ જાણે આ સુની પડેલી મહંતપદની ગાદીએ આવવાના જ છે એવી હવા ફેલાવી દીધી, સ્વામીજી હવે ગાદીપતિ થવાની વાત પાકી થઇ. તેને અંગે તેમને સારૂ રેશમી ગાદી, તકીયા, રજાઇ વિગેરેની સજાવટ માટેના હુકમો પણ છોડી દેવાયા—તેમની સરભરાના બંદોબસ્તમાં પણ ફેરફાર થયો, ખાવાપીવામાં વિશિષ્ટ

સત્કાર થવા લાગ્યો, આ મઠમાં ગાયો, ભેંસો પુષ્કળ હતી. એટલે ઘી, દૂધ આદિની પણ તેમને માટે છૂટ થઇ ગઈ, રાજ્યનો આખો સમુદાય આવા સુયોગ્ય સંન્યાસી મહંતપદે આવે તેથી પ્રસન્ન હતો. મંદિરના કર્મચારીઓ પણ હરખભેર પોતપોતાનાં કર્મોમાં લાગી ગયા હતા. ન્હોતું મન માનતું માત્ર સ્વામીજીનું. તેઓ અસ્વસ્થ રહ્યા કરતા. બિકાનેરમાં ઓળે ઓળે મહંતપદ પર સંસ્થાપિત થયા પછી સ્વામીજીના ચિત્તમાં પ્રફુલ્લિતતા ચાલી ગઇ હતી. તેઓ જે વાતાવરણમાં ભરાઈ પડ્યા હતા તે તેમને અકળાવી રહ્યું હતું, સાથે સાથે મારવાડની ધોમધીકતી ઉન્હાળાની મોસમ તેના વિકરાળ સ્વરૂપમાં ધીખી રહી હતી. મારવાડની લૂની જવાળામાં ઝપટાયલો આત્મા ભાગ્યેજ બચી શકે છે. એવા જ જેઠ મહીનાની પ્રખર ગરમીની એક રાતે પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર આકાશમાં વિલસી રહ્યો હતો, એ ચંદ્રના તેજમાંથી ઝરતી તેની દુધ ઉજળી અમીવર્ષા વાતાવરણમાં રેલાઇ રહી હતી, કુદરતે એકાએક સુકોમળ શીતળતાના વાધા સજ્યા. મંદ, મીઠા, શીતળ સમીરની આલ્હાદક લહરીઓ સ્વામીજીને સંદેશો સંભળાવી રહી હતી કે "જાગો, મહારાજ, તન્દ્રા ત્યાગો." પૂર્ણ ચંદ્ર આથમવાની તૈયારીમાં હતો, બ્રાહ્મમુહૂર્તના વાયુની લહરીઓ સુસવાટા કરતી વાઇ રહી હતી, છતાં માથા નીચે મૂકેલા મખમલનો આ મુલાયમ તકીયો ગરમી શા માટે વેરી રહ્યો છે એ વિચારે સ્વામીજી સફાળા જાગી ઉઠયા; જાગીને બેઠા થઇ જવા–દેહે કંપ અનુભવ્યો, દિલમાં વિચારપરંપરા

ઉછળવા લાગી "આ મચરૂની તળાઇ! આ મખમલનો તકીયો!! અડધું શરીર ગાદલામાં સરકી જાય એવું મુલાયમ સુંવાળું રૂ!!! આવી સુઘડ, સ્વચ્છ, સુવ્યવસ્થિત સુખશય્યામાં મહંતને પોઢવા છતાં, વાતાવરણમાં હિમ વર્ષા જેવી ઠંડી વર્ષી રહી હોવા છતાં, તેને આ બધું કેમ દઝાડી રહ્યું હોય એમ લાગે છે? એ શું એમ સૂચવે છે કે જે સાધનો આપણે સુખપ્રદ માનીને વધાર વધારે કરીએ છીએ તેજ અંતે દુઃખકર નીવડનારાં છે? તો સુખના અન્વેષકોએ કરવું શું જોઇએ? એ બધાં ત્યજી દેવાં ન જોઇએ? સંસારમાં કઈ એવી વસ્તુ છે—જડ કે ચેતન—કે જેના પ્રત્યે આપણો સંબંધ બંધાતાં અંતમાં પરિણામે તે આપણને જ દુઃખ દેનારી થઇ પડનારી નથી? તો પછી સર્વકાંઇ ત્યાજ્ય જ છે. અરે! પણ હું કેમ ભૂલું છું? એતો મ્હારા બાલ્યકાળનો સંકલ્પ!!—સર્વ ત્યાગ, ત્યાગમાંજ ખરૂં સુખ અનુભવડાવવાની શક્તિ રહેલી છે. કયાં ગયો એ સંકલ્પ! મારી ચારે બાજુએ આ હું શું જોઇ રહ્યો છું? અત્યારે હું કયાં જઇ રહ્યો છું? પ્રભુ પ્રાપ્ત થયા? તો પછી આ સુખશય્યા શી? આ મહંતપદ શું? આ ઠાઠમાઠ શો? હું આ કેવા પ્રકારના ચક્કરમાં પડવા તૈયાર થઇ રહ્યો છું? જે પ્રભુપ્રાપ્તિના આનંદને સારૂ ઘરની ગાદી, ઘરની જર-જમીન, ઘરની ગાયો ભેંસો—સર્વ કાંઇ-છોડયું તે વળી પાછું બીજા સ્વરૂપમાં ગળે વળગાડવા માગું છું?? આ ક્યાંનો ન્યાય? નહીં—નહીં—નહીં. એ કદી નહીં બને, "આ મનોવિશ્લેષણે તેમને જબરો ધક્કો

આવ્યો અને તે પૂરેપૂરા જાગૃત થઇ ગયા. સ્વામીજીને આ ક્ષણે નીલકંઠેશ્વર મહાદેવવાળા મહાત્માજીની પ્રશ્નોત્તરીમાં સૂચવાયલી ભવિષ્યવાણી યાદ આવી, અને વિચાર આવ્યો કે "શું આ એજ પારમાર્થિક પ્રપંચ મને ઘેરવા મંડી પડયો નથી?" હૃદયમંથન જબરૂં થવા લાગ્યું. આંખોમાંથી અશ્રુધારા વહી જવા લાગી. તુલસીદાસજીના નીચેના પદનું સ્મરણ થઇ આવ્યું:—

સુનતે નહીં દયાલ કેયોં અબેર હો ગઈ।
જરાસી મેરી અર્જ કયા સુમેર હો ગઈ॥

એના રટણે એમને મંત્રમુગ્ધ બનાવ્યા. બસ—પાછળ જવાની તૈયારી થઇ ગઇ. બહાર પાંચના ટકોરા પડતા સંભળાયા. મઠના પહેરેગીરોએ મુખ્ય દરવાજો ખોલી નાંખ્યો હતો. હવે વિલંબ શાનો? કમંડલું હાથમાં લીધું—બાકીનો બધો સરંજામ જેમ ને તેમ રહેવા દઇ સ્વામીજીએ ચૂપચાપ સ્ટેશનનો રસ્તો લીધો. પંજાબ તરફ જવાની ગાડી ઉપડવાની તૈયારી હતી. તેમાં બેસી પંજાબ પ્રાંતના કોટકપુરા સ્ટેશને ઉતર્યા.

કોટકપુરામાં સ્વામી પુષ્પાનન્દજી નામના એક વૃદ્ધ મહાત્મા રહેતા હતા. ઘંટાકોઠી આશ્રમના પ્રથમ સંસ્થાપક મહામંડલેશ્વર સ્વામીશ્રી સંપતગિરિજી મહારાજના તેઓ શિષ્ય હતા. એ આશ્રમના શિષ્યોનો તેમને સારો પરિચય હતો. વિદ્યાનન્દજીને દૂરથી દેખતાં જ તેઓ હર્ષાવેશમાં આવી ગયા-અને તેમને ભેટી પડ્યા. સ્નેહપૂર્વક સત્કાર

કર્યો, પોતાને ત્યાં લઇ ગયા, વચમાં સારો એવો સમય વીતી ગએલો હોવાને લીધે, પરસ્પરની વાતો ખૂટે તેમ ન હતી. આશ્રમ સંબંધી, સાધના સંબંધી, પરિભ્રમણ સંબંધી, સ્થળે સ્થળે મળેલા અનુભવોની પરંપરાથી પરિચિત થવા સંબંધી, એકબીજાના પૂછપરછની રમઝટમાં વખત ક્યાં પસાર થઇ જતો તે જણાતું નહીં. આમ આનંદ ગુફ્તેગોમાં કેટલાક દિવસો પસાર થઇ ગયા. એક દિવસ તે વાતમાં બિકાનેરના પ્રસંગનો ઘટસ્ફોટ થવાનો વારો આવ્યો. વિદ્યાનન્દજીએ હકીકતનું સવિસ્તર વર્ણન કર્યું. ગુરુબંધુની સમીક્ષા માગી. પુષ્પાનન્દજીએ પ્રસન્નતાપૂર્વક વાતને અંતે જણાવ્યું "જે થયું તે ઘણું સારૂં થયું. કીચડમાં ફસાતા બચી ગયા અને બહાર નીકળી આવી શક્યા તે ખરેખર તમારા સરખા માટે શોભાસ્પદ અને આશાસ્પદ કહી શકાય. હવે તમે નિશ્ચિન્તે જ્યાં મન ફાવે ત્યાં વિચરી શકશો. સાધ્ય હવે બહુ દૂર નહીં હોય, સમીપ આવતું જણાય છે. કમર કસો, ઉદ્યુક્ત બનો." વૃદ્ધ, અનુભવી, તપસ્વીની ઉત્સાહપ્રેરક વાણી સાંભળી વિદ્યાનન્દજીના દિલમાં પણ થડકારો થયો. ખિન્નતા અને અને નિષ્ક્રિયતાનું જે મોજું તેમના પર ફરી વળ્યું હતું તે એકાએક અદ્દશ્ય થઇ ગયું. તેમણે ફરી પાછા હિમાલય જવાનો નિશ્ચય કર્યો. આ વખતે સમસ્ત હિમાલયની પ્રદક્ષિણા કરવાનું સાહસ ખેડવાનું તેમણે બીડું ઝડપ્યું. કૈલાસ પર્વત પર સદેહે આરોહણ કરવાની તેમની તીવ્ર તમન્ના હતી. આ બધું યથાસ્થિત થઇ શકે તેને માટે

અગમ, અને અવિરત હિમવર્ષાથી ઢંકાયેલો રહે છે કે એકલ દોકલ માણસનું ત્યાં જવાનુ કામ જ નહીં, અને તેથી જ આ યાત્રાના સમય પહેલાં હંમેશાં રાજદરબાર તરફથી ખાવાપીવાની, રહેવા કરવાની, આરોગ્યરક્ષાની, રસ્તાની, ખૂબ કાળજીપૂર્વક વ્યવસ્થા કરવામાં આવે છે, અને તે સંપૂર્ણ થયા બાદ જ યાત્રાનો આરંભ કરવાની રજા આપવામાં આવે છે.

અમરનાથની ગુફાનુ નિર્માણ કોઇ માનવ કલાકાર ના હાથે થયું હોય એવું માની શકાય એવું નથી. માનવ જ્યાં હારે છે ત્યાં પ્રકૃતિ પોતાના આકાર અને રંગ અર્પે છે, અને એવી તો અજબ ચમત્કૃતિ રચે છે કે માનવી ભાન ભૂલે, અવાક બને. બરફની શુભ્ર, સ્વચ્છ, બિછાયત ઓઢી દીધી હોય એવી પર્વતની એક હાર વચ્ચે એ ગુફા આવેલી છે. હજારો મનુષ્યો એ ગુફાની અંદર સમાઇ જઇ શકે છે આવી ગુફાની અંદર ચાર જગોએ કોઇ ચમત્કારિક રીતે મૂર્તિના આકારમા બરફના પિંડ બાઝી ગએલા હોય છે, એક મહાદેવજીની પિંડી, બીજી પાર્વતીજીની, ત્રીજી ગણેશજીની, અને ચોથી નંદીશ્વરની–એ રીતે એ આકારમા પિંડીઓ રચાય અને તેજ ગણનાથી તેની પૂજા પણ થાય છે, આ બરફનો ધોધ આવી રીતે નોખી નોખી જગોએ, નોખી નોખી મૂર્તિઓના આકારમા પરીણમે એ રીતે, ક્યાથી અને કેવી રીતે વહી આવે છે એ હજી કોઇના જાણવામા આવી શક્યું નથી. આવા હિમમય પ્રદેશમાં ઝાડ, પશુ, પક્ષી, જીવંત રહી શકતા નથી, તો પણ શ્રાવણ

સુદ પૂર્ણિમાના દિવસે એ ગુફામાં એક કપોત યુગલ અચૂક દર્શન દે છે. એ સંબંધમાં આખ્યાયિકા એમ કહે છે કે આ તીર્થમાં ભગવાન શંકરે પાર્વતીજીને જે અમરકથા સંભળાવી હતી તેનું પુનરુચ્ચારણ આ યુગલ કરી જાય છે, આવા ચમત્કારિક તીર્થધામને સઉથી પહેલાં જોઇ લેવાનું સ્વામીજીને મન થયું. એટલે અમૃતસરથી તેઓ રાવળપિંડી ગયા.

અમરનાથની યાત્રાનો સંઘ નીકળવાને હજી એક મહિનાની વાર હતી. એટલે રાવલપિંડીથી સ્વામીજી શ્રીનગર પહોંચ્યા. કાશ્મીરના પ્રદેશની શોભા અને સુંદરતા એવી તો અલૌકિક અને અદ્વિતીય છે કે જેથી તે પૃથ્વી ઉપરના સ્વર્ગ તરીકે જ ઓળખાય છે, અને તેમાં તથ્યાંશ ઘણો છે. ત્યાંના પંડિતો સંસ્કૃત ભાષાના પ્રખર ઉપાસકો અને વિદ્વાનો છે. એક લોકોક્તિ પ્રમાણે "કવિતા અને કેસરની એ જન્મભૂમિ છે."

શ્રીનગરમાં આદ્ય શંકરાચાર્યની ટેકરી પર સ્વામીજીએ પોતાનો વાસ રાખ્યો હતો જેથી એકાંતમાં પોતાની ઉપાસનાને કંઇ ખલેલ પહોંચે નહીં. આમાં કાશ્મીરીઓની કેટલીક વિશેષ વિધિઓનો અભ્યાસ પણ તેમણે કરી લીધો. આને અંગે ટેકરીના મહંત સ્વામી શિવરત્નગિરિજીના પરિચયમાં તેઓ આવ્યા. ઉપરાંત બીજી અનેક ધાર્મિક, આધ્યાત્મિક ચર્ચાઓ તેમના વચ્ચે રોજબરોજ થતી, જેથી તેમનો પરિચય લગભગ સખ્યતામાં પરિણમ્યો. શ્રીનગરથી

થોડેક દૂર "ક્ષીરભવાની" નામનું એક તીર્થસ્થાન આવેલું છે. ત્યાં વ્યાસપૂર્ણિમાને દિવસે કાશ્મીરીઓનો એક મહામેળો ભરાય છે. આ સ્થાન પ્રત્યે તેઓ અજબ શ્રદ્ધા ધરાવે છે અને દેવીનું ધામ હોવા છતાં માંસાહારનો ત્યાં નિષેધ ફરમાવાયલો છે. મહંતજીની સાથે સ્વામીજી પણ દેવીના દર્શને ગયા. એ સ્થળ સ્વામીજીને એટલું બધું ચિત્તાકર્ષક લાગ્યુ કે પાછા ટેકરી પર જવાનો વિચાર માંડી વાળી થોડા દિવસ ત્યાં જ નિવાસ કરવાની મહંતજીની અનુજ્ઞા લઈ લીધી. દુધ જેવા ધોળા અને સ્વચ્છ પાણીનો ત્યાં એક કુંડ છે જેની વચમાં ભવાનીદેવીનું મંદિર ઊભુ છે. લોકવાયકા એની આસપાસ એવી વણાયલી છે કે રાજ્ય ઉપર આવી પડનાર આપત્તિની આ કુંડનુ પાણી આગાહી આપે છે અને તેવે વખતે ચમત્કારિક રીતે તે પાણીનો રંગ રાતો થઈ જાય છે. આવા શાંત અને શીતળ સ્થળમાં રહ્યા રહ્યા સ્વામીજી પ્રભુની ઉપાસના કરવા લાગ્યા. કાશ્મીરનાં નૈસર્ગિક સૌંદર્યના અણુએ અણુમાં પરમાત્માની કારીગરી પરાકાષ્ઠાએ પહોંચેલી જણાય છે. એવા એક એકથી ચઢિયાતા ઇશ્વરી રચનાના હેરતભર્યા નમુના નિહાળી ચિત્ત ગંભીર બને છે અને પ્રભુના ગુણાનુવાદ ગાવાની અંતસ્ફુરણા સ્ફુરે છે. એટલે આ સ્થાનકમાં સ્વામીજીએ નિલકંઠેશ્વરના આશ્રમમાં જેવી કડક તપસ્યા કરી હતી તેવી જ તપસ્યા કરવા માંડી. જપ, તપ, સમાધિનો અભ્યાસ તેવો ને તેવો જ ચાલુ કરી દીધો. કાશ્મીરની સૌંદર્ય સંપત્તિએ તેમને ફરીવાર

પ્રભુની શોધમાં ભટકતા કરી મૂકયા. દૂર દૂરના જંગલોમાં પહાડોમાં જતા, ભજન કીર્તનની ધૂન મચાવતા, કદીક કદીક ભાવમગ્ન થઇ અચેત અવસ્થામાં પડી રહેતા અને ત્યાંની કારમી ટાઢનો ચમકારો એમના શરીરને વીંધતો ત્યારે જ તે જાગૃત થતા. આ પરિસ્થિતિમાં તેમના શરીર સ્વાસ્થ્યને અસર થયા વગર રહી નહીં.

ક્ષીર–ભવાનીના મેળામાં કાશ્મીરના મહારાજા ગુલાબસિંહજી પધારેલા હતા. તેઓની ધર્મપ્રિયતા વિખ્યાત હતી. સાધુસંતોના સમાગમને તેઓ આવકારતા. મહંત શિવરત્નગિરિજીએ સ્વામીજીનો મહારાજા સાથે પરિચય કરાવી દીધો. તેમની વિદ્વતા, તેમની સરળતા, તપશ્ચર્યાની તેમની તિતિક્ષા આદિનો તેઓશ્રીને જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ તેમનો વિશેષ અને વિશેષ સત્સંગ સાધતા રહ્યા. તેમના ઉપદેશ અને વાર્તાલાપથી તેમના ઉપર મહારાજાની શ્રદ્ધા સારી પેઠે બેસી ગઇ અને પછી તો મેળાની સમાપ્તિને સમયે પોતે જાતે સ્વામીજીને આગ્રહ કરી ફરી પાછા શ્રીનગર લઇ ગયા. આ વખતે પણ તેઓ શંકરાચાર્યની ટેકરી પર જ રહ્યા. મહારાજા પ્રતાપસિંહજી સ્વામીજીને પોતાના મહેલમાં પધરાવી રોજ તેમની વિધિપૂર્વક પૂજા કરતા અને રહ્યા ત્યાં સુધી તેમને તેમના ઉપદેશામૃતનુ શ્રવણ કર્યું. મહારાજા તેમને પોતાના ઇષ્ટદેવ સરખા ગણતા અને તેમના જેટલુ જ માન આપતા.

અમરનાથની યાત્રાનો સમય નજીક આવતાં, સહુ યાત્રાળુઓ નીકળવાની તૈયારી કરે તે પહેલાં જ સ્વામી;

જીએ એ દિશા તરફ ધીરે ધીરે આગળ વધવા માંડયુ. પ્રકૃતિનો નિરાળો સંપર્ક સાધવા તે એકલા ચાલી નીકળ્યા. કદીક રમ્ય, કદીક રૌદ્ર, કદીક સૌમ્ય, કદીક ભીષણ એવા રૂપમાં પ્રભુની લીલા નીહાળતા નીહાળતા જતા હતા. જે જગ્યા ગમી જાય ત્યાં એક બે દિવસ રહી પણ જતા. જંગલોમાં અને પહાડોમાં ઘેટાં ચરાવનારાઓ તેમના ભોમિયા તરીકે કામ કરતા.

શ્રી નગરથી બેરીનાગ, મટન પહેલગામ, ચંદનવાડી જેવાં પહાડી ધામોમાં ઘૂમતા ફરતા સ્વામીજી શેષનાગના પહાડથી યાત્રાદળ સાથે ભળી ગયા, શેષનાગ સરોવરનું પાણી દુધ જેવું ઉજળું અને સ્વચ્છ રહે છે. સેંકડો મણ વજનની બરફની લાંબી પહોળી લાટો તેની અંદર તરતી રહે છે, અને તેના ઉપર ત્રણ બરફનાં થરો જામતાં રહે છે. ત્રણ બાજુએ મોટા જબરજસ્ત હિમઆચ્છાદિત પહાડો આવેલા છે. ત્યાંથી થોડે આગળ જતાં તેનો જ એક ભાગ, જે "હત્યારા તળાવ" ના નામે પ્રસિદ્ધ છે તેના ઉપર પહોંચી શકાય છે. આ તળાવની રચનામાં કે તેની આજુબાજુના વાતાવરણમાં કોઈ જાણે ક્યાં એવાં તત્વો છુપાયલાં સમાયલાં છે કે જેથી ત્યાંથી પસાર થનાર કોઈ પણ વ્યક્તિ જો જરા મોટેથી બોલે, બૂમ પાડે, અગર અવાજ કરે તો આસપાસ ઉભેલા પહાડો એ અવાજના પ્રતિધ્વનીના આઘાતથી ડોલાયમાન થાય છે, અને તેનાં શિખરો પરથી બરફની શીલાઓની એવી જબરી વૃષ્ટિ

વરસવા માંડે છે કે એ પથિક ત્યાંનો ત્યાંજ ઢંકાઇ જાય અને કાળના મોંમાં સમાઇ જાય! આ તળાવના નામની પાછળ એક લોક પ્રચલિત ઇતિહાસ વણાયલો પડયો છે. કોઇ એક વાર યાત્રાએ જતા લગભગ પાચસો સાધુઓએ આ તળાવને કિનારે પડાવ નાંખ્યો હતો, તેમના નિત્યનાં ધ્યાન અને ભજનનાં કર્મોમાંથી પરવારી તેમણે ઘંટા અને શંખનાદનો જબરો શોર મચાવી મૂકયો. એ શોરનો પ્રતિધ્વની આ પહાડોમાં અથડાયો અને તેમનાં શિખરો પરથી બરફની એવી તો પ્રચંડ વર્ષા વરસવા માંડી કે એક પણ યાત્રાળુ સાધુ જીવતો રહી શકયો નહી, પાચસોનું એ ટોળું તળાવમા ડુબી ગયું, આ દુર્ઘટના બની ગવા પછી એ તળાવનું નામ "હત્યારૂ તળાવ" પડયું હતું. હાલ કાશ્મીર દરબારે તે રસ્તો આંતરી લીધો છે અને યાત્રાળુઓ બીજે રસ્તે થઇને જાય છે, તેનાથી આગળ એક "પંચતરણી" નામનો છેલ્લો પડાવ આવે છે ત્યાંથી પણ ચાર, પાંચ માઇલ દૂર એક હિમવિભૂષિત પર્વતના શિખર ઉપર બરફની જામી ગએલી શીતળ અને અદ્વિતીય રચનાવાળી ગુફામાં અમરનાથ ભગવાનનાં દર્શન થઇ શકે છે, "પંચતરણી" ઉપર યાત્રાળુઓ પડાવ નાંખે છે, ન્હાના ન્હાના તંબુઓ ઉભા કરીને, અગર, તાટની સાદડીની છાયા બનાવીને તેની નીચે તેઓ પોતાનો વાસ રાખે છે, સવારે દર્શને નીકળે છે, અને આજુબાજુની પરકમ્મા કરીને સાંજ સુધીમાં પાછા પડાવ આવી જાય છે, ઠંડી અને સતત વર્ષતી હિમવર્ષા માનવદેહને કોરી ખાય એવી સખત

હોય છે એટલે ગુફામાં કોઇ રહેવાની હિંમત કરી શકે જ નહીં, છતાં કોઇ તીવ્રતિતિક્ષાસિદ્ધ સાધુ ધુણી ધખાવીને પડયા રહેવાના અખતરા કરતા. વિદ્યાનંદજીને પણ એવીજ ધૂન લાગી હતી, એટલે શ્રાવણ સુદ પૂર્ણિમાના મેળાને દિવસે સ્વામીજીએ વૈદિકવિધિ અનુસાર ભગવાનનું પૂજન કર્યું, અને અગ્નિ પ્રગટાવીને આખી રાત પ્રભુના સાન્નિધ્યમાં ધ્યાનમગ્ન બનીને તે બેસીજ રહ્યા. આટઆટલી ઉત્કટતા સેવવા છતા, આટઆટલું કષ્ટ વેઠી લેવા છતાં, આ એકાંતમાં પણ પ્રભુની ઝાખી ક્યાંય થઇ નહી ! એ વિચારે તેમનું દિલ ધડકધા કરતું હતું, જો કે કાશ્મીરની અપ્રતિમ ગેનકવચ્ચે ઘૂમતા ફરતા અલૌકિક આનંદ તેઓ અનુભવી રહ્યા હતા, આવા પ્રકારની મિશ્ર લાગણીમાં મસ્ત બની સ્વામીજી કાશ્મીરથી ફરી પાછા રાવળપીંડી ગયા. કાશ્મીરની યાત્રાનો થાક ઉતારવા ગમકુંડપરની ગુફામા તેઓ જઇ વસ્યા, થોડા દિવસના નિવાસ બાદ હિમાલયના પશ્ચિમ દિશાના છેડાના વિરામચિન્હ સરખા "પંજા સાહબ" નામના શીખોના એક પ્રસિદ્ધ તીર્થધામ તરફ તેમણે પ્રયાણ આદર્યું. આ તીર્થના નામ સંબંધની આખ્યાયિકા એવી પ્રચલિત છે કે શિખોના ગુરૂ નાનકદેવ એક વખત ફરતા ફરતા આ જગ્યા ઉપર જઇ ચઢયા-તેમને તરસ લાગેલી હોવાથી, એ પહાડ ઉપર એક મુસલમાન ફકીરના ઝુંપડાની પાસે થઇને પાણીનો ઝરો વહેતો જોતાં એક શિષ્યે ફકીર પાસે પાણીની માગણી કરી. ફકીરે ટાણો માર્યો "તમારા ગુરૂ તો મોટા સિદ્ધ પુરૂષ છે ને ?



ભગવાન અમરનાથનુ પૂજન કરતા સ્વામીજી

એમને પાણીના શોષ? આમ માર્યા માર્યા ફરવું પડે? લગાવો કોઇ ઇલમ અને મેળવી લો પાણી," શિષ્યે આવી ગુરૂને હકીકત કહી. તે સાંભળી ગુરૂએ ગુસ્સે થયા વગર પોતાના તપોબળનું આરાધન કર્યું, અને શ્રદ્ધાના દગને પોતાની હથેલીમાં સમાવી દઇને એ પહાડમાં તેઓ જ્યાં ઉભા હતા ત્યાંજ એવી તો થપાટ મારી કે તે વાગતાંની સાથે મીઠા જળનો ફુવારો ત્યાંથી ફુટી નીકળ્યો અને જળનો એક અસ્ખલિત પ્રવાહ વહેવા લાગ્યો, જ્યાં થપાટ મારી ત્યાં પંજાનુ નિશાન પડયુ, તેજ જગ્યા "પંજા સાહબ"ના નામે પ્રસિદ્ધ થએલી છે, ત્યાંનુ શીખોનુ ગુરૂદ્વારા ઘણું પ્રેક્ષણીય છે, ત્યાંના નિવાસીઓએ સ્વામીજીનો હાર્દિક સત્કાર કર્યો, એક સપ્તાહ સુધી તેમને ત્યાં આગ્રહપૂર્વક રોકી તેમના સત્સંગનો, તેમનાં પ્રવચનોનો તેઓ સહુએ લાભ લીધો, સ્વામીજીના અનુભવો સાંભળી તેઓ પ્રસન્ન થયા.

આ સ્થાનકને લાગીને જ હિંદુકુશ અને કારાકોરમ પર્વતમાળાઓનો આરંભ થાય છે. ભારતવર્ષની સીમા ત્યાં થંભી જાય છે. એ સીમાને સંરક્ષણ બક્ષતી અડીખમ દિવાલો સરખી આ પર્વતમાળા ઉભેલી જોવામાં આવે છે. આ જગ્યાએથી સ્વામીજીએ હિમાલયની પ્રદક્ષિણા શરૂ કરી—દક્ષિણ બાજુએથી શરૂ કરી પૂર્વ દિશા તરફ પ્રસ્થાન કર્યું. દક્ષિણ બાજુના વિવિધ તીર્થોમાં ઘૂમી પશ્ચિમ તરફ વળ્યા અને આર્ય સભ્યતાના આદિમ અને અંતિમ ઉદ્ભવ સ્થાને સમા સિંધુ નદીની પારના પ્રદેશમાં આવી ઉભા—વૈદિકયુગના આર્યોની એ તપોભૂમિ, વૈદિક સાહિ

ત્યમાં અનુલક્ષાવલા 'સપ્તસિન્ધુ' ના ગૌરવમયી એ પ્રાદેશિક વિસ્તારમાં પગ મુકતાંની સાથે જ ભૂતકાળનાં એ સ્મૃતિ અવશેષોમાં અટવાઇ પડયા. પંજાબથી સમરકંદ સુધી પથરાયલો આ વિસ્તાર કાળના વહેણ અને ઝપાટાની સાથે હવે વૈદિક રહ્યો ન હતો. યાવની સભ્યતા અને સંસ્કૃતિની મ્હોર તેના પર લાગી હતી. એટલે તે તરફ પગ લંબાવવા પડતાં મૂકી પૂર્વ તરફ વળી ગયા અને પંજાબના પહાડોમાંનાં "રેવાલસર" તીર્થ ઉપર સ્વામીજી જઇ પહોંચ્યા. હિમાલયમાંના અતિ રમણીય સ્થાનોમાંનું આ એક સ્થાન છે. પર્વતની તળેટીમાં તે આવેલું છે. અનેક ઝરણાંમાંથી નિર્ઝરતા જળધોધ એ સરમાં ઝીલાય છે, તેમ એ સરમાંથી પણ અનેક જળસ્રોતો વહ્યા કરે છે. આંખને ઠારે એવા આ દૃશ્યમાં એક ચમત્કાર પણ એવો છે કે એ સરોવરની વચમાં મહાકાય ભૂખંડો તેના પાણી ઉપર તરતા રહે છે. યાત્રિકો આ ભૂખંડોને આહ્‌વાહન કરે છે અને કુદરતની અલૌકિકથી અન્તયમ લીલાના પ્રેર્યા તે સરોવરના કિનારા તરફ ધકેલાય છે-સંપૂર્ણ શ્રદ્ધાથી યાત્રિકો તેમનું પૂજન કરે છે. આવા પાંચ ભૂખંડો તે સરોવરમાં તરતા રહે છે. પંચદેવોના સ્વરૂપની એ પાંચ મૂર્તિઓ તરીકે જ પૂજાય છે. હાલમાં એવા એક બે ભૂખંડો અચળ બની ગયા છે અને તરતા નથી. તેમના પૂજારીઓ લામા તરીકે ઓળખાય છે.

આવી રમણીય જગ્યા પર સ્નાન ધ્યાનાદિથી પરવારી કેટલોક કાળ રોકાઇ, સ્વામીજી આગળ વધ્યા. કાંગડા

જીલ્લાની "જ્વાલામુખી" નામની વિખ્યાત શક્તિપીઠ પર પહોંચ્યા. પંજાબ ભરમાં આ સ્થાનક સૌથી વિશેષ જીવતું જાગતું ગણવામાં આવે છે. આ જગ્યાએ પ્રકૃતિએ નિર્માણ કરેલા એક અગ્નિકુંડમાંથી તેમજ આજુબાજુની કેટલીક ન્હાની ન્હાની ગુફાઓના મુખમાંથી માતાજી સદાએ જ્વાલાના રૂપમાં દર્શન આપ્યા જ કરે છે. શક્તિસંપ્રદાયના કર્મકાંડની પ્રણાલિનું ત્યાં વિધિપુરઃસર અને પૂરજોસમાં પાલન થતું જોવામાં આવે છે, તેમજ એ સંપ્રદાયના પૂજન અનુષ્ઠાનમાં આસક્ત એવા અસંખ્ય કર્મઠજનો ત્યાં પોતાની વિધિઓ અજમાવતા નજરે પડે છે.

માતાજીના ધામની પાસે, નીચે એક ઉંડી ગુફામાં "ગોરખ ડીબ્બી" નામની એક વિચિત્ર યજ્ઞવેદી જોવામાં આવે છે. એ યજ્ઞવેદીના ખાડામાં પાણી હંમેશાં ભરાયલું રહે છે અને ઘણા જોરથી તે ઘુમરડીઓ લીધા જ કરે છે. એ પાણીનું આચમન કરો તો સ્વાદિષ્ટ લાગે છે, પણ તેની અંદર કરામત એવી છે કે જો ભૂલેચૂકે તેના ઉપર દિવાસળી સળગાવવામાં આવે તો તેમાંથી અગ્નિની એક જબરજસ્ત ઝોળ લાગી ઉઠે છે. આ જગ્યાથી થોડાક જ માઈલ દૂર કોટ કાંગડાની પ્રસિદ્ધ મહાદેવીનુ મંદિર આવેલું છે. મંદિરની બનાવટ અને કારીગરી ઘણી સુંદર છે. પરંતુ વખત વખતના ભુડંપના આંચકાઓએ તેને તોડી જર્જરિત કરી મુકેલું છે, સ્વામીજી એ દેવીના દર્શને પણ જઈ આવ્યા, શક્તિપીઠોના પૂજારીઓને "નાથ" ઉપનામથી ઓળખવામાં આવે છે, આવા કેટલાક પૂજારીઓના

સમાગમમાં સ્વામીજી ચાહીને કેટલોક વખત ભેગા રહ્યા. તેમની વિદ્યા, તેમના સંસ્કાર, તેમની ભાવનાઓ, તેમની ઉર્મીઓનું બારીકાઇથી તેમણે અવલોકન કર્યું. એ સહુ તામસિક વાતાવરણથી છલોછલ ભરાયલું તેમણે નિરખ્યું. સાત્વિકતા આવામાં કયાંયે નજરે ચઢી-નહીં. શક્તિપીઠોમાં, તેનાં મંદિરોમાં નિર્દોષ જીવોના બલિદાનની પ્રથા વણથંભી ચાલ્યા જ કરતી હતી. આ બધાની વચમાં સ્વામીજીને પોતાનુ સ્થાન કયાં યે જણાયું નહીં. ઉલટું ચિત્તમાં અપ્રસન્નતા વ્યાપી. આમ આ બાજુની યાત્રામાંથી સ્વામીજી ખિન્ન મન લઈ આગળ ચાલ્યા. કેટલીક ન્હાની ન્હાની રિયાસતોને વટાવતા વટાવતા હિમાલયની શિવાલિક પર્વતમાળામાં તે આવી પહોંચ્યા, પરમપાવની સરસ્વતીના પ્રવાહનું ઉગમસ્થાન આ પર્વત માળામાંજ ટંકાયું છે. તેની પવિત્ર જળધારામાં સ્નાન કરવાનો અલભ્ય લાભ મેળવી, તેને કિનારે કિનારે થઈ મહાનામી કુરૂક્ષેત્રની વાટ તેમણે પકડી. યુગયુગની આ યુદ્ધ ભૂમિએ કંઈકનાં પડળ ખોલ્યાં છે, એજ ભૂમિ ઉપરથી યુગાવતાર શ્રી કૃષ્ણભગવાને પાર્થના સારથી બની યુદ્ધ માટે સજ્જ બની ખડકાયલાં સૈન્યો અને શસ્ત્રોના ખણખણાટ વચ્ચે ગીતાનું જે બુલંદ ગાન લલકાર્યું હતું તે આજે પણ દુનિયાને આશ્ચર્યચકિત કરી નાંખે છે. એજ ગીતાના જ્ઞાનની જ્યોત ઘર ઘર જલતી રહે તેને માટે સ્વામીજી આજ ભગીરથ પ્રયત્નો અવિરતપણે આદરી રહેલા જોઇએ છીએ, અને તે દ્વારા પોતાના જીવનની ધન્યતા અનુભવી રહેલા છે. યુદ્ધભૂમિએ સર્જેલા

વિનાશથી ત્યાંની રોનક બધી હણાઈ ગએલી દીસે છે, છતાં ભૂતકાલિન ઇતિહાસનાં રોમાંચક પાનાં વાચનારને માટે એ ખુલ્લાં મૂકે છે. એ ભૂમિને પોતાની વંદના અર્પી સ્વામીજીએ ઉત્તર તરફ પ્રસ્થાન કર્યું. યમુના પાર કરી પંજાબમાંથી યુક્તપ્રાંતમાં પ્રવેશ કર્યો. સહેરાનપુર, દહેરાદૂન વિગેરે જગ્યાઓએ થઈને યુક્તપ્રાંતના એક અત્યંત દર્શનીય શાંત, ગંભીર અને આશ્ચર્ય જનક સ્થાન—સહસ્રધારા—પર તેઓ આવી પહોંચ્યા. રસ્તો વિકટ હોવાથી ત્યાંના ભોમીયા અને દહેરાદુનના મહંત મહાત્મા સુરજાનંદજીને સાથમાં લીધા હતા. પર્વતોની વચમાં આવેલું આ ધામ છે. એક નદી ત્યાંથી વહી જાય છે, પાસે ઉભેલા પહાડનો એક શિલાસમુદાય જરા બહાર ધસી આવી તે નદી ઉપર છવાયલા એક તીરછા છત્રની ગરજ સારતો ઝઝુમી રહેલો જણાય છે. તેની છેક નીચે કુદરતી રીતે કોતરી કઢાયલી એક ગુફા બનેલી છે. મંદિર આકારની આ ગુફાની મધ્યમાં આજુ બાજુથી હજારો જળ બિંદુઓનાં ટીપાં ફુવારાની માફક વર્ષ્યા કરે છે અને જાણે ભગવાન શંકરનો સાક્ષાત અભિષેક કરી રહ્યાં ના હોય તેવો તાદશ્ય ચિતાર આંખ આગળ ઉભો કરે છે. વરૂણદેવનો અખંડ રૂદ્રાભિષેક આ તીર્થધામમાં થયા જ કરે છે. અને એને લઈને આ ધામ અતિ રળીયામણું દીસે છે. આસપાસ કેટલાંક ગંધકમિશ્રિત વહેણો પણ મળી આવે છે, જેમાં સ્નાન કરવાથી ચામડીના રોગો દૂર થઇ શકે છે. આ સહસ્રધારાના જળમાં કંઇ એવો ગુણ સમાયલો જોવામાં આવે છે કે તેમાં પડેલાં

લાકડાં, પાન, અગર માટી, ઘણાજ થોડા વખતમાં પથ્થરના રૂપમાં જામી જાય છે. આ રમ્ય, મનોહર, સજળ, ગુફામાં પોતાનો પણ અર્ઘ્ય આપ્યો, અને આવા સ્થળમાં નિવાસ કરી પ્રભુના સ્મરણ ચિંતનમાં રત રહી થોડોક કાળ નિર્ગમન કર્યો, પંજાબ દેશની વિકટ યાત્રા પૂરી કર્યા પછી. કેદારખંડમાં સ્વામીજીનો આ પહેલોજ મુકામ હતો.

અહીં હિમાલયની અડધી યાત્રા પૂરી થએલી ગણી શકાય.સ્વામીજીએ હવે પોતાના અત્યાર સુધીના પર્યટન અને પરિભ્રમણની સમીક્ષા કરવા માંડી, તો હિમાલયની ઘનઘોર વનરાજી, તેનાં દુર્ગમ ચઢાણો, તેની બિહામણી ખીણો, તેના ગગનચુંબી હિમાચ્છાદિત શિખરો આદિ અનેક સૌમ્ય અને વિષમ દૃશ્યો ફુચકડાની પટ્ટીમાં મઢાઈ ચૂક્યા હોય તેવી રીતે એક પછી એક માનસિક ચિત્રપટના ફલક ઉપર આવ્યા અને ગયાં. છેવટે એક પ્રશ્નાર્થ ચિન્હ "પણ આ દૃશ્યોમાં મ્હારા પ્રભુજીની ઝાંખી ક્યાં?" આનો જવાબ ન તે સંસ્મરણો આપી શક્યાં, ન તે સમીક્ષા કઈ શકી, ન પોતાના અંતઃકરણમાંથી ઉગી આવ્યો. માત્ર શ્રદ્ધાનો અદમ્ય વેગ તેમના દિલને દિલાસો દઈ રહ્યો હતો "યાત્રા થઈ નો હજી અધુરી જ ને? હજી તો કેટલાયે તીર્થ અને પુણ્યધામો જોવાનાં બાકી છે? રાજા કેદારનાથ, બદરીનાથ આદિ ધામોનો સંસર્ગ સેવ્યા સિવાય રહી કેમ શકાય?" એટલે આવી જિંદી શ્રદ્ધાના જોરે જોરે સ્વામીજીએ આગળ ચલાવ્યું.

. હિમાલયના આત્મા સમા કેદારનાથ અને બદરીનાથ જેવા મહામોલા તીર્થધામો હજી જોવાનાં હતાં. ઉત્તરકાશીથી ભટવારી ચટ્ટી સુધી જઈ ત્યાંથી ફંટાઈ બૂઢાકેદાર ત્રિયુગી નારાયણનાં દર્શન કરીને, હિમાલયના મુકુટ સમા કેદારનાથના શિખર ઉપર સ્વામીજી પહોંચી ગયા. સંચારનું ત્યાં સાધન નહીં! ભગવાન શંકરનાં બાર સ્વયંભૂ જ્યોતિર્લિંગો* પૈકીનું હિમાલયમાંનું કેદારનાથ એક સ્વયંભૂ જ્યોતિર્લિંગનું ધામ ગણાય છે અને તેને લઈને એ સવિશેષ અંકાય છે સ્વામીજીએ થોડા દિવસ ત્યાંની ધર્મશાળામાં પડાવ નાંખી શંકરની ઉપાસના કરી. આ તીર્થ શિખરની તળેટીમાં આવેલું હોઈ થોડાક પહાડી લોકોની વસ્તી સિવાય બીજું કોઈ ત્યાં રહી શકતું નથી. ત્યાં ભગવાન શંકરનું એક ઉત્તુંગ મંદિર છે. એ જ કેદારનાથ. એ મંદિરમાં ભગવાન જાણે રીસાઈને બેઠા હોય તેમ તેમની પ્રતિષ્ઠા એવી રીતે થએલી છે કે તેમના માત્ર પૃષ્ઠભાગમાં જ દર્શન થઈ શકે. બાકીનો ભાગ પહાડોની અંદરને અંદર કોઈક એવી નૈસર્ગિક કરામતથી ખુંપી ગએલો છે કે સેંકડો ગાઉ દૂર છેક નેપાળ નજીક જઈ ત્યાં

* બાર આ સ્વયંભૂ જ્યોતિર્લિંગો નીચે પ્રમાણેના સાધારણ રીતે ગણાય છેઃ—(૧) સૌરાષ્ટ્રમાં સોમનાથ (૨) શ્રીશૈલમાં મલ્લિકાર્જુન (૩) ઉજ્જૈનમાં મહાકાલ (૪) અમરેશ્વરમાં ઓંકાર (૫) હિમાલયમાં કેદારનાથ (૬) ડાકિનીમાં ભીમાશંકર (૭) બનારસમાં વિશ્વેશ્વર (૮) નાસિકમાં ત્ર્યંબક (૯) ચિતાભૂમિમાં વૈદ્યનાથ (૧૦) દારુકામાં નાગેશ (૧૧) સેતુબંધમાં રામેશ્વર (૧૨) એલુરામાં ઘૃષ્ણેશ્વર

નાથ પહોંચ્યા. તુંગનાથનું ચઢાણ કષ્ટદાયી અને નીરસ હતું, પરંતુ તેમના દર્શનનો મહિમા ઘણો ગવાયલો હોવાથી એ ચઢાણ ચઢ્યા વગર સ્વામીજી પાછા ફરવા ઇચ્છતા ન હતા.

તુંગનાથેથી ઉતરીને ચમોલી, ગરૂડગંગા, પાતાળગંગા-ના સંગમો પાર કરીને સ્વામીજી વિષ્ણુપ્રયાગ પહોંચ્યા. ત્યાંથી આગળ જતાં અલકનન્દા નામની છમ છમા છમ કરતી વહી જતી સુરમ્ય સરિતાનાં દર્શન થાય છે, એના કિનારા ઉપર નરનારાયણ નામનો એક પર્વત એની રખેવાળી કરતો ઉભો છે, એ પર્વત ઉપર ઋષિગંગા અને અલકનન્દાનો જ્યાં સંયોગ થાય છે ત્યાં વિશાલા નામની એક દિવ્ય નગરી આવેલી છે. ઉત્તરાખંડનાં તમામ તીર્થ ધામોની એ મુખ્ય રાજ્યધાની સમી દેખાય છે. સ્વામીજીએ એ નગરીમાં પ્રવેશ કર્યો. દેવતાઓ અને ઋષિયોના પંચાયતન સાથે ભગવાન શ્રી બદરી વિશાલ આ નગરીના અધિષ્ઠાતા દેવ તરીકે બીરાજમાન થયેલા છે, વર્ષમાં છ મહિના એ નગરી બરફના ઢગ તળે ઢંકાયલી પડી રહે છે, અને તે સમય દરમ્યાન, લોકમાન્યતા એવી છે કે, ભગવાનનું પૂજન અને નગરીનું સંચાલન સ્વર્ગના દેવતાઓ જ કરે છે. બાકીના છ મહીના પૃથ્વી ઉપરના માનવીને ત્યાં જઇ શકવાનો હક્ક સાંપડે છે,

વિશાલા નગરીમા અણીત્મિત એકાંત મળવાથી સ્વામીજીએ મોકળે મને પ્રાર્થના કરી કે "હે પ્રભો બદરી

પશુપતિનાથને હજી ક્યાં નિહાળ્યા હતા? મુક્તિનાથ, દામોદર કુંડ, એ બધાની યાત્રા હજી બાકી જ છે ને? "ચાલો એ તીર્થોનાં દર્શને" એમ કહી સ્વામીજીએ પાછો પ્રયાણનો આરંભ કર્યો, હરિદ્વારથી રેલ રસ્તે તેઓ અયોધ્યા આવ્યા, રઘુવંશીઓની એ રાજધાની! રઘુકુલદીપક રામ લક્ષ્મણ સરીખડી ભ્રાતૃબેલડીની એ જન્મભૂમિ! વશિષ્ઠ અને વિશ્વામિત્ર સરખા તપસ્વીઓની તે કર્મભૂમિ! એ નગરી રહી જઈ શકે ખરી? ત્યાં પહોંચીને સરયૂમાં સ્નાન કરી હનુમાનગઢી, લક્ષ્મણકિલ્લો, જન્મસ્થાન આદિનાં દર્શન કરી સ્વામીજી કૃતાર્થ થયા, ત્યાંથી તેઓ કાશીપુરી ગયા, ત્યાંથી હિમાલયના પૂર્વપ્રદેશની યાત્રાની આવશ્યક માહીતિ મેળવી લીધી.

હિમાલયનો પૂર્વપ્રદેશ નેપાળના સ્વતંત્ર હિંદુ રાજ્યના તાબામાં આવેલો છે. ભારતની ભૂમિ પર કેટલીયે વિદેશી રાજસત્તાઓના સૂર્ય ઉગ્યા અને આથમ્યા! તે સમય દરમ્યાન પણ નેપાળના રાજ્યને ઊની આંચ નથી આવી એ તેની મહત્તા વિશેષ-ઇતિહાસના પાને નોંધાયલી પડી છે. એ દેશમાં પ્રાચીન પરંપરાથી વીર ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરે છે. પહાડી પ્રદેશમાં ઉછરેલાં એ દેશના સંતાનોના દેહ લડાયક ખમીરથી ઘડાયલા હોય છે. તેમની યુધ્ધ કુશળતા જગજાહેર છે કેમ જાણે તેના જ ઉપરથી ગોરખા—ગૂરખા—ત્યાંના લોકોને કહેવાતા ના હોય એવું અનુમાન બાંધી શકાય છે સામાન્ય રીતે બીજા દેશના માણસોને સરકારની પરવાનગી વગર નેપાળમાં પ્રવેશવા

દેવામાં આવતા નથી. કોઇ વિશેષ કારણોને સારૂ—વ્યાપાર કે યાત્રાને અર્થે—અનુમતિ મેળવી રાજ્યમાં દાખલ થઇ શકાય છે. આવી અનુમતિ મેળવતાં પણ વિલંબ થાય છે. સ્વામીજીને આ બધી બીનાની ખબર પડતાં નેપાળના પ્રવેશ દ્વાર બિહાર પ્રાંતમાં આવીને તેઓ અટકયા અને ત્યાંથી મિથિલાપુરીની યાત્રાએ જઇ આવવાનું તેમણે ગોઠવ્યુ. જયાં બ્રહ્મજ્ઞાની રાજર્ષિ જનક રાજાએ રાજ્ય કર્યું ! એ જનકરાજા જેમને સીતા સરખી દુહિતા સાંપડી! કેવાં પવિત્ર, કેવાં પુણ્યશાળી નામો ? એમનાં દર્શન, રટણથી કોણ થાકે ? એટલે મિથિલાની જનકપુર, સીતામઢી વિગેરે જોઇ આવી સ્વામીજી પાછા રકસૌલ નગરમાં આવી પહોંચ્યા. ત્યાંથી નેપાળ પ્રવેશનું આજ્ઞાપત્ર મળી જતાં તેમણે કુચ આરંભી. બે દિવસ તો જંગલ અને પહાડોમાં ચાલ ચાલ કર્યું. ત્યાર બાદ તેઓ ભીમફેરી નામના પહાડી બજારમાં પેઠા. ત્યાંથી ચીસાગઢી નામના એક વિકટ ચઢાવ ઉપર ચઢી તેના શિખરે પહોંચ્યા. ત્યાં નેપાળી સેનાનો સદા જાગૃત એવો મોરચો બંધાયલો રહે છે. તેની નજર ચૂકવી નેપાળમાં દાખલ થઇ જવાની કોઇની શું‌બિશ નહીં. સૈનિકો, ચોકીદારો, હોવા છતાં વિવેકથી પૂરા ભરેલા હતા. બધાને એક જ લાકડીએ હાંકવાના સિદ્ધાંતવાળા તેઓ ન હતા. તેમણે જોયું કે કોઇ સાધુ —વૈરાગી—ચાલ્યો આવે છે. તેની નિરાભિમાનતા, નીડરતા, નિઃસ્પૃહાભરી છટા જોઇ, તેમને સાચા સાધુ તરીકે ઓળખી, તેમનો યથોચિત સત્કાર કરવાની ધમાલમાં

પડી ગયા. તેમના સતસંગ અને સદુપદેશનો લાભ આપવા થોડા વધુ દિવસ રોકાઇ જવા તેમણે વિનંતી કરી. પહાડી ચઢાવ—એ ચઢાવનુંયે શિખર—ત્યાંથી લહેરાતો શીતળ સમીર, આજુબાજુના જંગલ અને પહાડોની મનોહર સુંદરતા, એ બધું જોયા પછી સ્વામીજીને પોતાને જ એવું થયું કે આ ઠેકાણે થોડા વધારે દિવસ રોકાઇ જવામાં હરકત નથી. એ રીતે સૈનિકોના સહવાસમાં તેઓએ થોડોક કાળ નિર્ગમ્યો. ત્યાંથી ચિતલાંગની ઘાટીમાં થઇને એકદંતા પર્વત પર આવ્યા. ત્યાં તો ખેડાયલાં ખેતરો અને ક્યારીઓમાં તૈયાર થએલા પાક લહેરાતા હતા. આશ્રમો જેવા ઘરોમાં લોકો નિરાંતે રહેતા હતા. મહોલ્લાઓમાં ઠેકાણે ઠેકાણે પાણીનાં ઝરણાં વહી જતાં હતાં. ગામલોકોએ સ્વામીજીની ખુબ આગતાસ્વાગતા કરી. તેમની સાદાઇથી, તેમના નિર્વ્યસનીપણાથી તેઓ ચકિત થતા હતા. ખાવાની સામગ્રી સાથે આ લોકો તેમના રીવાજ પ્રમાણે ભાંગ અને ગાંજા જેવી ચીજો પણ સ્વામીજી આગળ ધરી દેતા. પણ જ્યારે તેઓ જોતા કે સ્વામીજીતો તેને અડકતા પણ ન હતા ત્યારે તેઓને આશ્ચર્ય થતું હતું. ભગવાન મુરલીધરની શોધમાં સ્વામીજીએ આગળ વધવા માંડયું. પહાડમાંની પગદંડીઓ વટાવતા વટાવતા ચંદ્રાગઢીની તળેટીમાં જઇ પહોંચ્યા અને ત્યાં જ મુકામ કર્યો. ત્યાંનું કુદરતી સૌંદર્ય અનોખી ભાત પાડતું. સંધ્યા સમયનાં સૂર્યનાં સોનેરી કિરણો બરફનાં શ્વેત ચોસલાં ઉપર ઝઝૂમતાં અને રંગબેરંગી ચિત્રો રજુ કરતાં; રાત્રિના

રૂપેરી ચાંદના અજવાળાને આશલાની ઘટા ઘડીક છાઈ દેતી, કદીક પ્રકટ કરતી, આકાશમાં આમતેમ ભમતી.

અહીંથી નેપાળની રાજધાની ખટમંડુ જવાનો માર્ગ શરૂ થતો હતો. અત્યાર સુધીના માર્ગો ચઢ ઉતરવાળા, ખાડા ટેકરાવાળા, પહાડકોતરોવાળા હતા પણ ખટમંડુ જવાનો માર્ગ સપાટ મેદાનનો હતો. આમ માર્ગના સ્વરૂપની ફેરફારીને લીધે પથિકને પણ એવો ભાસ થતો કે તે જાણે કોઈ નવી દુનિયામાં પ્રવેશી રહ્યો છે, ફરી રહ્યો છે ધર્મ અને ધાર્મિકતાના અવ કેન્દ્ર પુર આ પ્રદેશમાં પુષ્કળ પ્રમાણમાં જોવા મળે છે. સંખ્યાબંધ વૈભવશાળી અને વિશાળ દેવસ્થાનો, દેવપ્રતિમાઓ, મઠો, મંદિરો, ઘાટો, આ પ્રદેશમાં પથરાયલા પડ્યા છે.

શિવરાત્રિનો ઉત્સવ નેપાળના એક મોટા પર્વ પ્રમાણ ઉજવાય છે. પશુપતિનાથનું મંદિર તે દિવસોમાં યાત્રાનું ધામ બની જાય છે. સાધુ, સંતો અને આજુબાજુના દેશી પહાડી વતનીઓના જબરો જનાવ જામે છે, લગભગ અઠવાડિયા સુધી ધામધુમ ચાલે છે, નેપાળ સરકાર સાધુ સંતોને માટે પોતાના તરફથી સુંદર વ્યવસ્થા કરી કરે છે. સરકારી કર્મચારીઓ પણ ત્યાં હાજર રહી સહુની સરભરા અને સુશ્રુષા કરવામાં એક પ્રકારનો ગર્વ અનુભવે છે, આવા પર્વના અનુસંધાનમાંજ સ્વામીજી ખટમંડુ થઈને વાગ્મતી નદીના તીર ઉપર આવેલા શ્રી પશુપતિનાથના ધામ પર જઈ પહોંચ્યા. એ મંદિરની કળાપૂર્ણ કારીગીરી અને ભવ્ય

રચના કોઈ રાજવંશીના રાજમહાલયની રોનકને પણ ઝાંખી પાડે એવી અનુપમ છે. મંદિરમાં ભગવાન પશુપતીશ્વર ઉપરાંત એકમુખી રુદ્રાક્ષ તેમજ દક્ષિણાવર્ત શંખ જેવી જવલ્લે જોવા જડતી ચીજોનાં દર્શન થાય છે. નેપાળ નરેશનો સુંદર કલાત્મક રીતે રચાયલો કાષ્ટ તથા પત્થરનો સભામંડપ, દરબાર, મહેલ, રાજ્ય કચેરીઓ વિગેરે ઉત્તમોત્તમ રચનાઓ ત્યાં જોવા મળે છે. વીર ગુરખા સૈનિકોના રહેઠાણો વિશાળ હોય છે વળી નેપાળી સરકારના પુસ્તકાલયમાં અણમોલ અને દુષ્પ્રાપ્ય એવા પ્રાચીન પુસ્તકોનો મહામહત્ત્વનો ભંડાર સંગ્રહાયલો છે, પશુપતિનાથના મંદિરથી થોડેક દૂર પર્વતોની ભેખડોમાંથી ફુટી નીકળેલાં ઝરણાઓનું જળ એક ઠેકાણે એકઠું થાય છે અને વિશાળ કુંડાકારનું જળાશય રચાય છે. એ જળાશયની મધ્યે શેષશય્યા ઉપર પોઢેલા ભગવાનની એક મહાકાય પ્રતિમા ગોઠવાયલી છે. જેનો જોટો ભારતભરમાં બીજે ક્યાય નથી. તેવી જ રીતે પાસે એક ગગનચુંબી મંદિરમાં વિરાટ ભગવાનની અદ્વિતીય વિરાટમૂર્તિનાં દર્શન થાય છે. આ સર્વ કળા કૌશલના નમુનાઓ અને મૂર્તિઓનાં દર્શન કરતે કરતે શિવરાત્રિનો ઉત્સવ પૂરો થયો. આવા મેળાના સમયમાં પ્રભુચિંતનનો અવસર ઓછો મળે એ સ્વાભાવિક હતું. એટલે સ્વામીજીને હવે તે જ તરફ લક્ષ લગાડવું હતું. ત્યાંની ભૂમિની વિશેષતા પણ એમને સમજાઈ ગઈ હતી. એ ભૂમિનો પ્રતાપ એવો હતો કે એકવાર આસન લગાવીને એકાંતમાં બેઠા કે એની મેળે જ ચિત્તની વૃત્તિ-

ચોનો લય થઈ જતો, ચિત્ત એકાગ્ર થઇ જતું, મન મુક્તિ થતું અને ધ્યાનસ્થ મુદ્રા બંધાઈ જતી. મુક્તિનાથની યાત્રાના સમયને હજી વાર હતી. એટલે શાંતિમય ચિંતનની ખાતર કેટલાક મહિના તેઓ નેપાળની ઝાડીઓમાં, આસપાસના પહાડોમાં અને નિર્જન તપોવનોમાં રહ્યા. આ બધું કરતા રહેવા હતાં પ્રભુના પ્રત્યક્ષ દર્શનનો તેમનો ઉદ્દેશ સધાતો ન હતો.

ગ્રીષ્મઋતુમાં મુક્તિનાથની યાત્રાનો આરંભ થઈ શકે છે. જ્યેષ્ટ માસમાં બરફ ઓગળવા માંડે છે, પહાડોની દિવાલો ભેદી નદીઓના જળ વહેવા માંડે છે. તે સમયે આ ધામની યાત્રાને માટે યાત્રિકો તૈયાર થાય છે. હિમાલયના ઘણા ઊંચા શિખરનીયે પેલી પાર આ તીર્થધામ આવેલું છે. દુર્ગમ, કઠોર રસ્તો, દેહને કોરી ખાતી શિતળતા, હિમ વર્ષાવતી હવાનો સુસવાટો—સામાન્ય માનવી આ બધું શી રીતે સહન કરી શકે? એ તો જે પોતાનું જીવન પોતાના હાથમાં રાખીને ફરતો હોય, મૃત્યુના ડરથી જે પર થઇ ગયો હોય તે જ આવા ખાંડાના ખેલ ખેલી શકે. કોઈ કવિએ ખરું જ ગાયુ છેઃ—

"હરિનો મારગ છે શૂરાનો,
નહીં કાયરનું કામ જોને!"

એટલે ઘણું ખરૂ સાધુ સન્યાસીઓ જ આ રસ્તે વિચરતા રહેવાના. નેપાળની સરકાર અહીંની યાત્રા માટે ઘણી કાળજીપૂર્વકની સંભાળ તથા દેખરેખ રાખે છે.

ગ્રામીણ વસ્તી જ્યાં હોય નહીં ત્યાં રહેવા કરવા, ખાવા-પીવા, સુવાબેસવાની સગવડ કરે છે એટલું જ નહીં પણ જરૂર હોય તો કામળો, વ્યાઘ્રાંબર, મૃગચર્મ, ખર્ચા માટે થોડું દ્રવ્ય પણ નેપાળ સરકાર તરફથી યાત્રાળુઓને આપવામાં આવે છે. આ બધી વ્યવસ્થા થઇ જતાં અનુકૂળ આવી લાગતાં યાત્રિક ચાલવા માંડે છે. પહેલાં થોડા દિવસ બરફથી ભરેલા ખાડાટેકરાવાળા રસ્તા ઉપર ચઢઉતર કરવાની આવે છે. તે પછી મધ્ય હિમાલયની ભયાનક ખીણો પસાર કરવાની આવે છે. તેને માટે ગંડકીના વહેણ ઉપરના અતિશય વિકટ રસ્તાનો આશરો લેવો પડે છે. જીવનના અસ્તિત્વની જાણે છેવટની ઘડીયો જ ગણાતી હોય એવી રીતના આ સંકટમય વાતાવરણમાંથી પસાર થવાનું હોય છે. તેવે વખતે પણ હિમાલયનું અમૃતતુલ્ય જળ અને ત્યાંનું આલ્હાદજનક પ્રાકૃતિક સૌંદર્ય એ જીવનને ટકાવી સામર્થ્ય અર્પે છે.

હિમાલયની યાત્રાઓ પૈકી આ એક જ યાત્રા સ્વામીજીને કરવાની બાકી રહી હતી. અત્યાર સુધીનો તમામ પરિશ્રમ એક રીતે કહીએ તો વ્યર્થ જ ગયો હતો. તેમને પોતાને પણ એ પ્રશ્ન ઉઠતો કે મુક્તિનાથની યાત્રામાં ઈશ્વરનો સાક્ષાત્કાર થશે જ એનો શો ભરોસો? પણ આ વખતે તો હવે તેઓ છેક છેવટનો નિર્ણય કરી લેવાની તજવીજમાં પડયા હતા. એકદમ ઉદ્દામ પગલું ભરવાની તૈયારી કરી રહ્યા હતા અને તે ઉગ્ર પ્રકારના સત્યાગ્રહનું. એટલે તેમણે મન સાથે નિશ્ચય કરી લીધો હતો કે હવે

ફરી બદ્રીનારાયણના દ્વારે જઇ, તે પોતે પ્રત્યક્ષ દર્શન ના આપે ત્યાં સુધી સમાધિ લગાવીને બેસી જવું, અને તેમ કરવામાં જીવનને ગુમાવી બેસવાનો પ્રસંગ ઉભો થાય તો તે પણ હસતે મોંએ સ્વીકારી લેવો. સાથે સાથે તેમને એ પણ વિચાર આવ્યો કે આમે હિમાલય આખો તો તેઓ ખુંદી જ વળ્યા છે એક આ મુક્તિનાથ જઈ આવવાનું શા સારુ બાકી રાખવું? એટલે તેમણે મુક્તિનાથના ધામનો માર્ગ પકડ્યો. પણ મુક્તિનાથ કંઇ અહીં પડ્યા છે? આઠ દસ દિવસનો રસ્તો. દિવસ આખો ચાલ્યા કરવાનું. રાત્રે જગ્યા મળે ત્યાં મુકામ કરવાનો. સાથીઓ મળે અને ખાવાનું બની શકે તો ખાઇ લેવું. નહીં તો કંદમૂળ કે લુખુંસૂકું જે મળે તેનાથી ચલાવી લેવું; શક્તિ મતનો પ્રચાર એ બાજુ વિશેષ હોવાથી ત્યા માંસ ખાવાનો વિશેષ રિવાજ હતો, તેની પણ સ્વામીજીને વિશેષ નફરત હતી.

આવી લગભગ સાતેક દિવસની મુસાફરી પછી તેઓ એક એવા પ્રદેશમા આવી પહોંચ્યા જ્યાં બરફનું જ માત્ર સામ્રાજ્ય જામેલુ જોવામાં આવે, કોઇ વસ્તી નહી, કોઇ વનસ્પતિ નહી, હજારો ફુટ ઉંચાં શિખરો પર બરફ, બરફ ને બરફ બરફ ઓગળે તેનાં ઝરણાં બને. એ ઝરણાંમાંથી નદીઓ દોડે, હરવાનું બરફમાં, ફરવાનું બરફમાં, બેસવાનુ બરફમાં, ઉઠવાનુ બરફમાં, સૂવાનુ પણ બરફમાં, દેહ તો જાણે ઠંડકથી બહેરોજ થઇ જતો, આવી મુસીબતમાં પણ સ્વામીજીએ ચાલ્યે રાખ્યું; કદીક ઘસઘસાટ ઉંઘ પણ લઇ શક્તા, એ રીતે જગતભરના શ્રેષ્ઠ ગણાતા ધવલગિરિ

તથા ગૌરીશંકરનાં શિખરો વચ્ચે થઈને હિમાલયનું વિભાગી કરણ કરતા દુર્ગમ અને ભયંકર માર્ગે પગલા સ્વામીજી અંતે મુક્તિનાથના ધામમાં પહોંચી ગયા.

મુક્તિનાથ આગળના અંતિમ પડાવમાં લાકડાનાં ઝુંપડાં ઉભાં કરી કોઈક કોઈક લોક રહે છે. નેપાળ સરકાર તરફથી સાધુ સન્યાસીઓને માટે ત્યાં સદાવ્રત ચાલે છે. યાત્રાળુ ત્યાં રોકાઈને પછી દર્શને જાય છે. અહીંથી થોડેક દૂર તિબેટની હદ શરૂ થાય છે, નેપાળ તે તિબેટની વચ્ચે માલ લાવ લઈજા કરવા માટે આજ રસ્તો મોટે ભાગે વપરાય છે. બકરાંનાં ટોળાં ઉપર માલ લઈ જતા લાવતા વ્યાપારીઓ ત્યાં મળી આવે છે. અને તેઓ તે માર્ગના ભોમિયા તરીકે પણ યાત્રાળુને મદદરૂપ નીવડે છે.

મુક્તિનાથથી થોડે દૂર દામોદરકુંડ નામનુ એક પ્રાચીન અને પવિત્ર સ્થાનક આવેલું છે. એ કુંડમાંથી જ પાવનકારી ગંડકી નદીનો ઉદ્ભમ થએલો મનાય છે. એ કુંડ અને એ નદીની આસપાસ શાલગ્રામની અસંખ્ય ન્હાની મોટી શિલાઓ નીકળે છે. ચણાના દાણા જેટલી ન્હાનીથી માંડીને મણ, બે મણ, કે તેથી પણ વધારે વજનવાળી શિલાઓ ત્યાં હોય છે. યાત્રિકને આમાથી જેટલી ભેગી કરવી હોય તેટલી કરવાની છૂટ હોય છે. અસલ શાલગ્રામનુ સ્થાનક આજ ગણાય છે.

લોકોમાં આ તીર્થનું મહાત્મ્ય નીચે પ્રમાણે વર્ણવાતું જોવામાં આવે છેઃ—

પ્રાચીન સમયમાં ત્યાં શાલવૃક્ષની નીચે શાલંકાયન નામના ઋષિ ઘોર તપસ્યા કરતા હતા. તેમના તપથી પ્રસન્ન થઈ ભગવાને વર આપ્યો હતો કે "તમારી પ્રસન્નતાને સારૂ હું આ શાલ વૃક્ષમાં નિવાસ કરીશ." ત્યારથી શાલગ્રામ નામક વસ્તીની ત્યાં પ્રતિષ્ઠા થવા માંડી છે. તે પછી તેજ સ્થાનક ઉપર એકવાર ગંડકી તથા નર્મદા નદીઓએ તપસ્યા કરી હતી. તેમણે વિષ્ણુ તથા શંકરને પ્રસન્ન કરી તેમના જેવાજ પુત્રો માગ્યા, બન્ને ભગવાને કહ્યુ "અમારા જેવા તો બીજા હોઇ શકે નહીં. પણ અમે જ તમારા ઉદરથી પાષાણ રૂપે અવતાર લઇશું." આ વચનાનુસાર ગંડકીમાં ગોળ અને કાળા રૂપના શાલગ્રામમાં વિષ્ણુ તથા નર્મદામાં ઉજ્વળ સ્વરૂપના નર્મદેશ્વરમાં શંકર ભગવાન ઉત્પન્ન થતા જ રહે છે. આથી આ પ્રદેશ સિદ્ધ તપોભૂમિનો અને પુણ્યમય ગણાય છે.

બરફથી ઢંકાયલા આ પ્રદેશમાં કોઇ પણ ઠેકાણે ગાઢી વસ્તી તો જોવા મળતી જ નથી. તિબેટ જવા આવવાના રસ્તા ઉપર વ્યાપારીઓએ થોડે થોડે છેટે લાકડાં તથા પત્થરની ઓરડીઓ કરી રાખેલી હોય છે. અને તેમાં કદીક બેચાર પહાડી કે તિબેટી કુટુંબો રહેતાં હોય છે, મુક્તિનાથ મંદિરના પુજારી તિબેટી "લામા ગુરૂ" જ હોય છે. ત્યાંની કડકડતી ઠંડીમા બે ચાર લામા પુજારીઓ સિવાય કોઇની રહેવાની હિંમત ચાલતી નથી. મંદિરની પાસે એક બે કામચલાઉ ઝુંપડીઓ સિવાય રહેવાની જગ્યા પણ નથી. ખાવાપીવાનું મળી શકતું નથી. એટલે

યાત્રીલોક પોતાનું - ખાવાપીવાનું લઈને આવે છે અને દર્શન કરીને તેને તેજ દિવસે તરત જ પાછા વળી જાય છે. કંદ, મૂળ કે પાંદડાં પણ ત્યાં થતાં નથી. એટલું સારૂ હોય છે કે મંદિરના પૂજારીઓ યાત્રાળુઓને કોઇ પણ પ્રકારે હેરાન કરવાના સ્વભાવવાળા નથી હોતા. તેઓ ગંભીર ભાવે માત્ર પોતાની ઉપાસનામાં જ લાગેલા રહે છે. મંદિરમાં મનુષ્યાકૃતિની મુક્તિનાથની મૂર્તિ સન્મુખ ઘીના દીપની અખંડ જ્યોત પ્રજવલિત રહ્યા જ કરે છે, આવા પુણ્ય પ્રદેશમાં રહીને તપશ્ચર્યા કરવાનો સ્વામીજીએ નિશ્ચય કર્યો. "લામા લોક પણ આપણા જેવા મનુષ્યો જ છે. પ્રભુ તેમને જેવી રીતે સહાય કરે છે તેવી રીતે મને કેમ નહીં કરે ? "એવા વિચારના બળે તેમણે આવો નિશ્ચય કર્યો હતો.

આ નિશ્ચય કર્યા પછી પ્રથમ તેઓ દામોદરકુંડ તરફ જવા નીકળ્યા. રસ્તામાં કેટલાક વ્યાપારી લોક મળ્યા તેમણે તેનો માર્ગ બતલાવ્યો અને પછી તેઓ તેમને માર્ગે ગયા, જતી વખતે સ્વામીજીને મકાઇનો થોડો સત્તુ તેમણે આપી રાખ્યો હતો, જે વખત બે વખત ખોરાકની ગરજ સારી શકે, પરંતુ તે દિવસે તો ઠંડી અસહ્ય હોવાથી સ્નાન કે દર્શન કંઇ જ થઇ શક્યું નહીં. રસ્તાની બાજુમાં એક લાકડાની ઝુંપડી હતી તેમા રાતવાસો કરવાનો વિચાર કર્યો. ઝુંપડીમા કોઇ હતું તો નહીં-પણ ભાની રાખેલો અગ્નિ ત્યાં હતો સ્વામીજી એ ઝુંપડીમા ગોઠવાયા. વ્યાપારીઓએ આપેલા પેલા સત્તુનો અહીં તેમણે ઉપયોગ કર્યો, અને

અગ્નિ પાસે આસન લગાવી "શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મુરારે!" વાળા મંત્રની ધૂન જગાવી.

રાત પડવા આવી હતી. ઝુંપડી તરફ કોઇ આવતું જણાયુ નહીં. એટલામાં દૂરથી કંઇ વાગતું હોય એવો અવાજ સંભળાયો. હીમને લીધે કંઇ દેખી શકાતું ન હતું. થોડી વારે મનુષ્યોના જેવો સાદ સંભળાયો. અને બે કદાવર માણસો ઊનના લાલ રંગના ડગલા પહેરેલા, પંખા આકારના ચામડાથી મઢેલા વાજીંત્રને ડમરૂની માફક વગાડતા, ગાતા ગાતા, એ ઝુંપડીમાં પેઠા. ત્યાં વળી આ નવીન આકૃતિ જોઇ તેઓ વિસ્મય પામ્યા. ભાષાની મુશ્કેલીને લીધે તેમણે સંજ્ઞાઓનો આશ્રય લીધો. તેઓ તિબેટી સાધુ હતા, શાલગ્રામ ક્ષેત્રમાં મુક્તિનાથનાં દર્શને આવ્યા હતા. સ્વામીજીનો પણ તે જ ઉદ્દેશ હતો. એટલે તેઓને ભળી જતા વાર ન લાગી. સ્વામીજીની પાસે તેમણે કપડાં ઘણાં જ થોડાં જોયાં એટલે અગ્નિનીને વધારે સતેજ બનાવવા તેઓ ક્યાંકથી બકરીનો લીંડીઓ લઇ આવ્યા. ને પછી બધા અગ્નિની પાસે બેસી વાતો કરવા લાગ્યા. સ્વામીજીને તેઓએ સલાહ આપવા માંડી કે "હિંદુસ્તાનનો કોઇ પણ રહેવાસી આ ઠેકાણે વધારે વખત રહી શકતો નથી. સહુ મુક્તિનાથના ધામથી તરત જ પાછા વળી જાય છે. તમે પણ વિચાર કરી જુઓ અને પાછા જવું હોય તો તૈયારી કરો." સ્વામીજીએ વિચાર્યું "મને અહીં શું દુઃખ છે? વળી, આવા અનોખા સત્સંગનો લાભ શા માટે જવા દેવો?" એટલે તેમણે પાછા

જવાના વિચારમાં સંમતિ દેખાડી નહીં. ભાષાની મુશ્કેલી તો હતી જ. તેથી થોડો વખત બધા શાંત બેસી રહ્યા. ચારે બાજુએ અંધકારના ઓળા પ્રસરવા - માંડ્યા હતા. સર્વત્ર શૂન્ય ભાસતું હતું. લામા સાધુઓએ એમનું ડમરૂ ડુગડુગાવવા માંડ્યું. ભજન પણ ગાવાનું શરૂ કર્યું. સ્વામીજીએ પોતાની રૂદ્રાક્ષની માળા કરમાં ગ્રહી ઇશ્વરનું સ્મરણ કરવા માંડયુ. પેલા સાધુઓ તો અડધી રાતે ઊંઘી ગયા. પણ સ્વામીજીએ આખી રાત બેસીને વિતાવી. રાતમાં ઠંડીનો ચમકારો વિશેષ હતો.

બીજે દિવસે બહાર નીકળવું એટલે જાણે મોટો કોઇ જંગ જીતવા જવાનું ન હોય તેવું જ કપરૂં કામ લાગે એમ હતું. લામા સાધુઓ તો ટેવાયલા હોવાથી સવારમા જ બહાર નીકળી ગયા હતા. નીકળતાં પહેલાં કહી ગયા હતા કે "ભૂખ લાગે તો તમે તમારે રાંધીને જમી લેજો. દામોદરકુંડે તો અમે આવીએ ત્યાર પછી જ આપણે જવાનું રાખીશુ." સાધુઓ બપોરે આવ્યા. સ્વામીજી ભોજન આદિથી પરવારી ગયા હતા. એ લોકોની સાથે દામોદર કુંડની યાત્રા કરવા ગયા. સમય બપોરનો હોવા છતા ઠંડક ઓછી થઇ ન હતી. આંગળાં ઠરી જતાં. પાણી દિલને આમસ્તુ અડકી જતું તો પણ જાણે શરીર તીક્ષ્ણ હથીયારોના ઘાથી ઘવાઇ જતું હોય એમ લાગતું. છતાં કુંડની નીચે વહી જતા ઝરણમાં ગમે તેમ કરી સ્નાનવિધિ સ્વામીજીએ આટોપી લીધી. ધ્રુજતે શરીરે બહાર નીકળતાં સંકોચાઇને બેસવું પડયું. અનાયાસે આસન બંધાઇ ગયું. ભજનની ધૂન લાગી. થોડી થોડી વારે જુદા જુદા પ્રકારે પ્રાણાયામ

કરવા માંડયા શરીરમાં આથી કંઇક ગરમીનો સંચાર થતો લાગ્યો અને શરીર સ્થિર થવા માંડયુ. આ વખતે આ રીતે ધ્યાનગ્રસ્ત બનવાથી અંતરમાં કોઇ અનેરા પ્રકારની શાંતિ ફરી વળતી લાગી દિવ્ય રોશનીનો ઝગઝગાટ તેમને જણાવા લાગ્યો, અને આનંદના મહાસાગરમાં ઉતરી પડયા હોય તેવો અનુભવ થવા લાગ્યો. પ્રભુચિંતનમાં આ રીતે કેટલો સમય બેસી રહ્યા તેનો પણ તેમને કંઇ ખ્યાલ રહ્યો નહીં. મોડેથી કેટલાક લામા સાધુઓ તે તરફ આવવા લાગ્યા, આવી જગ્યા ઉપર સ્વામીજીને આવી રીતના સમાધિસ્થ દશામાં જોઇ તેઓને થયું કે આ કોઇ મામુલી વ્યક્તિ ન હોઇ શકે. સ્વામીજીનો તેમની ઉપર સારો પ્રભાવ પડયો, તેઓએ પણ સ્વામીજીના ધ્યાનમા વિક્ષેપ ન પડે તેવી રીતે સંપૂર્ણ શાંતિથી અને અદબથી તેમની સન્મુખ બેઠક લીધી, અને હાથ જોડી નમસ્કાર કર્યા. સ્વામીજી જાગ્રત થતા ખૂબ માનપૂર્વક પ્રણામ કરી તેમની સુશ્રૂષામા લાગી ગયા. ભાષાની મુશ્કેલીએ એક બીજાને સમજવુ મુશ્કેલ હતું. છતાં તેમના વર્તન ઉપરથી સમજી શકાતુ હતુ કે તેઓને સ્વામીજીના ઉપદેશ શ્રવણની ખાસ જીજ્ઞાસા હતી. વખત ઘણો થઇ ગયો હતો એટલે એ બધાએ મુક્તિનાથના ધામ તરફ પાછા ફરવા માંડયુ. રસ્તામા સાધુઓએ મહા-મહેનતે સમજાવ્યું કે મુક્તિનાથ અને બુદ્ધ ભગવાન એક જ છે સ્વામીજીએ પણ જણાવ્યુ " અમે લોકો પણ બુદ્ધ ભગવાનને વિષ્ણુના એક અવતારી પુરુષ તરીકે પૂજીએ છીએ " હાવભાવ અને ઇશારાથી આવી ભાગીતૂટી વાતો કરતા કરતા બધા મુક્તિનાથ આવી પહોચ્યા.

આ સાધુઓના આવા પ્રકારના સંગનું પરિણામ એ આવ્યું કે મુક્તિનાથના લામા ગુરુઓ પણ સ્વામીજીને વધારે નિકટથી ઓળખવા લાગ્યા, તેમના પ્રત્યે આદરમાનની નજરે જોવા લાગ્યા. સ્વામીજીએ પણ તેમના સત્સંગનો લેવાય એટલો લાભ લીધો. એકમેકની યૌગિક પ્રક્રિયાઓ, મંત્ર, જપ, ધ્યાનની શાસ્ત્રીય રીતો એકમેકના આગળ ખુલ્લી કરવા લાગ્યા. સ્વામીજી તો કહેતા "હું બાળક આપની પાસે પ્રભુપ્રાપ્તિની ભીક્ષા માગવા આવ્યો છું. આપના અનુભવો કૃપા કરીને જણાવો." એટલે ઘણી ઘણી રહસ્યપૂર્ણ ચર્ચાઓ પણ લામાઓ સાથે થવા લાગી. સંબંધ વધતો ગયો. આ પુણ્યભૂમિમાં સ્વામીજીની રોકાવાની ઇચ્છા જોતાં આ લામાઓએ તેમની સર્વ સગવડો સાચવવાનુ માથે લીધું. ધીમે ધીમે તે તરફના વન, પર્વતના માર્ગો, ઘાટ, ગુફાઓ આદિથી તેમને માહીતગાર કરી દીધા. વખત બે વખત ઠંડી, ભૂખ, આદિના નિવારણની ગુપ્ત ક્રિયાઓ જે તેઓ જાણતા હતા તે બધી સ્વામીજીને બતલાવી દીધી. એટલે સ્વામીજીના દિલમાં પ્રભુની ખોજમાં હિમાલય ઉપર યથેચ્છ ભ્રમણ કરવાનુ નવીન જોમ લાધ્યુ અને તે મુજબની એક વ્યવસ્થિત ઝુંબેશ ઉપાડી. આ પર્યટન પ્રયોગમા અવનવી વાતો તેમના સાંભળવામાં આવતી, એકથી એક ચઢીયાતાં તેમજ દિલ કંપાવનારાં, બન્ને પ્રકારનાં દૃશ્યો તેમના જોવામાં આવતાં, જીવનનૌકાને ડુબાડે એવી સંકટની ઘડીયો સામે આવતી જોવામાં આવતી, છતાં પ્રભુનામના સુકાનના જોરે સફર શાંતિથી પૂરી થાય તેવાં ચિન્હો દૃષ્ટિગોચર થવા લાગ્યાં.

એટલામાં મુક્તિનાથના લામા ગુરુઓએ સ્વામીજીને એક મહત્ત્વપૂર્ણ માહીતિ આપી કે "અહીંથી થોડે દૂર ઉત્તર બાજુએ એક મઠ છે. ત્યાં દૂર દૂરથી લામા સાધુઓ આવશે-એકઠા થશે-ચર્ચાઓ કરશે. ત્યાં સત્સંગનો ઠીક લાભ મળશે." નિશાનીઓ આપી રસ્તાથી સમજ પાડી. સ્વામીજીને બીજું જોઇએ શું? એ તો બેઠા હતા ત્યાંથી ઉભા થયા અને આનંદભેર બતાવેલે માર્ગે જવા માંડયુ. ઘણે દૂર ગયા પછી એક મઠ જોવામાં આવ્યો. મુક્તિનાથથી પણ ઊંચે શિખર પર એ મઠ શોભી રહ્યો હતો, અને મઠને મથાળે એક સુંદર પતાકા ફરકી રહી હતી. એ પતાકા ઉપર અને મઠની દિવાલો ઉપર "ૐ મણિ પદ્મે હુમ્" મંત્ર લખેલો વંચાતો હતો. મઠના એક ખંડમાં દેવમૂર્તિઓ પધરાવેલી હતી. અને તેમની સન્મુખ ઘણા લામા સાધુઓ બેઠા હતા. તેઓ પૈકી એક ઉચ્ચ આસન પર બેઠેલા લામા ગુરુ તિબેટી ભાષાનો "ત્યછેરરોલ્પા" નામનો પવિત્ર ગ્રંથ કથાની શૈલીમા સમજાવી રહ્યા હતા. ભાષા તો સમજાય તેમ ન હતું છતા આવું શાંત અને નિર્મળ વાતાવરણ જોઇ તેઓ પ્રસન્ન થયા. લામા સાધુઓએ સત્કાર કરી બેસાડ્યા. સુયોગે એટલામાં ત્યાં એક દુભાષિયો આવી ચડયો. સ્વામીજી પાસે તેણે બેઠક લીધી. અને આજના અવસરનુ મહત્ત્વ તેમને સમજાવ્યું "આ ખાસ અવસર પર તિબેટ, ભૂતાન, સિક્કિમ, બ્રહ્મદેશ, ચીન, જાપાન વિગેરે દેશોના લામા સાધુઓ ભેગા થાય છે. કોઇક મૈગલિદમાં કુશળ હોય તેવા, કોઇ નવ વિદ્યાર્થી

તરીકે. કોઇ જ્યોતિષી તરીકે, કોઇ તાંત્રિક વિદ્યાના નિષ્ણાત હોય તેવા બધા એકઠા મળે છે. "નાશિંલુમ્પો" ની વિખ્યાત વિદ્યાપીઠના દાર્શનિકો પણ આવે છે. સહુ પોતપોતાના મંડળોમાં વિચારોની આપલે કરે છે, ચર્ચા વિચારણા ચલાવે છે, કથા વાર્તાનો ઉપદેશ પણ અહીં થતો રહે છે."

લામા સાધુઓ સામાન્ય રીતે દીર્ઘાયુષી હોય છે. યોગબળના અનુષ્ઠાન તેઓને સહજ થઇ ગએલાં હોય છે. એકાંતવાસ તેઓને અત્યંત પ્રિય લાગે છે. તેને માટે "ત્યાકસખાંગ" નામનાં ઘરો બનાવવામાં આવે છે. નિયમ તો એવો હોય છે કે આવા એકાંતવાસમાં દરેક લામા સાધુઓએ કાંતો ત્રણ વર્ષ, ત્રણ મહિના, ત્રણ સપ્તાહ સાગર ત્રણ દિવસ ઓછામાં ઓછું રહેવું જ જોઇએ. કેટલાક લામા સાધુઓ જન્મભર આવાં ઘરોમાં રહેવાનો સંકલ્પ કરે છે—કેટલાક બિલકુલ અંધારામા રહીને એકાંતવાસ સેવે છે. આવાં એકાંતવાસના સ્થાનો બ્રહ્મદેશમા જોવા મળે છે. વળી આ લોકો શબ સાચવવાની કળામાં નિષ્ણાત હોય છે. અને તેની દહનક્રિયાની પદ્ધતિ પણ તેમની અનોખી હોય છે. એ મૃત દેહ જ્યારે જીવંત હતો ત્યારે તેને કઇ કઇ પાર્થિવ ચીજો પ્રિય હતી, તે શેમાં રસ લેતો હતો, તેને શું ગમતું, એ બધી ચીજો એ શબની પાસે ખડકવામાં આવે છે; ફૂલ, સુગંધિત તેલો, ચંદનકાષ્ઠ આદિથી તેને વિલેપન કરી તેને મઘમઘાવવામા આવે છે અને અંતે એ બધા સાથે સુવાસિત કાષ્ઠોની ચિતા ઉપર તેને દહન કરી દેવામાં આવે છે. સગાં, સંબધીઓ અને

હું જોઇ ચૂકયો છું, તથા જે કંઇ સૌંદર્યનો સાગર હાલ મારી ચારે બાજુએ હું જોઇ રહ્યો છું, શું તમે તેમાં જ છો? કે તેથી અલગ છો?"

કરુણા અને પ્રેમથી ભરેલા આવા ઉદ્‌ગારો સ્વામીજીના અંતઃકરણમાંથી સહસા નીકળી પડ્યાં. તેમના જીવનની આ ઘડીઓ તેમને અત્યંત મહત્ત્વની ભાસવા લાગી. નાનપણમાં ગોખેલા તુલસીદાસજીના નીચેના પદને યાદ કરતાં કરતાં એમાં જાણે પોતાનો આત્મા જ બોલી રહ્યો હોય એવું આજ તેમને સમજાયું:

"નચિત હી નિસિ દિવસ મર્યો।
તબ હી તે ન ભયો હરિ થિર, જબ તે જીવ નામ ધર્યો॥
બહુ વાસના વિવિધ કંચુક ભૂષન લોભાદિ ભર્યો।
ચર અરુ અચર ગગન જલ થલમેં કૌન સ્વાંગ ન કર્યો॥
દેવ દનુજ મુનિ નાગ મનુજ નહિં જાચત કોઉ ઉબર્યો।
મેરો દુસહ દરિદ્ર દોષ દુખ કાહૂ તૌ ન હર્યો॥
થકે નયન પદ પાનિ સુમતિ બલ સંગ સકલ બિછુર્યો।
અબ રઘુનાથ સરન આયો જન ભવ ભય વિકલ ડર્યો॥
જેહિ ગુન તે બસ હોહુ રીઝિ કરિ સો મોહિ સબ બિસર્યો।
તુલસીદાસ નિજ ભવન દ્વાર પ્રભુ દીજે રહન પર્યો॥"

છેલ્લી પંક્તિ અનેક વખત ઉલટાવી ઉલટાવીને ગાઈ, ભગવાનના ભવનના દ્વાર આગળ પડ્યા રહેવા દેવાની યાચના કરતે કરતે સ્વામીજીની આંખોમાં ઝળઝળીયાં આવ્યાં, ગળું રુંધાઇ ગયું. આવી પરિસ્થિતિની અંદર, એ નીરવતાભર્યા વાતાવરણને ભેદતો એક ધ્વનિલહરીનો ગુંજ-

રવ પ્રસરી ગયો–સ્વામીજીને સંભળાયો. "અહીં આ અવાજ ક્યાંથી? શું હશે?" એમ વિસ્મય પામી આમતેમ જોઇ વળ્યા. પણ તેનો પડઘો એક વખત કાને પડ્યો તે પડ્યો અને ફરી પાછું શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. સ્વામીજીને આજનું એકાંત ઘણું ગમી ગયું હતું. હૃદયનો ભાર જાણે બધો હળવો થઇ ગયો હોય તેમ લાગતું હતું. અલૌકિક આનંદનો સંચાર થતો હોય તેવો અનુભવ થતો હતો. એકાએક વિચાર આવ્યો. "પેલો ધ્વનિ! હા, કોઇ ઘટનાની પૂર્વસૂચિ રૂપે તો નહીં હોય? સફળતા મળશે?"

આમ ને આમ ભાવનાના પ્રદેશમાં ઊંડે ને ઊંડે ઉતરતા ગયા. બાહ્ય પ્રદેશની કંઇ સ્મૃતિ રહી નહીં. આંખો આપોઆપ મીંચાઇ ગઇ. થોડીક વારે હૃદયના ઊંડાણમાં કોઇ ન વર્ણવી શકાય એવા દિવ્ય પ્રકાશની જળહળતી જ્યોત જાણે ઝગઝગી ઉઠી ન હોય એવો અનુભવ થયો. એ અનુભવને અંતે આનંદનો મહાસાગર ઉછળ્યો. કોઇક તેમને ઢંઢોળી રહ્યું હોય તેમ લાગ્યું. સ્વામીજી સચેત થઇ ગયા. કાન સરવા કરીને માંડયા તો સંભળાયું: "કરી લે, કરી લે, પ્રભુનાં આ દર્શન! પ્રભુ પ્રત્યક્ષ હોવા છતાંને?" આ વાણી સાંભળતાં જ સ્વામીજી ચમકી ગયા. "કોણ બોલતું હશે આ? ક્યાંથી બોલતું હશે આ?" એવા તર્ક કરવા લાગ્યા. ફરીથી અવાજ સંભળાયો: "જે પ્રકારે તમે ચાંને પાસથી હતાશ થઇ થાકી જઇ આંખો બંધ કરીને હાલ શાંતિનો અનુ-

ભવ કરો છો, તે જ પ્રમાણે સંસારની યાત્રાથી થાકી જઈ આંખો બંધ કરી અંતરમાં દૃષ્ટિ નાખશો ત્યારે તમને એ પ્રભુનાં દર્શન થશે." જે સ્પષ્ટતાથી આ સાન્ત્વનભર્યા શબ્દો સ્વામીજીએ સાંભળ્યા, તે ઉપરથી હર્ષાન્વિત બની તેમણે અંતરિક્ષપણે પ્રશ્નોત્તરી ચાલુ રાખી :

"પ્રભો! હું તો આ દુનિયાથી ઘણો થાકી ગયો છું. હવે ક્યાં સુધી તરસાવશો?"

"અરે! એ પ્રભુ તો પ્રેમની જ્યોતિ છે. પ્રેમની યાત્રા કરો. પ્રેમની આંખોએ જુઓ. જ્યારે અન્ય સર્વની સાથે પ્રેમ કરવાનું છોડી દઈને એ એક પ્રભુ તરફ જ જોશો ત્યારે તે તમારી સામે આવી જશે."

"ભગવન્! હું તો સદાયે તમારી સાથેના પ્રેમમાં જ રહું છું."

"અરે! પ્રથમ સર્વ દુનિયાને પ્રેમથી જુઓ. પછી આંખ બંધ કરી દો. અને એ પ્રેમભરી આંખોથી હૃદયમાં સ્થિત ઈશ્વરને જુઓ. જો તમારો પ્રેમ સાચો હશે તો ઈશ્વર જરૂર દેખાશે."

"તો શું ફરી સંસારની યાત્રા કરવી પડશે? અને ત્યારે બતાવશે કોણ કે મારો પ્રેમ સાચો છે કે જુઠો?"

"ત્હમારું હૃદય જ તેનું સાક્ષી થશે. ત્હમારી બન્ને આંખો બતાવશે કે અસલી પ્રેમ શું છે."

"તે ક્યારે મળશે?"

"ત્હમે પોતે જ સ્હમજી જશો કે તે ક્યાં રહે છે. તમે જ બતાવશો. તમે આગળ વધો તો ખરા !" આ આજબ પ્રકારની પ્રશ્નોત્તરી થકી સ્વામીજી ખુબ હર્ષાવેશમાં આવી ગયા. શરીર રોમાંચિત બની કંપવા લાગ્યું. હવે શું કરવું તેની સૂઝ પડતી ન હતી. પાસેની શિલાનો ટેકો લઈ, હિંમત લાવી, ફરી પ્રશ્ન કર્યો "પ્રભો ! હવે મારે કરવું શું ? શું અહીં જ પડી રહેવું ? કંઈ સમજ પડતી નથી; બુદ્ધિ બ્હેર મારી ગઈ લાગે છે. આગળ ક્યાં, કેટલે, શી રીતે વધું ?"

આવી રીતના વિચારોનો વંટોળીયો ઉભરાતાં ઉભરાતાં સ્વામીજીની આંખો પણ ઉભરાઈ આવી. શરીરે પરસેવો પરસેવો થઈ ગયો. "આ શું ? અહીં કોઈ પ્રકારનું દુઃખ નથી, આનંદનું આવું વાતાવરણ જામેલું છે, છતાં આ આંસુ શાં ?" એમ કહીને પણ પાછા તેમણે રોવા માંડ્યું. ઘણી વખત બને છે તેમ મોકળે મને રોઈ લેવાથી તેમને અનેરી શાતા વળી. જૂની જૂની વાતો, જૂનાં જૂનાં સંસ્મરણો આંખ આગળ તરવા માંડ્યાં. પેલો ગીતાનો ન્હાનો સરખો શ્લોક–પિતાજી પાસેથી બાલ્યકાળમાં સાંભળેલો અને હૃદય સાથે જડાઈ ગએલો–આજે તેના ખરા સ્વરૂપમાં યાદ આવ્યોઃ

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदन ॥

અર્જુન જ્યારે શોકથી ઘેરાઈ ગયો હતો અને 'શું કરવું ?' તેની તેને સમજ પડતી ન હતી ત્યારે તેના

રુણા અને મારથી થઈ બેઠેલા ભગવાને પોતાને હાથે પોતાના ઉપવસ્ત્રથી તેનાં આંસુ લુછયાં હતાં અને કેવો મર્દાનગીનો માર્ગ ઉદ્બોધ્યો હતો ? સ્વામીજીને પણ આ સમયે કંઇ એવો અનુભવ થતો લાગ્યો કે રેશમથી યે સુંવાળા એવા વસ્ત્રથી કોઇ સુકોમળ હાથ તેમનાં આંસુ લોઇ રહ્યો હતો ! અને તેને ઠેકાણે અમૃતનાં અંજન તેમાં આંજી રહ્યો હતો ! તે જ સમયે એક જ્યોતિપુંજ સ્વરૂપનો તેમને સાક્ષાત્કાર થયો. કઇ લેખિની આ અનન્ય પ્રસંગને શબ્દોમા ઉતારવા સમર્થ હોય ? વળી તે જ અરસામાં કોઈક તેમને આગળ વધવાનો સંકેત કરતું જણાયું, અને પ્રથમની માફક અલક્ષ્ય ધ્વનિમાં કહેતું સંભળાયું: " આમ હીંમત હારી જવાય ? ઊઠ. તું પુરૂષ છે, તેથી પરમ પુરૂષાર્થને વાસ્તે આ વિશાળ ધર્મક્ષેત્રની અંદર મર્દ બનીને આગળ ધપ "

સ્વામીજી જાગૃત થઈ ગયા. આશ્ચર્ય તો થતું જ હતું કે આ ગેબી પણ સ્પષ્ટ અવાજ તેઓ ક્યાંથી સુણી રહ્યા હતા—સાથે સાથે આનંદ પણ અધિકો વ્યાપતો હતો, એ તેજપુંજને તેઓ વિનવવા લાગ્યા "અંતરિક્ષમાં રહ્યે રહ્યે આપ ક્યાં મને હડસેલી રહ્યા છો ? મારે તો આપના સ્થૂલ સ્વરૂપમાં દર્શન કરવાં છે. પ્રગટ થાઓ, પ્રભુ !" પેલી ધ્વનીએ પ્રતિધ્વની પાઠવ્યો "હું તમારી સાથે જ છું. તમે મારી વાણી ગીતા દેવીનું સ્વરૂપ પ્રકટ કરો. ગીતાના ગ્રંથને હાથમાં લઇ સારૂ વિશ્વ ઘૂમો."

બસ, હવે શું બાકી રહે? વાતાવરણ આખું ગાજી ઉઠયું "ગીતા લઈને ઘૂમો!" સ્વામીજીને લાગ્યું "ભગવાન્ પ્રગટ થયા અને આ તેમનો છેવટનો આદેશ જ મને આપ્યો." પણ તેઓને મુશ્કેલી એ જણાવા લાગી કે "ગીતા દેવીનું સ્વરૂપ મ્હને લાધશે કયાંથી? ગીતાનો ગ્રંથ હું મેળવીશ કયાંથી? નથી એ ગ્રંથ જોયો. નથી એનાં ભાષ્યો જોયાં-કે નથી એમાંનુ કશું હું ભણ્યો. એવા ગ્રંથને લઈ ઘૂમવાથી શો અર્થ સરશે?"

આ કલ્પિત મુશ્કેલીનો ઉકેલ તેમના અંતરમાંથી જ તેમને મળી રહ્યો. "એક ન્હાનો સરખો શ્લોક—ન્હાનપણમાં ગોખેલો—શો એનો પ્રભાવ? તો પછી સમગ્ર ગીતાનું તો પૂછવું જ શું? ભણ્યા ન હોઈએ તો પણ શું? પ્રભુએ આજ્ઞા કરી છે તે કંઇ વૃથા હશે? એના પાલનમાં જ એની સફળતા સમાયલી છે."

આ સમાધાનથી સ્વામીજીને સંતોષ થયો. એમની સાધનાને સફળતા સાંપડતી લાગી. હિમાલયની યાત્રા પણ પરિપૂર્ણ થવાની તૈયારીમાં આવી રહી હતી. એવી સુભગ ઘડીએ આ પુણ્યભૂમિમાં પ્રભુના સ્વરૂપની નિગૂઢ વિભૂતિનાં દર્શન અને તેણે ઉચ્ચારેલા આદેશને અંગીકાર કરવાની હોંકલ સ્વામીજીના રોમેરોમમા ઉતરી ગઈ. જગતમાં ગીતા વિસરાતી જતી હોવાથી તેના પ્રબળ- પ્રચારની આવશ્યકતા જણાતી હતી. સર્વોપયોગી કરવા માટે ગીતાદેવીના આધિદૈવિક સ્વરૂપને પ્રગટ કરી તેને ઘેર ઘેર અને ઠેરઠેર પ્રતિષ્ઠાપન

કરવાની પણ જરૂર હતી આવા ભવ્ય અને જલદ પ્રચારનું બીડું બીજો કોણ ઝડપી શકે ? જીવનનો શેષ ભાગ ગીતા-પ્રચારની હોડમાં જ સ્વામીજીએ મૂકી દીધો

પ્રભુના આવા મહા આદેશને માથે ચઢાવીને, દેવગિરિ હિમાલયને પગે પડીને, સ્વામીજીએ પોતાને સોંપાયલા કાર્યની શરૂઆત કરવા માંડી.

પ્રથમ તો ગીતાનું પુસ્તક જ ક્યાં હતું પોતાની પાસે ? એટલે તે મેળવવા પ્રવૃત્ત થયા. હિમગિરીની નીચે પહાડી વસ્તીમા ફરી વળ્યા–ગીતાજીની ભિક્ષા માગતા માગતા નીકળી પડયા લોકોને નવાઇ લાગી " આ ભિક્ષા કેવી ? " તેઓ કહેતા "સ્વામીજી, ભોજન માગો, વસ્ત્ર માગો, ધન માગો, બીજું કાંઇ માગો, જે માગો તે મળશે. પણ આ પુસ્તક તો અમારી પાસે નથી " ભણેલા અને નહીં ભણેલા બધા જ લોકો આ પ્રમાણે કહેતા સ્વામીજીએ આ ઉપરથી કયાસ બાંધ્યો કે ગીતાનો સમાગમ આ લોકોને બીલકુલ થયો જ નથી શું તેથી જ પ્રભુએ આ આદેશ તો નહીં આપ્યો હોય ?

પુસ્તક મેળવવા જરા વધારે નીચાણવાળા ભાગોમા ઉતરી સભ્ય ગણાતા ગામોમા ટહેલ નાખી જોઇ. ત્યા વળી સામો પ્રશ્ન એવો પૂછવામા આવતો "તમે કેટલું ભણ્યા છો ? ગીતા તમને સમજાશે ?" આવી રીતે અથડાતા કુટાતા આખરે વીરગંજનિવાસી એક નેપાલી સજ્જને સ્વામીજીની ભિક્ષા સંતોષી. તેમણે સ્વામીજીની

નિખાલસતાથી આકર્યાઇ ગીતાનું પુસ્તક તેમજ તેમની સાથે સુવર્ણનો એક ટુકડો—દક્ષિણાના રૂપમાં—તેમના ચરણમાં રજુ કર્યો. સ્વામીજીએ પુસ્તકનો ખૂબ આનંદ અને આભાર સાથે સ્વીકાર કર્યો, પરંતુ પેલા સુવર્ણના ટુકડાને ઉપાડી પાછો આપવા માંડયો "આ ટુકડો અમને નહીં ખપે. એની શી જરૂર છે?"

સજ્જને હાથ જોડી કહ્યું "મહારાજ, આપ તેને તરછોડશો નહિ. આપની વય જોતાં, આપે આદરેલ તપસ્યા જોતાં, અણીને સમયે આ ઉપયોગમાં લાગ્યા વગર નહીં રહે. ગીતા એ ભગવાનના મુખની વાણી છે—અને લક્ષ્મીજી ભગવાનનાં ચરણ તપાસતાં તેમની સાંનિધ્યમાં જ રહેવાનું પસંદ કરે છે. એ દૃષ્ટિએ પણ આ ટુકડાનો આપ અંગીકાર કરો."

એ અજાણ્યા સજ્જનની આ દલીલ માન્ય રાખી સોનાનો ટુકડો તેમણે ગ્રહણ કર્યો.

---



## પ્રકરણ ૧૧ મું

### ગીતાપ્રચારયાત્રા

બાર બાર વર્ષની સખત તપશ્ચર્યાને અંતે જે દૈવી આદેશ સ્વામીજીએ ઝીલ્યો હતો તેને પ્રત્યક્ષ કાર્યમાં પરિણામાવવા માટેના પ્રયત્નોમાં હવે તેમને સર્વ શક્તિ ખર્ચવાની હતી. ઇશ્વરની ઝાંખી તો તેમને થઇ, પણ એટલેથી જ અટકવાનું ન હતું. આવા મહાનુભાવોની કલ્યાણમય પ્રવૃત્તિઓનું આવી છાંખી કંઇ વિરામચિન્હ બની શકતું નથી, બનવું ન જ જોઇએ. ઇશ્વરનું દર્શન પામીને ભક્તોને કંઇ ઓછો આરામ મેળવવાનો હોય છે? એ તો ઉલટી જવાબદારીઓનો એક મોટો ઢગ તેમને માથે ઓરાડે છે, જેને યથાર્થ રીતે અપનાવવામાં અને અદા કરવામા તેમના શેષ જીવનની પ્રત્યેક ક્ષણનો હિસાબ આપવો પડતો હોય છે. એ હિસાબ ચૂકવવામાં જે સફળ નીવડે છે તે વિશ્વમાં મહાન વિભૂતિ તરીકે પૂજાય છે, પંકાય છે.

સ્વામીજીને ગીતા લઇ વિશ્વમાં ઘૂમવાનું હતું—તેનો પ્રચાર કરવાનો હતો. પણ એ કંઇ એક રાતમાં થઇ જાય એમ હતું? તેમની પાસે સાધન શું હતું? કંઇ જ નહીં.

તેમને સાથ કોનો હતો ? કોઇનો જ નહીં. છતાં આવા સંજોગોની અંદર પણ તેમણે જે ધીરજથી, જે આત્મવિશ્વાસથી, જે શ્રદ્ધાથી, જે આદરથી આ જવાબદારી ઉકેલવા માંડી તે ખરેખર અલૌકિક નીવડી.

ગીતાનો ગ્રંથ તો તેમને મળ્યો હતો, પણ પ્રચારનું શું ? સ્વામીજીને યાદ આવ્યું કે ગ્રંથની સાથે સુવર્ણનો ટુકડો પણ મળેલો છે, તેનો શો ઉપયોગ ? પેલા સજ્જનના દૂરંદેશીપણા માટે તેમના હૃદયમાં આભારની લાગણી ઉત્પન્ન થઇ. એ ટુકડામાંથી સૌથી પહેલી શ્રી કૃષ્ણચંદ્ર ભગવાનની એક મનોહર નાનકડી મૂર્તિ બનાવડાવી પોતાના નિત્ય પૂજન અને દર્શનને અર્થે પોતાની પાસે રાખી.* બાકી રહેલું સોનું વેચી તેના રૂપીયા કરી લીધા. એ રીતે પ્રચાર કાજે આગળ વધવાના સાધનનો એક પ્રબંધ અને ઘણો અગત્યનો પ્રબંધ થઇ ગયો. હવે પ્રબંધ કરવાનો રહેતો હતો પ્રચારયાત્રાના આરંભના સ્થાનનો.

મુક્તિનાથના ધામમાં સ્વામીજી જ્યારે વિચરી રહ્યા હતા ત્યારે ત્યાં તેમને લામા સાધુઓના સમાગમનો લાભ મળ્યો હતો. અને તેમની પાસેથી બૌદ્ધ મતના

* આગળ જતા આ મૂર્તિ સ્વામીજીએ "ગીતાધર્મ કાર્યાલય કાશી" ના ભૂતપૂર્વ સંચાલક શ્રી ગોવર્ધનભાઈ મંગળભાઇ પટેલને પ્રસાદના રૂપમા આપેલી હતી, જે હજી પણ તેઓના ઘરની પૂજામા બિરાજમાન છે.

મહાયાન* સંપ્રદાયની ઘણી રસપ્રદ માહિતી મેળવી લીધી હતી. તેમની સાથે સિદ્ધાંતોની ચર્ચા પણ થતી. તે જ વખતથી એક ઇચ્છા સ્વામીજીને થઇ હતી કે આ મતનો બીજો ફાંટો જે હીનયાન સંપ્રદાયના નામથી ઓળખાય છે, તેનો સમાગમ પણ કરવો અને તેના વિધાનો વિધિઓથી વાકેફ થવું. આ સંપ્રદાય ફુલ્યો ફાલ્યો બ્રહ્મદેશમાં અને ત્યાં જ એને વિશેષ ઝોક મળ્યો હતો. એટલે ત્યાં ગયા વગર તે બની શકે તેમ ન હતું. ગીતા પ્રચારને માટે પણ તેમને આગળ વધવાનું જ હતું. એટલે એ યાત્રાનું પગરણ બ્રહ્મદેશની યાત્રાથી આરંભવાનો તેમણે નિશ્ચય કર્યો. તદનુસાર સ્વામીજી કલકત્તા પહોંચ્યા અને ત્યાંથી જળમાર્ગે બ્રહ્મદેશ જવા રવાના થયા—સને ૧૯૧૮ની વર્ષાઋતુમાં તેમણે રંગુનમાં પહેલવહેલો પ્રવેશ કર્યો.

દેશ અજાણ્યો, વેશ અજાણ્યો, ભાષા અજાણી, એવા વાતાવરણમાં નવા આગંતુકને સ્થળે પડતાં અનેક મુશ્કેલીઓ સ્વાભાવિક રીતે જ નડે. પણ ઘણા ભારતવાસીઓએ નોકરી ધંધા અર્થે બ્રહ્મદેશમાં વસવાટ કાયમ કર્યો હતો, અને રંગુન તો તેમનાથી ભરેલું ભરેલું ભાસતું. એટલે એ લોકોને જેવી ખબર પડી કે ભારતનો એક સંત સંન્યાસી તેમને આંગણે આવેલો છે, તરત જ તેમની આગતા સ્વાગતાનો પ્રબંધ કર્યો રંગુનમાં શેઠ શિવબક્ષ બાગલાની

* "મહાયાન" એ લોક-પ્રવૃત્તિપ્રધાન સંપ્રદાય મનાય છે, જ્યારે હીનયાન એ ત્યાગમય અને સાધુ-પ્રવૃત્તિપ્રધાન સંપ્રદાય ગણાય છે.

ધર્મશાળામાં તેમનો મુકામ રાખવામાં આવ્યો. ઘણા સમયથી કોઇ હિંદુ સાધુ સંત કે ધર્મોપદેશકની પધરામણી તે તરફ થએલી નહીં હોવાથી ભારતીય લોકસમુદાયને સ્વામીજીના આગમનથી ઘણો ઉત્સાહ વ્યાપ્યો, તેમનાં ટોળે ટોળાં વખતો વખત તેમની આસપાસ વીંટળાયલાં જ રહેતા અને રોજ તેમના ઉપદેશ શ્રવણનો લાભ ઉઠાવતાં. આ લોકોએ સ્વામીજીનો જાહેર સત્કાર કરી નિત્ય ઉપદેશ દ્વારા તેમના જ્ઞાન અને અનુભવનો લાભ આપવા વિનંતી કરી હતી. તે ઉપરથી રોજ તેમનાં વ્યાખ્યાનો થતાં. એ વ્યાખ્યાનોમાં ગીતાના કેટલાક શ્લોકોનો સંક્ષિપ્ત અર્થ પણ તેઓએ આ જગ્યાએથી જ પહેલ પહેલાં જનતા સમક્ષ રજુ કરવાનું શરૂ કર્યું. આમ ગીતા પ્રચારના મંડાણ રંગુનમાંનાં સ્વામીજીનાં વ્યાખ્યાનોથી મંડાયા, આ વ્યાખ્યાનો સાંભળવા રંગુનની આજુ બાજુના દૂર દૂરના નગરોમાંથી પણ ઘણા લોકો આવતા, બ્રહ્મદેશના ભારતવાસીયો સ્વામીજીના ધર્મોપદેશથી પ્રસન્ન થયા, અને ઘણે લાંબે સમયે, આવા પુણ્યપ્રવચનો સાંભળી ધન્યતા અનુભવવા લાગ્યા.

આ વ્યાખ્યાનો કરતી વખતે સ્વામીજીને સ્હમજાયુ કે ગીતા વધુ બારીક અને ઊંડો અભ્યાસ માગે છે, જે પુસ્તકે વિશ્વમાંની અનેક મહાન અને નામી વ્યક્તિઓને ખરેખરા નચવ્યા છે, જે પુસ્તકે તે સહુના હૃદયમાં એક સરખી શાંતી પ્રગટાવી છે, જે પુસ્તકે જીવનના અંગે અંગની સમસ્યાઓ ઉકેલી છે, જે પુસ્તકે પારમાર્થિક તત્વજ્ઞાનની સાથે વ્યાવહારિક તત્વજ્ઞાનના અંકોડા મેળવી

આપ્યા છે, જે પુસ્તકમાંના શબ્દો પાંચ પાંચ હજાર વર્ષો પૂર્વે ઉચ્ચારાયલા હોવા છતાં આજ પણ રોજ નવીન અને નવીન અર્થવ્યાપકતાવાળા હોવાનું સામર્થ્ય ધરાવે છે, તે પુસ્તકનો અભ્યાસ! તેના અભ્યાસી પાસે જરૂર એ અભ્યાસ એક પ્રકારની આકરી તપશ્ચર્યા જ માગે. સ્વામીજી તે સર્વથી ટેવાયલા જ હતા, એકાગ્ર ચિત્તે આ અભ્યાસ સાધી શકાય તેને માટે સ્વામીજીએ લોકસંપર્ક જરા ઓછો કરી નાંખ્યો, વ્યાખ્યાનો કરવા જવાનું ઓછું કરી નાંખ્યું, અને વસ્તીથી દૂર કોઈ શાંત એકાંત સ્થળ શોધી ત્યાં સ્વાધ્યાય માટે પહોંચી જતા. આ અભ્યાસની પદ્ધતી તેમણે નીચે મુજબની ઘડી હતી:—

(૧) દરરોજ આખી ગીતાનું એક પૂરૂં પારાયણ કરી જવું.

(૨) અર્થના મનનને સારૂ પ્રત્યેક શ્લોક ચાર ચાર પાંચ પાંચ વાર ભણવો.

(૩) એક અધ્યાય પૂરો થતાં સમસ્ત અધ્યાયનો સાર, સ્વરૂપ, તેના પૂર્વાપર સંબંધ સાથે મનમાં ને મનમાં વિચારી જવો.

આ પદ્ધતીથી અરાઢે અધ્યાયોનો અભ્યાસ તેમણે કર્યો, આમાં સંદેહ નહોતા ઉઠતા એમ નહીં, પણ તે બધાનું સમાધાન સાક્ષર, પંડિત લોકોના સંસર્ગમાં આવી થાય; તેટલું કરી લેતા.

અહીં બૌદ્ધોના "પગોડા"ઓનાં દર્શન કરવાની તેમની ખાસ ઇચ્છા હતી, ધર્મની ભાવનામાં કળા કૌશલ્ય અને

વૈભવની વાનીઓ કેવી અદ્ભૂત રીતે વણી લઇ શકાય છે, તેની પ્રતીતિ આ પગોડાઓ સારી પેઠે કરાવે છે. રંગુનનાં વસવાટ દરમ્યાન ત્યાંના બૌદ્ધ ગૃહસ્થો તેમજ સાધુઓની સાથે સ્વામીજીને સારો સંબંધ બંધાઇ ગયો હતો, ઘણીવાર ભિક્ષુઓ સાથે દૂરનાં ગામો સુધી તેઓ ચાલ્યા જતા. રસ્તામાં અનેક ચર્ચાઓ થતી, તેમના ધર્મની વાતો સાંભળતા, ગીતા ઉપર ચર્ચા કરતા. ગીતાના સિદ્ધાંતો ભિક્ષુઓને સમજાવવામાં આવતા ત્યારે તેઓ પણ કહેતા "મહારાજ, અમારા ધર્મગ્રંથ "ધમ્મપદ"માં પણ આવી જ શીખામણો છે." તે પછી એવી સામ્યતાનું વધુ સ્પષ્ટીકરણ થતું.

રંગુનમાં સ્વામીજી રહ્યા તે દરમ્યાન, ધાર્મિક પ્રવૃત્તિ ઉપરાંત, લોકપ્રવૃત્તિમાં પણ તેમણે પોતાનો સક્રિય ફાળો જ્વલંત રીતે આપ્યો હતો. રંગુન નગરના શાસકોએ એક એવો ધારો ઘડયો હતો કે નગરની સુધરાઇની હદમાં કોઇ પણ વ્યક્તિ ગાય રાખી શકશે નહીં. ભારતવાસીઓને મન આ એક અપમાનભર્યો, અન્યાયી અને અણઘટતો ધારો હતો. તે રદ કરાવવા વખતો વખત તેઓએ વિરોધ દર્શાવ્યો હતો, પરંતુ સત્તાવાહકો ઉપર તેની ખાસ અસર થએલી જણાતી ન હતી. લાગે લાગ સ્વામીજીનો મુકામ ત્યાં હતો, તેમના પ્રભાવશાળી વ્યક્તિત્વની અસર લોકો પર સારી થવા લાગી હતી. એટલે આ લોકોએ આ ધારા સંબંધી વાત સ્વામીજીના કાન ઉપર નાંખી, અને તે કામમાં સહાય કરવા વિનંતિ કરી. સ્વામીજીને પણ આવો ધારો

આશ્ચર્યજનક લાગ્યો, પરિસ્થિતિથી પૂરેપૂરા વાકેફ બની સ્વામીજીએ પ્રશ્ન હાથપર લીધો, અનેક સભાઓ ભરી, અનેક સંમેલનો યોજ્યાં, પ્રત્યેકમાં વિરોધના ઠરાવો કરાવ્યા. વર્તમાન પત્રોમાં પણ ચર્ચાપત્રો લખ્યા, શાસકોને પ્રતિનિધિરૂપે મળ્યા, દલીલો કરી, અને છેવટે તે ધારો તેમની ધારાપોથીમાંથી રદ કરાવ્યો ત્યારે જંપ્યા. આ વિજયથી સ્વામીજીની કીર્તિ આખા બ્રહ્મદેશમાં ફેલાઈ ગઈ, વર્તમાનપત્રોમાં મોટાં મથાળાં હેઠળ આ પ્રસંગ વર્ણવાયો, અને તેને લઈને ભારતમાં પણ આની જાણ સારી પેઠે થઈ.

રંગુનથી પેગુ વિગેરે નગરોમાં ફરતાં ફરતા તેઓ મોલમીન જઈ પહોંચ્યા; વ્યાપાર રોજગારથી ધમધમતું આ શહેર બ્રહ્મદેશનું એક અતિ અગત્યનું બંદર છે. ત્યાંના હિંદવાસીઓએ સ્વામીજીની કીર્તિ સાંભળી તેમને પોતાને ત્યાં આમંત્ર્યા હતા. મોલમીનમાં તેઓ શેઠ રુકમીચંદના અતીથી તરીકે રહ્યા હતા. એ શહેરમાં પણ અનેક જગ્યાએ સ્વામીજીએ વ્યાખ્યાનો તથા ઉપદેશ આખ્યાનો કર્યાં હતાં સ્વામીજીના વધુ નજદીકના સહવાસ અને સત્સંગને લઈને શેઠ રુકમીચંદને પણ ભારતની પરિક્રમા કરવાનું મન થયું. મોલમીનમાં ચોખાનો અને ઈમારતી લાકડાંનો તેમનો ધમધોકાર વેપાર હતો, પણ થોડોક કાળ તેમાંથી પણ નિવૃત્તિ લઈ લેવાની તેમને ઈચ્છા થઈ. એટલે ત્રણ વર્ષને માટે એક યુરોપીયન પેઢી સાથે તત્સંબંધી કરાર કરી શેઠજી પોતાનાં પરિવાર સહ સ્વામીજીની સાથે ભારત આવવા નીકળ્યા.

આ સંઘથી સ્વામીજી કલકત્તેથી છૂટા પડ્યા. કલકત્તામાં તેઓ સીધા મહેશ્વરીભવનમાં જઈને ઉતર્યા. બ્રહ્મદેશમાં ગોપાલનના પ્રશ્ન અંગે તેમણે મેળવેલા વિજયની વાતો કલકત્તામાં ઠેરે ઠેર પ્રસરી ગઇ હતી. એટલે સ્વામીજીનાં દર્શનને માટે તો ત્યાં પડાપડી થવા લાગી. અનેક સમારંભો યોજાયા, વ્યાખ્યાનો રખાયાં. આ વ્યાખ્યાનોમાં સ્વામીજીએ લોકોના હૃદયમાં ગીતાના સંસ્કાર રેડવા ચાલુ રાખ્યા. સામાન્ય સત્સંગ સારૂ લોકો આવતા તો તેમની આગળ પણ ગીતાજીના જ વિષયો છેડાતા, અને શંકા સમાધાન કરવામા આવતું.

અહીં ગીતાના અભ્યાસમા ગીતાના પુસ્તક ઉપરાત તેના ઉપરની વિવિધ ટીકાઓના અભ્યાસનો ઉમેરો કરવામા આવ્યો હતો. ભારતીય તત્ત્વજ્ઞાનના પાયારૂપ મનાતી ગીતા ઉપર અનેક સંપ્રદાયોના આચાર્યોએ પોતપોતાના મત અનુસાર ભાષ્યો લખેલા છે તેનો અભ્યાસ સ્વામીજીએ આ ઠેકાણે કર્યો. શ્રીધર, શંકર, મધુસૂદન આદિના ભાષ્યો તેમણે વાચ્યાં. આ સિવાય ગીતાને લગતું સાહિત્ય તો એટલા વિપુલ પ્રમાણમા રચાયુ છે કે તે સાહિત્યનાં પુસ્તકોનું જો એક પુસ્તકાલય કાઢવામાં આવે તો એક વિશાળ અને સમૃદ્ધ પુસ્તકાલય બની રહે. કલકત્તા જેવા ધનિક અને ખૂબ મોટા શહેરમાં પણ ગીતા ઉપરના સમસ્ત સાહિત્યનો એક જ ઠેકાણે જમાવ કરવામાં આવ્યો હોય એવું એકે સ્થાનક જોવા ન મળ્યું. આને લઈને સ્વામીજીને પોતાના અભ્યાસમાં કેટલીક મુશ્કેલીઓ પણ નડી.

તેમની ઈચ્છા હતી તેના કરતાં ઘણો ઓછો સાહિત્યનો અભ્યાસ થઈ શકયો.

ગીતાપ્રચારના કાર્યમાં અહીં વધુ વેગ સ્વામીજી લાવી શકયા. ગીતાસંબંધક તેમનાં વ્યાખ્યાનોને લીધે કલકત્તાના ઘણા સજ્જનોનું ગીતા તરફ વલણ વધ્યું, અને ગીતાના જ્ઞાનની ભૂખ ઊઘડવા લાગી. તેનું પરિણામ એ આવ્યું કે કલકત્તામાં ગીતાસ્વાધ્યાયનાં વર્તુલો રચાવા માંડ્યા. પણ આ વર્તુલોને સંતોષી શકે, કાયમને માટે ઉત્તેજીત રાખી શકે એટલા પ્રમાણમાં સાધન સામગ્રીની વિશાળતા ન હતી, એ હકીકત સ્વામીજીને સાલવા લાગી. અને તેથી તે જ ક્ષણથી ગીતાજ્ઞાનપ્રચારની વૃદ્ધિને સારૂ તેમણે સંકલ્પ કર્યો કે "જે રીતે પ્રભુની ખોજમાં હું આથડ્યો, ભટકયો, તે જ રીતે ગીતાપ્રેમીઓની શોધમાં હું આથડીશ, ભટકીશ, અને ગીતાના જ્ઞાનની રોશની એકે એકના હૃદયમાં પ્રકટાવીશ."

આ પ્રમાણે નિશ્ચય કરીને ભારતની પરિક્રમા કરવા તેઓ તૈયાર થયા. ચારે દિશાના ચાર ધામ, ચોરાસી મઠો અને પવિત્ર સપ્ત પુરીઓનો પ્રવાસ કરવાથી આ પરિક્રમાનો કાર્યક્રમ પુરો થઈ શકે છે. એટલે કલકત્તાથી આ મહા-પરિક્રમા માટે તેમણે પ્રયાણ આરંભ્યુ.

કલકત્તા સુધી આવેલો માણસ આખા બંગાળને ઘેલુ કરી મૂકનાર દેવાંશી, અવતારી મહાપુરુષ ચૈતન્ય મહા-પ્રભુની લીલાભૂમિ નીરખવાનું બાકી રાખે ખરો? એટલે

સૌથી પહેલાં સ્વામીજી નદીયા સીધાવ્યા. બંગદેશની વિખ્યાત નવદ્વીપની વિદ્યાપીઠનાં અવશેષોમાં ઘૂમ્યા, નૈયાયીકોને મળ્યા અને ત્યાંના કેટલાક વૃદ્ધ પંડીતોની સાથે ગીતાનો વાર્તાલાપ કર્યો.

ત્યાંથી જગન્નાથપુરી ઉપડ્યા. જગન્નાથ સ્વામીને ગીતાનું પારાયણ સંભળાવ્યું. ત્યાંથી દક્ષિણ તરફ ચાલ્યા. સાક્ષી ગોપાળના દર્શન કરી સ્વામીજી સપ્તગોદાવરીતીર્થમાં આવી પહોંચ્યા. આ દેશમાં ભાષાની અડચણને લીધે સ્વામીજીનાં વ્યાખ્યાનો ઝાઝાં થતાં ન હતાં. એટલે યાત્રા અડપલેર પૂરી કરી તેઓ ઠેઠ સેતુબંધ રામેશ્વર પહોંચી ગયા. ત્યાંથી પાછા ફરી મદુરામાં મીનાક્ષી દેવીનાં દર્શન કરીને શ્રીરંગમ અને કાંચીપુર ગયા. આ યાત્રામાં ધાર્મિકતાનું કટ્ટર સ્વરૂપ સ્વામીજીને જોવા મળ્યું. શૈવો અને વૈષ્ણવો એક બીજાથી અલગ પડી જતા અને સામસામા અથડતા જોઇ સ્વામીજીને દુઃખ થયું.

અહીંથી સ્વામીજી ઉત્તર દિશા તરફ વળ્યા. તે તરફનાં મુખ્ય મુખ્ય તીર્થોમાં ફર્યા, દેવસ્થાનો જોયાં અને જ્યાં જતા ત્યાં ગીતાનું પારાયણ કરી જવાનો રિવાજ તેમણે રાખ્યો હતો. ત્યાથી તેઓ નિઝામ રાજ્યમા આવેલા મલ્લિકાર્જુન શંકરના દર્શને ગયા. ત્યાંથી ફરતા ફરતા પંચવટી, ત્ર્યંબકેશ્વર તથા બ્રહ્મગિરિના શિખર ઉપર શોભતા ગોદાવરી-ગંગાની ગોમુખીના તીર્થ પર પહોંચ્યા. અહીંથી મહારાષ્ટ્રનું પ્રસિદ્ધ તીર્થધામ પંઢરપુર નજીક

હોવાથી ત્યાં જઇ પાંડુરંગ ભગવાનના દર્શન કર્યા. એ ભગવાનનું ધામ ભક્તજનોના ભજન કીર્તનથી હંમેશાં ગાજતું જ રહે છે એ ભજનોની ધૂનમાં સ્વામીજી ભળી ગયા. તે પૂરા થયા પછી પાંડુરંગની આગળ બેઠેલા ભક્ત જનો સમક્ષ તેમણે ગીતાનો સંદેશ સંભળાવ્યો, ત્યાંથી માહોરગઢમાં બીરાજેલા દત્તાત્રેય સ્વામીનાં દર્શન કરતા કરતા વગડ પ્રાંતના ધામંતગીના પવિત્ર સ્થાનમાં આવ્યા. ત્યાં વર્ધા નદીના તટ ઉપર મહંતશ્રી એતવાર ગિરિજીનો સુંદર આશ્રમ આવેલો છે પાસે એક વિશાળ શિવમંદિર બાંધેલું છે આ મહંતજીની સાથે સ્વામીજીને પહેલાનો પરિચય હોવાથી તેમના આશ્રમમાં તેઓ વધારે રોકાયા. ત્યાંથી વિદાય લઇ નર્મદા તટ ઉપર આવેલા ઓંકારેશ્વર મહાદેવના દર્શને ગયા ત્યાંથી ઉજ્જૈનના મહાકાલેશ્વરના મંદિરે પહોંચ્યા તે પછી તેમણે ગુજરાતનો રસ્તો લીધો અને સીધા ડાકોર ઉપડ્યા. ડાકોર ધામમાં પણ ભજનની ધૂન અવિરતપણે ચાલ્યા જ કરે છે સ્વામીજીને એમાં રસ પડ્યો અને જેમ પંઢરપુરમાં કર્યું હતું તેમ ભજનધૂન પૂરી થતા ગીતાનું પારાયણ રણછોડરાય સમક્ષ વાંચી સંભળાવ્યું. ડાકોરથી તેઓ સોમનાથ, સુદામાપુરી અને શ્રી કૃષ્ણની રાજધાની દ્વારિકાપુરી ગયા શ્રી દ્વારિકેશના દર્શનથી તેમની ભારતની પ્રદક્ષિણા અને ચારધામોની યાત્રા સંપૂર્ણ થઇ.

આ યાત્રામા વખતો વખત વિદ્વાનો સાથે ગીતાસંબંધી ચર્ચા થતી, તેમજ તેના ઉપરના મતમતાંતરોનું

બારીકાઈથી અવલોકન થઈ શકયું. દ્વારિકાની યાત્રાથી પરવારી સ્વામીજી પુષ્કરરાજ પહોંચ્યા-ત્યાં થોડા દિવસ રોકાયા. હવે આગળ શી રીતે વધવું તેનો વિચાર કરવા લાગ્યા. માર્ગ તો પ્રભુએ આંકી આપ્યો જ હતો–ગીતા લઈને ઘૂમવાનો. ગીતાનો અભ્યાસ, ગીતાનો સંપર્ક તેમને સતત રહ્યો હતો, એટલે હવે તેમણે નિશ્ચય કર્યો કે ગીતા દ્વારા ભગવાનની કથા સંભળાવતા સંભળાવતાં જ હવે ગીતાના પ્રચારમાં આગળ વધવું આ નિશ્ચય લેતાં લેતાં તેમને એવી અંતઃસ્ફુરણા થઈ હતી કે જે ભુમિમા સૌથી પહેલી સિદ્ધિ તેમને લીધી હતી, તે ભૂમિનાં પુનઃ દર્શન કરી લેવાં અને પોતાના પૂર્વપરિચિત મહાત્મા ઓની સલાહ લઈ આગળ ડગ ભરવું. તદનુસાર તેઓ એકાએક ઋષિકેશ જવા નીકળ્યા, ત્યાંના સત્સંગીઓ, મહાત્માઓ સાથે પોતાના આગામી કાર્યક્રમની ચર્ચા વિચારણા કરી પ્રેરણા લીધી, અને થોડો કાળક્ષેપ ત્યાં કરી સાથીઓના આશીર્વાદ સાથે તેઓ પંજાબના પંથે પળ્યા.

પહેલાં ગયા અમૃતસરમાં. પંજાબમાં હિંદુઓની સંખ્યા એકંદરે ઓછી હોવાથી તેમનું સંગઠન સારા પ્રમાણમા રહે છે અને એવા સંગઠિત સંઘમાં ધર્મપ્રચાર પણ સહેલાઈથી અને જલદી થઈ શકે છે. ત્યાંના લોકો સાથે સ્વામીજીને પરિચય તો કંઈ જ ન હતો, પણ હિંદુ–સંસ્કૃતિને કાષાય વસ્ત્રધારીઓને, ત્યાગીઓને આદરમાન–ભરી દૃષ્ટિએ જ નીરખવાની ટેવ પડેલી છે. એટલે સ્વામીજીનાં વસ્ત્રોએ ત્યાંના લોકોને આકર્ષ્યા. અમૃતસરમાં લાલા

ગાગરમલની પાઠશાળામાં તેમને મુકામ આપ્યો. અહીં ગીતા ઉપર વ્યાખ્યાનો આપવા માંડયાં. એ વ્યાખ્યાનોમાં જ્ઞાનની કણિકાઓ ઉપરાંત પોતાના વિશાળ પર્યટનનાં પ્રત્યક્ષ અનુભવોનું એવું સુરમ્ય સંમિશ્રણ કરવામાં આવતું કે લોકો આતુરતાથી અને રસપૂર્વક તે સાંભળતાં થાકે જ નહીં. શ્રોતાઓના હૃદય ઉપર તે સારી અસર ઉપજાવતાં. આને લીધે સ્વામીજીની લોકપ્રિયતા પંજાબમાં વધી ગઇ.

અમૃતસરમાં "સિંહસભા" નામનો એક અત્યંત ગંભીર અને ધાર્મિક ઉત્સવ શીખ લોકો ઉજવે છે. તે ઉત્સવમાં શીખોને સદ્બોધવા સ્વામીજીને ખાસ આમંત્રણ આપ્યું હતું. એ સભામાં શીખોને ઉદ્બોધતાં તેમણે એક સર્વગ્રાહી ઘોષણા એવી તો સુંદર અને માર્મિક વાણીમાં કરી હતી કે તે સાંભળનારાઓ સળવળ્યા વગર રહી શકે જ નહીં. એ ઘોષણાના પડઘારૂપે સ્વામીજીને લાહોરનું આગ્રહભર્યું આમંત્રણ મળ્યું. ત્યાં પણ ઉપદેશ અને વ્યાખ્યાનોનો ક્રમ ચાલુ રાખવામા આવ્યો હતો. લાહોરથી તેઓ ગુજરાનવાલા શહેરમાં ગયા. ગુજરાંનવાલામાં દિવાન મંગલસિંહની કોઠીમાં મુકામ કર્યો હતો. ત્યાં પણ તેમના સત્સંગના સારૂ રાત દિન ઠઠ જામેલી રહેતી. દિવાનજીનું તો આખુ કુટુંબ તેમની સાથે ખુબ હળીમળી ગયું હતું. તેઓ સ્વામીજીને જવા દેવા રાજી ન હતા. પણ તેમનેયે એક ઉપદેશનો દુહો એવો સંભળાવ્યો કે તેમના મનનું

સમાધાન થયું અને સ્વામીજીને ત્યાંથી જવા માટે રજા આપી. *

ગુજરાનવાલાથી તેઓ રાવલપિંડી ગયા. ત્યાં સુજાનસિંહના બાગમાં ઉતર્યા હતા. સભાઓ અને સમારંભોથી તેઓ છૂટવા માગતા હતા અને તેથી અહીં તેઓ વધારે એકાંત સેવવા લાગ્યા. ઘડીક ઘડીક સજ્જનોના સત્સંગને તે આવકારતા હતા. પણ અહીં પણ એક વ્યાખ્યાન આપવું પડયું. આ વ્યાખ્યાન એટલું તો અસરકારક અને પ્રેરક નિવડયું કે શ્રોતાઓએ સ્વામીજીના જયઘોષ બોલાવ્યાં અને કરતાલ ધ્વનિથી પોતાનો હર્ષાવેશ વ્યક્ત કર્યો. સંમેલનમા પેશાવરની 'સનાતનધર્મ માધ્યમિક શાળા'ના મુખ્ય સંચાલક શ્રી રાયબહાદુર કાશીનન્દ ખત્રી હાજર હતા. તેઓ સ્વામીજીના વ્યાખ્યાનથી એવા તો પ્રભાવિત થઈ ગયા હતા કે તેમની શાળાનો ઉત્સવ જે નજીકમાં જ ઉજવાવાનો હતો, તેમા મુખ્ય મહેમાન તરીકે સ્વામીજીને લઈ જવા તેઓ ઉદ્યુક્ત થયા. આગ્રહપૂર્વક વિનંતી કરી, અને તેમને પોતાની સાથે લઇને જ પેશાવર ગયા.

તે સમય પહેલા વિશ્વયુદ્ધે સળગાવેલી જ્વાલાની ધુંધવાતી રાખ હજી ઊની ઊની હોવાનો સમય હતો. અવરજવરનો જાપ્તો વિગેરે કડક હતાં. એટલે કોઇ ધર્મોપદેશક કે

* આ વખતે એ દુહાના શબ્દો —

"પાની તો બહતા ભલા, કભી ન ગદલા હોય,
સાધુ તો ચલતા ભલા, દાગ ન લાગે કોય."

સંત સંન્યાસી તે તરફ જતા ન હતા. શાળાનો ઉત્સવ બીજે દિવસે ઉજવાયો. તેમાં સામાન્ય જનતા ઉપરાંત મોટા મોટા હોદ્દાવાળા સરકારી કર્મચારીઓ, કલેક્ટર, ગુરખા ફોજના કપ્તાન વિગેરે આવ્યા હતા. ઉત્સવનું કામકાજ પૂરૂં થઈ ગયા પછી ખાસ કરીને સરકારી કર્મચારીઓએ સ્વામીજીને યુદ્ધના બારામાં બે બોલ બોલવા વિનંતી કરી. તેમણે યુદ્ધની ભયંકર વિનાશકતાનો હૃદય દ્રાવક વાણીમાં ખ્યાલ આપ્યો અને તેની સાથે પ્રજાએ સંગઠિત અને બળવાન બનવાની હાકલ એવી જોરદાર શૈલીમાં કરી કે શ્રોતાવર્ગના સમુદાયની પ્રત્યેક વ્યક્તિનું રૂવે રૂંવું ઊભું થઇ ગયું. આખી મેદનીએ એક ચિત્તથી અને સંપૂર્ણ શાંતિથી તેમનું વક્તવ્ય સાંભળ્યું. ફોજી કપ્તાન તો એટલા બધા ખુશ થઈ ગયા કે પોતાની ફોજના સિપાઈઓને પણ આ મહાત્માની વાણી સંભળાવવી જોઇએ એવી મન સાથે ગાંઠ વાળી.

એક અન્ય શ્રદ્ધાળુ વ્યક્તિના આગ્રહથી સ્વામીજી કોહાટ જવા ઉપડયા તો ખરા, પણ ગાડી પાંચ છ સ્ટેશન દૂર ગઇ હશે, ત્યાં એકાએક કેટલાક પોલીસ વાળાઓ ઉપસ્થિત થયા, ગાડીને રોકી. સ્વામીજીની ભાળ કાઢી તેમના હાથમાં એક તાર મૂકયો. એ તાર પેલા ફોજી કપ્તાનનો હતો. સ્વામીજીએ તેમની સાથે જવાનું કબૂલ કર્યું નહીં ત્યાં સુધી લેવા આવેલા પોલીસોએ ગાડી રોકી, સ્વામીજીને સાથે જવા ખૂબ આજીજી કરી, એટલે તેમની અનિચ્છા છતાં પોતાની

મુસાફરીને તેમણે મુલતવી રાખવી પડી અને આવેલા માણસો સાથે પેશાવર તેઓ પાછા ફર્યા ત્યા જઈને જુએ છે તો સુંદર રીતે શણગારએલા એક વિશાળ મંડપની અંદર ફોજી સિપાઈઓનો તથા તેના નાના મોટા સર્વ અમલદાર વર્ગનો મોટો મેળાવડો ભરાયો હતો સ્વામીજી મંડપમા આવતા લશ્કરી શિસ્તથી, લશ્કરી ઢબે તેમનું સન્માન કરવામાં આવ્યુ. આવા સમુદાયની સાથેનો આ તેમનો પહેલવહેલો જ પ્રસંગ હતો, શી રીતે કામ લેવુ તેની વિમાસણમા હતા એટલામા સભાનું કામકાજ તો શરૂ થઈ પણ ગયુ, ફોજી કપ્તાને સ્વામીજીની ઓળખ આપી અને તેઓને શા સારૂ અહીં બોલાવવામા આવ્યા હતા તેનો ખુલાસો કર્યો સ્વામીજીએ તત્કાળ પ્રવચનની શરૂઆત કરી જણાવ્યુ કે સરકારવાળા સૈનિકોએ તે મેળવવાનો કોઈ પણ શાસ્ત્ર કે વ્યવહારનો આશ્રય લેવા જેવો હોય તો તે ગીતા શિવાય બીજા કોઇ પણ પુસ્તકનો નથી

યુદ્ધના રણક્ષેત્રની વચમા, સૈનિકોના શસ્ત્રોના ખણખણાટની વચમા, સ્વયં ભગવાનમુખે આલાપાયેલી શબ્દ સુરાવલીમા એવો તે શો જાદુ સમાયલો હતો કે જે સૂતેલાને જગવે, બેઠનારને ઉભા કરે, ઉભા થનારને ચાલતા કરે અને ચાલનારને દોડાવે ? ગીતાના ઉપદેશનો આ ધનગનાટ સ્વામીજીએ એકત્રિત થએલા સમુદાયના સ્વાભાવિક વ્યવહાર સાથે એવી તો સુસંબંદ્ધિત રીતે ઘટાવી બતલાવ્યો કે સાભળનાર સહુ સ્વામીજીને

વચ્ચે, સાબીત કરી બતાવ્યું હતું કે રામ અને રહીમ જુદા નથી તે નથી જ. આવાં ઉન્નત વિચારોથી ભરેલાં વ્યાખ્યાનો આવા પ્રદેશમાં તો કયાંથી વારંવાર સાંભળવા મળે ? એટલે મુસ્લીમ વર્ગ પણ સ્વામીજી ઉપર આફ્રીન પોકારી ઊઠયો, ઘણા પ્રતિષ્ઠિત મુસલમાનોએ તો તેમના ભક્ત બની જવામાં ગૌરવ માન્યું. આવું વાતાવરણ સરજાવી સ્વામીજીએ કોહાટ છોડયું.

કોહાટથી ફરી તેઓ રાવલપિંડી ગયા. ત્યાં કાશીની "ભારતધર્મ મહામંડળ" નામની એક મહાન સંસ્થાના અગ્રણી સંચાલક પંડિત શ્રી લક્ષ્મીનારાયણજી તેમની ખાસ મુલાકાતે આવ્યા હતા. એ મંડળને સુવ્યવસ્થિત કરવા, સુદૃઢ પાયા ઉપર મૂકવા, સ્વામીજીની સલાહ સૂચનાની તેમને આવશ્યક્તા લાગતી હતી. એટલે તેમને એ મંડળની મુલાકાતે લઈ જવાનો પ્રસ્તાવ તેમની આગળ મૂકયો. કેટલીક વાટાઘાટને અંતે સ્વામીજી કબુલ થયા અને પંડિતજીની સાથે જ તેઓ કાશી ગયા. એ મંડળની કાર્યવાહક સમિતિમા સ્વામીજીને લઈ લેવામાં આવ્યા અને એમના જોડાણથી મંડળના પ્રચારકાર્યમા ઘણો વેગ આવ્યો. એ મહામંડળે ઘડી કાઢેલી યોજના પ્રમાણે સ્વામીજી કાનપુર, લખનૌ, આગ્રા, મેરઠ, દિલ્હી વિગેરે શહેરોમાં ધર્મપ્રચારાર્થે ફરી વળ્યા. ઉત્તર ભારતના ઘણા ખરા પ્રદેશોમાં એ રીતે તેઓ જઈ આવ્યા. પર્યટનો તો સ્વામીજીના નિત્ય કાર્યક્રમની પેઠે થયે જતાં હતાં. પ્રચાર પણ વેગવંતો બનતો જતો હતો. છતાં સ્વામીજીના અંતરને

કંઈક અધૂરૂં અધૂરૂં લાગતું હતું, ગીતાપ્રચારનો એમનો જીવનસંદેશો ભુલાતો તો નહોતો જતો ? એવો પ્રશ્ન તેમનું હૃદય તેમને કરતું હતું.

એ પ્રશ્નમાં તેમને તથ્ય પણ જણાતું હતું. એટલે ઉપરોક્ત પ્રવૃત્તિ તેમણે ચલાવી દીધી અને કાશીપુરી છોડી ફરી પાછા પંજાબ તરફ ચાલી નીકળ્યા. પણ કર્મનો રસ્તો ન્યારો છે, ગહન છે જે કાર્ય તેમના સરખા આશ્રમવાસિયોનું જીવનલક્ષ્ય ગણાય, જે કાર્ય તેમના સ્વભાવમાં ગુંથાઇ ગયું હતુ, તે તેમને એમ સહેલાઇથી છોડે તેમ ક્યાં હતુ ? તે સમયે પતીઆલામા સનાતનધર્મીઓનું એક મહાસંમેલન ભરાવાનું હતું. પતિયાલાનરેશ તેના સભાપતિપદે નિર્યોજાયા હતા. એવી સભામા કોઇ નિસ્પૃહી પ્રભાવશાળી સંત મહાત્મા જેવી વ્યક્તિને વક્તાઓના મચ ઉપર લાવવા સમેલનની નિયોજકો વિચારી રહ્યા હતા તેવામાં જ સ્વામીજીના દિલ્હીઆગમનની તેઓને જાણ થતા તેમને નિમત્રણ પણ મોકલવામાં આવ્યું. સંચાલકોએ તેમના આગળ પોતાની મુશ્કેલીઓ વર્ણવી, અને હાજરી આપવા આગ્રહ કર્યો. સ્વામીજીને તે કબૂલ કર્યા વગર છુટકો ન થયો

સમારંભને દિવસે તેઓ ત્યાં ગયા. તેનો બીજો સઘળો કાર્યક્રમ આટોપાયા પછી ખુદ સભાપતિ પતિઆલા નરેશે સ્વામીજીને કંઇ બોધવાણી સંભળાવવા વિનંતી કરી. તે ઉપરથી એક સુંદર ઉપદેશાત્મક પ્રવચન તેમણે વહેતું મૂક્યુ,

જે સાંભળી સૌના મન પ્રફુલ્લિત થયાં, હૃદયમાં પ્રસન્નતા વ્યાપી, અને જે પૂરું થતા મેદનીએ એટલે અવાજે ગગનભેદી જયનાદ ગજાવ્યો. ખુદ મહારાજાએ પણ સ્વામીજીને પુષ્પ હારથી સંમાન્યા. તે પછી તેમની ખાસ મુલાકાત લઇ ત્યા વધુ વખત રોકાઇ જવા અને આજુબાજુના ગામોમાં પ્રચાર કરી ચેતન પ્રગટાવવા વિનંતી કરી. અને તે અંગેની સર્વ સાધન સગવડો તેમને ચરણે ધરી. સ્વામીજીએ તેનો સ્વીકાર કરી મોગામંડી, ફિરોઝપુર, હોશીયારપુર, ઝેલમ, જગરાંવા, નનકાનાસાહેબ, તરનતારન આદિ નાની મોટી વસ્તીઓના ગામોમાં ફરી લોકોને જાગૃત કર્યા.

આ પૈકી જગરાંવાં ગામ ખાસ નિર્દેશ માગે છે, કારણ, પહેલાં પણ સ્વામીજી ત્યાં ગયા હતા ત્યારે ક્રાંતિકારી, વીર, દેશભક્ત લાલા લાજપતરાયની સાથે તેઓએ પરિચય સાધ્યો હતો, અને આર્ય ધર્મના કેટલાક પ્રાણપ્રશ્નોની તેમની સાથે ચર્ચા કરી હતી. જગરાવા લાલા લાજપતરાયની જન્મભૂમી હોવાથી તેના પ્રત્યેનુ આકર્ષણ સ્વામીજીને વિશેષ હતુ. યુક્ત પ્રાંત અને પંજાબના પ્રવાસમાં આ રીતે લગભગ બે વર્ષ જેટલો લાંબો ગાળો નીકળી ગયો.

વ્યાખ્યાનો, પ્રવચનો, સભાષણો સ્વામીજીએ આજ સુધીમાં અસંખ્ય કર્યાં હતાં, હવે તેમાંથી વિરક્ત થઇ જવાની તેમને ઉત્કટ તાલાવેલી થઇ હતી, અને તેમને સચોટ પણે લાગી ગયું હતું કે જો હવે આ બંધ કરવામાં

નહીં આવે તો જરૂર ગીતા પ્રચારના કાર્યને ધોક્કો પહોચશે. પુષ્કરરાજમાં કરેલો નિશ્ચય, અને લીધેલી પ્રતિજ્ઞા યાદ આવ્યાં. અને ફરી એ વર્ષે, ૧૯૨૦ની સાલમાં, પુનઃ નિર્ણય કર્યો કે હવેથી વ્યાસપીઠ પર બેસી ગીતા વાચન અને તેના શ્લોકોનું નિરૂપણ વ્યાખ્યાનપદ્ધતીથી કરવું–એ સિવાય બીજું વ્યાખ્યાન ન આપવું. સામાન્ય પ્રચારનાં વ્યાખ્યાનોને સ્વામીજીએ આ સાલથી ખરેખરી તિલાંજલી આપી. અને તે પછી ગીતાની કથાપદ્ધતી અપનાવવા પોતાના તમામ પ્રયત્નો તેમણે એકત્રિત કર્યા. તેનો અભ્યાસ તેમણે કેવી રીતે કર્યો, તેની ટેવ તેમણે કેવી રીતે પાડી, તેમા પ્રવીણતા તેમણે કેવી રીતે મેળવી એ બધી હકીકતો તેમના જીવનનું એક રસમય અને રહસ્યમય પ્રકરણ પૂરૂ પાડતી હોવાથી તેનો ઉલ્લેખ અત્રે આવશ્યક લાગે છે.

ભારત ભૂમિના ભૌગોલિક આકારને જીવંત માનવ–મૂર્તિની કલ્પના અર્પીએ તો હિમાલય તેનું મસ્તિષ્ક બને છે સેતુબંધ રામેશ્વર તેના પાદપંકજ બને છે. પૂર્વ-પશ્ચિમના છેડા બાહુયુગલ બને છે. એમ એ કલ્પનાને જેટલી બહલાવવી હોય તેટલી બહલાવી શકાય એમ છે. કોઇ પૂછશે કે તેના એ સ્વરૂપને ઓપાવતી, અજવાળતી ચક્ષુબેલડી કયા ? તો તેનું પણ સ્થાન ચિંતકોએ, કવિઓએ નક્કી કરી રાખેલું છે. અજમેરનુ તીર્થધામ પુષ્કરરાજ અને પંજાબનુ તીર્થધામ કટાસરાજ– એ બન્ને તીર્થધામો ભારત મૈયાની રોશની રેલાવતી નયનબેલડી સમાન લેખાય છે.

"કટાસરાજ" પંજાબ દેશનું અતિ પવિત્ર અને પ્રસિદ્ધ તીર્થધામ છે. ગામડીયા વસ્તીથી સાતેક માઇલ દૂર, આવેલા એક પહાડ ઉપર તે આવેલું છે તેની એક ટેકરીમાથી જળધારા વહે છે. તેનું જળ પાસે કુદરતી રીતે રચાઇ રહેલા કુંડ જેવા એક જળાશયમાં સંગ્રહાય છે. જેનુ ઊંડાણ હજી કોઇએ માપ્યુ નથી. આસપાસ જુનાં ખંડિયેર, મંદિરો છે, જે પાંડવોએ બંધાવેલા હોવાનું માનવામા આવે છે. એ મદિરો પાસે કેટલાક સાધુઓ કાયમને માટે પડાવ નાખીને રહેતા હોય છે મેષ સંક્રાતિ પર પંજાબીઓ આ સ્થળે એક મોટું પુણ્યપર્વ ઉજવે છે.

ગીતાકથા પદ્ધતિને જાહેરમા રજુ કરતા પહેલાં જાતે પોતે તેનો અનુભવ લેવાનો અખતરો કરવાનો સ્વામીજીએ નિશ્ચય કર્યો હતો એ અખતરા માટે આ પ્રદેશ પર સ્વામીજીની પસદગી ઠળી. અખતરો અમલમા મૂકતા તેમને વાર લાગી નહીં. ગીતાનું પુસ્તક લઇને તેના શ્લોકો એક પછી એક મોટેથી વાંચવા, તેના શબ્દાર્થ સમજાવવા, તેનુ વિવરણ કરવુ, ટીકા કરવી, વિગેરે ક્રમ ગીતાકથા વાચનમા તેમણે અપનાવ્યો. નવાઇની વાત એ હતી કે આ પ્રકારની કથાના વક્તા અને શ્રોતા તેઓ પોતે એકલા જ બનતા. કથા કહેનારે પોતે અને સાભળનારે પોતે. વક્તૃત્વ તેમજ અભિનય કળામાં પારંગત બનવા માગતા ઉમેદવારે આવા એકાકી પઠન, વાંચન, ઉચ્ચારણ આદિના નિયમિત અભ્યાસપાઠોનું પુનરાવર્તન રોજબરોજ અમુક અમુક વખતે કરતા રહેવું જ પડે છે. એ કળાઓ

પણ આવી તપસ્યાને અંતે જ સાધ્ય કરી શકાય છે. કોઇ કોઇ વાર યાત્રિઓ આવી ચઢતા ખરા, જેને રસ હોય તે સાંભળવા રોકાય પણ ખરા. પણ કોણ આવે છે, કેટલા આવે છે, જાય છે, કે બેસે છે એ તરફ સ્વામીજીનું લક્ષ જતું ન હતું. પંજાબીઓ ગૃહસ્થી તરીકે દાન કરવામાં ઉદાર લેખાય છે. અન્નવસ્ત્રનું દાન તેમને માટે સહજ ગણાય છે. એટલે જે યાત્રીઓના ટોળાં આવતાં તે સ્વામીજીને અન્નવસ્ત્રની ભેટો ધરી જતાં. જેટલી પોતાને જરૂર પડે તેટલી તે પૈકીની ચીજોનો તેઓ ઉપયોગ કરે, વધે તે એમનીપાસે તે વખતે જે હાજર હોય તેને લઇ જવા કહેતા. આવી રીતના એકાંત અભ્યાસમાં સ્વામીજીએ કેટલાયે મહિનાઓ પસાર કર્યા ! દરમ્યાન એક ચમત્કાર એવો બની ગયો કે જેણે ગીતાપ્રચારના એક તદ્દન નવીન જ નુસખાનું તેમને દર્શન અને ભાન કરાવ્યું. એક દિવસ સ્વામીજી પોતાનું નિત્યનું પારાયણ પૂરું કરી સમાધિસ્થ અવસ્થામા બેઠા હતા. તેવે વખતે એક સૌમ્ય, લાવણ્યમયી અને હાસ્ય વેરતી કોઇ દિવ્યકન્યાનું સ્વરૂપ તેમની તરફ આવતું તેમણે નિહાળ્યું. તે જોઇ તેઓ આનંદસાગરમાં ડુબી ગયા. હર્ષાવેશમાં ને હર્ષાવેશમાં તેમણે પ્રશ્ન કર્યો " આપ કોણ હશો ? "

"ગીતામૂર્તિ." પ્રગટ થએલા સ્વરૂપે ટુંકો ને ટચ જવાબ આપ્યો, જવાબ આપી તે તરત જ અંતર્ધ્યાન થઇ ગયું. સમાધિ અવસ્થાના આવા અનુભવો છેક અકારણ નથી હોતા, હંમેશાં તેઓ ભાવી ઘટનાના સૂચક તરીકે જ

લેખાયાં છે એટલે સમાધિમાંથી જાગૃત થતાં સ્વામીજી ઊંડા વિચારમાં પડી ગયા કે આવી કેઇ ભાવી ઘટનાનું સૂચન હશે? એટલામાં ત્યા સ્વરૂપાનંદજી નામના સ્વામી આવી ચઢયા, સ્વામીજીને તેમણે આ જગ્યાએ આવી અવસ્થામાં વિચારમગ્ન બની ગએલા જોઇને તેનું કારણ પૂછ્યું. જે બન્યું હતું તે સઘળું તેમણે યથાસ્થિત જણાવી દીધું. તે સાંભળી સ્વરૂપાનંદજીએ કહ્યું "આ ઘટનાનું હાર્દ એટલું જ કે ગીતામાતા આપના દ્વારા મૂર્ત સ્વરૂપમાં પ્રગટ થવા માગે છે. જે સ્વરૂપમાં આપે નિરખ્યાં હોય તે સ્વરૂપને મળતી મૂર્તિ ઘડાવો અને ઠેર ઠેર તેની પ્રતિષ્ઠા કરાવો."

સ્વામીજી ચમકી ઉઠયા "હેં! આ તો કંઇ અનોખા પ્રકારનો જ પ્રચાર!" અને આ જવાબદારી કેવી રીતે અદા કરવી તેની યોજનાઓ ઘડવામાં મશગુલ બન્યા.

ત્યાર બાદ થોડા દિવસે કાશીવાળા પંડિત લક્ષ્મીનારાયણ તેમને મળવા આવ્યા હતા, અને કટાસરાજના શિખર ઉપર એક બ્રહ્મચર્યાશ્રમ આવેલો હતો ત્યા રહી ત્યાંના બ્રહ્મચારીઓને તેમના સત્સંગનો લાભ આપવા વિનંતી કરી હતી તે ઉપરથી મેષસંક્રાંતિના પર્વ સુધી સ્વામીજી તે આશ્રમમાં રહ્યા, પર્વને દિવસે પેલા જળાશય આગળ આવ્યા. આ પ્રસંગે તે જગ્યા ઉપર દેશ દેશાંતરોમાંથી અનેક મહાત્માઓ, સાધુ પુરુષો, આવ્યા રોજ સ્હાંજે સહુ એકઠા મળતા, દેશ કાળની

પરિસ્થિતિથી સહુ અંદરો અંદર વાકેફ બનતા હતા, ચર્ચાઓ પણ કરતા હતા, માર્ગસૂચન માંગતા હતા. પ્રસંગાનુસાર ગુજરાત તરફથી આવેલા મહાત્માઓએ ત્યાંની પરિસ્થિતિનું ધ્યાન કરતાં જણાવ્યું કે "એ દેશમાં ભગવાં વસ્ત્રધારીઓનું જેટલું સન્માન સચવાવું જોઈએ તેટલું સચવાતું નથી. દાનની પ્રવૃત્તિમાં પણ ધર્મબાધા અને સ્પર્શાસ્પર્શનો વહેમ આડે આવે છે. કોઈ સમર્થ દંડી સંન્યાસી ત્યાંની જનતામાં સત્ય ધર્મનો પ્રચાર કરતો જોવામાં આવતો નથી, ગીતાના સાર્વત્રિક પ્રચારનો પણ ત્યાં અભાવ જોવામાં આવે છે." ત્યાં ઉપસ્થિત થએલા સાધુસમાજને આ વિચારમા કંઇક તથ્ય જણાવ્યુ, અને સહુએ એકી અવાજે સ્વામી વિદ્યાનંદજીને તે સત્કાર્ય ઉપાડી લેવા વિનંતી કરી. તેઓ સંમત થયા, કટાસરાજથી વિદાય થતા પહેલાં ભેગા થએલા સમુદાયે એક સમારંભ ગોઠવ્યો હતો, જેમાં સ્વામીજીએ ઉપાડેલા કાર્યની સહુએ સફળતા ઇચ્છી હતી. એક વૃદ્ધ મહાત્માએ ખાસ આશીર્વાદ આપ્યા હતા, અને સાથે સાથે સાવધાનીના સૂર પણ સંભળાવતાં યાદ દેવડાવ્યું હતું કે,

तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान् यः स मे प्रियः ॥

આવા સાત્ત્વિક ભાથા સાથે ગુજરાતની પ્રચારયાત્રા માટેનું પ્રયાણ આરંભ્યું. બૃહત્ ગુજરાતના વિશ્વવિખ્યાત અલૌકિક ધામ દ્વારિકાનગરીથી તેની શરૂઆત કરી. કટાસરાજથી સ્વામીજી સીધા દ્વારિકા સીધાવ્યા. દ્વારિકામાં જતા

રસ્તામા જામનગર આવે છે. ત્યાં હાથીભાઇ શાસ્ત્રી નામના એક પ્રખર ગુજરાતી વિદ્વાન પંડીત રહેતા હતા. રાજ-ધરાણામા પણ તેમની પ્રતિષ્ઠા ઊંચી હતી, કાશીના હિંદુ વિશ્વવિદ્યાલયમાં કેટલોક કાળ તેઓ વેદાન્તદર્શનના અધ્યાપક તરીકે રહ્યા હતા. સંયોગવશાત્ સ્વામીજીને તેમને ઘેર જ ઉતરવાનું થયું હતું. ત્યાં તેમનું યથોચિત આતિથ્ય સન્માન કરવામાં આવ્યું હતું.

જામનગરથી તેઓ દ્વારકા ગયા, ગોમતીજીમાં સ્નાન કરી ગદ્ગદ્કંઠે પ્રભુને પ્રાર્થવા લાગ્યા, "હે ભગવન્! આપે સ્વમુખે ગાએલી ગીતાને પ્રકાશ અને પ્રચાર કરવા મને આજ્ઞા થએલી છે. મહાભારતના યુદ્ધમાં આપે અર્જુનની પાસે ખડા રહીને જે રીતે તેને વિજય અપાવ્યો હતો તે રીતે મારા આ મહાભારતકાર્યમા મારી પડખે રહીને તેને સફળતાપૂર્વક પરિપૂર્ણ કરવાની મારામાં શક્તિને સંચાર કેલાવજો."

"સંપૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધાના બળે આગળ ધપો. સહુ સારાં વાનાં થશે" ભગવાન્ જવાબ દેતા સંભળાયા. સ્વામીજીનું હૃદય પ્રફુલ્લિત થયું.

દ્વારકાથી તેઓ બેટ દ્વારકા ગયા. આ ભગવાનના ધામમાં તેમને એક અજબ અનુભવ થયો. રોજની પ્રવાસમય જીંદગીમાં સામાન્ય માણસને પણ ખાવા પીવા, સુવા બેસવા, ઉઠવા ફરવા આદિનો નિયમ સાચવવો મુશ્કેલ જણાય છે, તેમાં વળી આતો સંન્યાસી પ્રવાસી! ખાવા

મળે તો મળે અને ન પણ મળે. છાપરાવાળી સુવાની જગ્યા મળે તો મળે અને ન પણ મળે. પણ આ બધી પ્રતિકૂળતાઓથી તે લોકો ટેવાઇ જ ગએલા હોય છે, એટલે તેનાથી તેઓ અકળાતા નથી, મુંઝાતા નથી, ઉદ્વેગ પામતા નથી. સ્વામીજીને આ ઠેકાણે આવા જ કંઇ પ્રસંગનો અનુભવ કરવો પડયો. નિત્ય, નૈમિત્તિક સ્નાન, સંધ્યા, પૂજા, દર્શન, ભજન આદિ ક્રિયાઓથી પરવારી રાત્રે શંખતળાવ ઉપર આરામ લઈ રહ્યા હતા આખા દિવસમા કંઇ જ ભિક્ષા મળી ન હતી, મેળવવા પ્રયાસ પણ કર્યો ન હતો. બીજા દિવસનુ સ્હવાર પડયુ. સ્વામીજી ન્હાઇ ધોઇ પરવારી ભગવાનનાં દર્શન કરી એક ચણુતરા ઉપર બેઠા હતા. એટલામા એક ભક્તજન હાથમાં મૂળાનો ઝુડો લઇને ત્યાંથી પસાર થતો હતો. તેણે મૂળાની એક ઝુડી સ્વામીજીને આપી મૂળા તો મળ્યા પણ મૂળા મળતાં સ્વામીજીને મીઠાની ઇચ્છા થઇ. મીઠાની ત્યા શી ખોટ ? સ્હામે જ દુકાનમા મીઠાનો ઢગ ખડકયો હતો. ત્યા જઇ દુકાનદારની પાસે ચપટી મીઠુ માગ્યું. તેણે કહ્યુ "પડી સ્હવાર ! આવ્યા જાણે મોટો અંચળો ઓઢી ભીખ માગવા ! ! જાઓ, જાઓ, તમારા જેવા તો કંઇક સાધુઓ દિવસભર આજ ધધો કર્યા કરે છે અને હેરાન હેરાન કરી મૂકે છે !"

સ્વામીજી ત્યાથી સહજ જ હટી ગયા. આ જાકારામા ન તો તેમણે અપમાન જોયુ, ન તો તિરસ્કાર જોયો. તેમણે તેમા જોઇ દયાજનક સ્વાર્થસાધુતા—દુકાનદારની

તેમણે દયા ખાધી. મીઠા વગર તેમણે ચલાવી લીધું અને હાથમાં જે મૂળા હતા તે ખાઈ સંતોષ અનુભવ્યો. આ અનુભવ ઉપરથી સ્વામીજીને હસવું આવ્યું અને તાત્વિક સાર એવો ખેંચ્યો કે સંસારમાં પ્રાણિમાત્રના દુઃખોનું મૂળ જો જોવું હોય તો તેની ઇચ્છા—કામના—ની વૃદ્ધિમાં જ તે જોવા મળે છે. ઇચ્છાની અતિશયતા જ દુ ખોનું ગાઠ ઉગાટે છે.

અહીંથી તેમને કચ્છ દેશ તરફ જવાનો વિચાર થયો. સાધારણ રીતે દ્વારકાથી કચ્છ જવા માટે અઠવાડીયામાં એક જ દિવસ વહાણ ઉપડતું હતું. એટલે આમ તો તેમને સાત દિવસ ત્યાં રોકાઈ રહેવું પડત. પણ બન્યું એવું કે કચ્છના દિવાન માંડવી જવાના હતા, તેમને માટે એક વહાણ તૈયાર ઊભું જ હતું. સ્વામીજી આ બધી પૂછપરછ કરી રહ્યા હતા એટલામાં જ દિવાન સાહેબ તેમના પરિવાર સાથે તે તરફ આવતા દેખાયા. સ્વામીજી ચોલ્યા, શ્રીપરીવારે - તેમને પ્રણામ કર્યા. સ્વામીજીએ કચ્છ જવાની પોતાની ઇચ્છા દિવાન સાહેબને જણાવી. અનાયાસે મળેલા સત્પુરૂષના સત્સંગને કોણ ઉવેખે? એટલે તેમને તરત વહાણમાં જવા મળી ગઇ. વહાણમાં પોતાના નિયમ પ્રમાણે તેમણે તો ગીતાનું પારાયણ ચલાવ્યું. દિવાન સાહેબ વગેરેને તેમાં રસ પડયો.

"અર્થ અને વિવરણ સાથે શ્લોકો સમજાવતા જાઓ ?" દિવાન સાહેબ અને તેમના પરિવારે ટહેયું.

"હું શું જાણું આપને આ સહુ ગમતું હશે? હું તો તે પ્રમાણે કરવા ખુશી જ છું." સ્વામીજીએ વળતો જવાબ વાળ્યો.

એટલે વહાણમાં જ ગીતાજીની કથા કહેવા માંડી. તે સાંભળી સહુ ખુશ જ થયા. દિવાન સાહેબને માંડવી ઉતરવાનું હતું. તેમણે ખૂબ આગ્રહ કરીને સ્વામીજીને પણ સાથે લીધા, અને તેમની ભક્તિપૂર્વક મહેમાનગીરી કરી. ભોજન સમયે ચાંદીના તાટ અને ચાંદીની વાડકીઓમાં સ્વાદિષ્ટ અને ઊંચા પ્રકારના ભોજનના વિધવિધ પદાર્થો જોવામાં આવ્યા. નજર તળે સહુ પેખી લીધા. આ બધુ જોઇ સ્વામીજીને હસવું આવ્યુ. સાથે બેઠેલા સહુએ હસવાનું કારણ પૂછ્યું. "એવી ખાધાની વાત કયાં સંભારવી?" એમ વિચારી તેમણે વાત ઉડાડવા પ્રયત્ન કર્યો. પણ બધાનો આગ્રહ થતાં તેમને જણાવવું પડયું "આ પેલા ઉપરવાળાની લીલાનો કેમ પાર પામવો? ગઇ કાલે એટ દ્વારકામાં મૂળા સાથે મીઠું પણ ખાવા માગતાં છતાં ન મળી શકયું. આજે ત્યારે પકવાનની થાળો પીરસાઇને સ્હામે પડી છે! બોલો હસવું ન આવે?" આ પ્રસંગ ઉપરથી "सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ" વાળા શ્લોકનું હાર્દ પણ તેમણે સમજાવ્યું.

માંડવીથી સ્વામીજી ભુજ પહોંચ્યા. ફરી કચ્છથી ગયાં વડોદરા,–વડોદરાથી માલસર ગયા. ત્યાં અંગારેશ્વર નામનું એક પ્રસિદ્ધ પ્રાચીન શિવમંદિર છે. તેના મહંત મોહન-

મુરીજી યોગશાસ્ત્રના પ્રખર જ્ઞાતા હતા, યોગદર્શનના ખરેખરા દૃષ્ટા હતા, ઉચ્ચ પ્રકારની સાધન સંપત્તિવાળા હતા. તેમની પાસે મોટા મોટા અમલદારો અને વિદ્વાનો આવતા. વિદેશની વિદ્યાકુળામાં પારંગત થઇ આવેલા, ત્યાંના સંસ્કાર ઝીલી આવેલા કેટલાક આંગ્લપ્રેમી સજ્જનો પણ તેમની પાસે શાંતિ મેળવવા જતા. અરવિંદ ઘોષ સમા મહાજ્ઞાની ક્રાંતિકારી તપસ્વી પણ તેમની સાથે યોગ-વિષયક ચર્ચા કરવા, તેનાં રહસ્યો સમજવા, સાધનો સંપાડવા ઘણું ખરૂં જતા હતા. સ્વામીજીએ પણ એવા મહાત્માનો સત્સંગ સાધ્યો. મહંતજી તેમને આવા વાર્તાલાપના પ્રસંગો સંભળાવતા હતા. તેમની સાથે સ્વામીજી અનસૂયા, વ્યાસ, શુકદેવ, ગંગનાથ, ચાણોદ, કરનાળી વિગેરે ક્ષેત્રોમાં ફરી આવ્યા. કરનાળીમાં તેમને ડભોઇનું આમંત્રણ મળ્યું. ડભોઇના મહાજનોએ દશાલાડની વાડીમાં રેવાશંકર નામના એક સારા ભજન ગાઇ શકનાર ભજનિકનાં ભજનોનો સાત દિવસનો કાર્યક્રમ રાખ્યો હતો. તેમાં રેવાશંકરે જાતે મોકલેલાં નિમંત્રણથી સ્વામીજી ત્યાં ગયા હતા. ભજનોની સાથે સાથે ત્રણ દિવસ "કૃષ્ણ ચરિત્ર" ઉપર તેમનાં વ્યાખ્યાનો પણ થયાં હતાં.

ડભોઇથી વડોદરે થઇ દક્ષિણના પ્રદેશમાં તેઓ ગયા. ત્યાં હતા તે દરમ્યાન વળી પાછું ડભોઇનું ખૂબ આગ્રહભર્યું આમંત્રણ આવ્યું. અધિક શ્રાવણ માસમાં લોકોને તેમની કથાવાર્તાનો આશીર્વાદ લેવો હતો. એટલે પાછા ડભોઇ આવ્યા. વૈધનાથ મહાદેવની પાસે શેઠ ચુનીલાલ ગીરધર-

ત્સાહના બંગલામાં મુકામ રખાયો હતો. પટેલ મહોલ્લામાં રોજ બબ્બે બબ્બે ત્રણ ત્રણ કલાક તેમની કથા થતી. ગીતાના ૧૫ મા તથા ૧૬ મા અધ્યાયની કથાનો તેમણે ત્યાં આરંભ કર્યો હતો. ખરેખર આજ અરસામાં મુંબાઈમાં લોકમાન્ય તિલકનો સ્વર્ગવાસ થયો. એ વ્યક્તિ કંઈ જેવી તેવી સમર્થ હતી ? દેશદાઝની ખાતર, દેશની સેવામાં પોતાનું સર્વસ્વ હોમી દઇ, શાસનકર્તાઓ સ્હામે નીડરપણે ઉન્નત મસ્તકે પ્રજાસમસ્તને સ્વશાસનનો મંત્ર પઢાવી તેની ક્રાંતિકારક ઘોષણા કરતાં જેણે શીખવાડયુ, તે વ્યક્તિ વિલય પામતાં દેશ આખો ધ્રુજી ઊઠયો. ડભોઈ તેમના શોકથી અપવાદ રહી શકે એમ ન હતું. ત્યાંની જનતાએ ઝડપથી એક મોટી શોકસભા ભરી. સ્વામીજીને પ્રમુખપદે બેસાડ્યા. સ્વામીજી જ્યારે દક્ષિણ બરારમાં હતા ત્યારે માનભાઉ પંથ અને સંન્યાસીઓની વચ્ચે કેટલાક વખતથી વિખવાદ ચાલ્યા કરતો હતો. તે બાબતમાં લોકમાન્ય તિલકની સાથે અકોલામાં સ્વામીજીએ આઠ દિવસ રહી તે પ્રશ્નના તડજોડ સારુ સખ્ત જહેમત ઉઠાવી હતી, ત્યારથી લોકમાન્ય તિલકનો તેમને અંગત પરિચય થયો હતો. ડભોઇની સભામાં તેમણે લોકમાન્ય તિલકની યાદને અંજલી અર્પતાં જણાવ્યું કે "લોકમાન્ય તિલક ખરેખર ભારત માતાના લલાટ ઉપરના તિલક સમાન જ હતા. ધાર્મિક તેમજ રાજનૈતિક નેતા થવા માટે તેમનામાં સંપૂર્ણ લાયકાત હતી. તેમનો ત્યાગ અને નિઃસ્વાર્થ સેવા શ્રેષ્ઠ હતા. ગીતા ઉપર "ગીતારહસ્ય" લખીને તેમણે પોતાની કીર્તિ અમર

"સાબરમતીના તીરે, આશ્રમ બાંધ્યા ફકીરે,
સ્વરાજ લેવા કારણે........વિગેરે વિગેરે."

ગીત તેમને ગમ્યું એટલે તેમણે બ્હેનોને પૂછ્યું "આપ કોણ છો? ક્યાંથી આવો છો?"

"મહાત્મા ગાંધીના આશ્રમમાંથી અમે આવીએ છીએ. અમારી પાસે પેલાં જે છે તે મહાત્મા ગાંધીના ધર્મપત્ની છે" બ્હેનોએ ઓળખાણ આપ્યું. સ્હામેથી જ સૌ. કસ્તુરબાએ આવી સ્વામીજીને પ્રણામ કર્યાં અને કોક દિવસ સત્યાગ્રહ આશ્રમ જોવા આવવા આમંત્રણ આપ્યું.

થોડા દિવસ પછી જ સ્વામીજી અમદાવાદ ગયા, ભીમનાથમાં ઉતર્યા હતા, ખાસ આશ્રમ જોવાને જ આવ્યા હતા એટલે ત્યાં જઇ બધે ફરી નિરીક્ષણ કર્યું. આશ્રમ તે વખતે માત્ર ઝુંપડાંઓના રૂપમાં જ હતો. તે જોઇ સ્વામીજી ખુબ ખુશ થયા. મહાત્મા ગાંધીજી પણ ત્યાં મળ્યા, દરરોજ તેમની સાથે જેલરોડ પર બન્નેએ એકલાએ ફરવા જવાનું નક્કી કરવામાં આવ્યું. રસ્તામાં અનેક પ્રકારની વાતો થતી, એક દિવસ ફરતે ફરતે આશ્રમની સહભોજનની પ્રથા વિષે સ્વામીજીએ ચર્ચા છેડી. મહાત્માજીએ સમાધાનકારક ઉત્તર આપ્યો "આશ્રમમાં તેના સંબંધમાં બે રીતની વ્યવસ્થા રાખવામાં આવેલી છે. જે પરિવારિક જીવન ગાળવાની ઇચ્છા રાખતા હોય તેમને સારૂ સર્વની સાથે, અગર સર્વેના હાથનું, ભોજન કરવાનું બંધન છે. બીજા જેઓ એક પરિવારના હંગથી

રહેવાનું ઇચ્છતા ન હોય તેમને ખાનપાનની સ્વતંત્રતા છે. હવે રહી લોકોના અભિપ્રાયોની વાત, અને એમાં તો સંસારનો એ કાયદો જ છે કે કોઇ સારૂં યે કહે અને કોઇ ખોટું યે કહે." એક વખત આશ્રમમાં સૌ. નંદુ બા, સૌ. સરલા બ્હેન, સૌ. અનસુયા બ્હેન આદિ કેટલીક વિદુષી સન્નારીઓ રેંટિયો કાંતતી બેઠી હતી. તે અરસામાં સ્વામીજી ત્યાં જઇ પહોંચ્યા, કાંતવાનું કાર્ય સમાપ્ત કરી ખાદીની ચર્ચામાં સહુ ઉતરી પડયા. ગાંધીજીએ સ્વામીજી સ્હામું જોઇ ટકોર કરી "નંદુ બ્હેન, સરલા બ્હેન, આપણે હજી ઘણી મોટી વસ્તીને ખાદીઘેલી કરવાની બાકી છે. સાધુઓ અને સંતો જાતે એને અપનાવે અને પોતાના ભક્ત મંડળને પણ તેમ કરવા પ્રેરે તો આપણું કામ કેટલું બધું હલકું થઈ જાય? નહીં વારૂ?"

"જરૂર," સહુએ સંમતિ આપી. અમદાવાદથી સ્વામીજી પાછા આણંદ આવ્યા, આણંદમાં વડોદરેથી શ્રી પંચ મહા નિર્વાણી અખાડાના મહંતોનું એક પ્રતિનિધિ મંડળ તેમને વડોદરે લઈ જવા સારૂ આવ્યું હતું. તેમના આમંત્રણને માન આપી સ્વામીજી વડોદરે આવ્યા, વડોદરામાં મહાનિર્વાણી અખાડાનો જ્યાં મુકામ હતો ત્યાં પંટેશ્વ મહાદેવની જગ્યામાં તેઓ રહ્યા. ત્યાં ખાસેરાવ જાધવ અને પોલિસકમીશ્નર ઘાટગે સાથે તેઓ વિશેષ પરિચયમાં આવ્યા. સ્વામીજીની કથાને માટે તારકેશ્વરમાં સરકાર તરફે ખાસેરાવજીએ પ્રબંધ કરાવ્યો, બીછાયત, વિજળીના દીવા, પંખા આદિની સગવડ રાખવામાં આવી હતી.

ભાદરવા વદ પડવાના દિવસથી તારકેશ્વરમાં સ્વામીજીનુ ગીતાપ્રવચન આરંભાયું. શરૂઆતમાં તો પાંચ, સાત શ્રોતાઓ જ ભેગા થતા હતા, અને તેઓ અખાડાના મહંતો વિગેરે મળીને થતા તે. ધીમે ધીમે સંખ્યા વધતી ગઇ, તે એટલે સુધી કે ઘણા શ્રોતાઓને જગા ન મળવાથી પાછા જવું પડતું હતું, કથા શરૂ કરવાનો વખત છ વાગ્યાનો હોય તો માણસ ભરાવા માંડતું ચાર વાગ્યાથી.

એક દિવસ શ્રીમંત સયાજીરાવ મહારાજા, કે જેમની કીર્તિ દિગન્તમાં વ્યાપેલી હતી, અને જેઓ અમેરિકા જેવા દેશમાં ભરાયલી પ્રથમ વિશ્વધર્મ પરિષદના પ્રમુખ તરીકે બીરાજી ચૂકયા હતા, અને જેઓ એક મહાન રાજનીતિજ્ઞ અને વિચક્ષણ રાજવી તરીકે પંકાઇ ચૂકયા હતા તેઓ, પોતે કથા સાભળવા આવ્યા હતા. તે દિવસે રાજ્યના અધિકારીઓની, તથા શહેરના પ્રતિષ્ઠિત નાગરિકોની એટલી તો ઠઠ જામી હતી કે રોજના નિયમિત સાંભળનારાઓને ખૂબ દૂર બેસીને કે ઊભા રહીને કથા સાંભળવી પડી હતી. જતી વખતે મહારાજાએ ઘાટગે સાહેબને આ પ્રસંગ યોજવા બદલ સંતોષ બતાવી ધન્યવાદ આપ્યો હતો. તે પછી એક દિવસ રાજમહેલમાં સમગ્ર રાજકુટુંબની સમક્ષ સ્વામીજીની કથા થઇ. એક દિવસ વળી શહેરમાં વડોદરા રાજ્યના દિવાન સર મનુભાઇના અધ્યક્ષપણા નીચે એક સાર્વજનિક વ્યાખ્યાન થયું હતું. ઉપસંહારમાં સભાપતિ તરીકે સર મનુભાઇએ જણાવ્યું હતું કે "સ્વામીજીની અપ્રતિહત ધારાપ્રવાહી વાણીથી નીકળતા ગીતાવિધુષ

પ્રવાહથી જનતા શુદ્ધ થશે એમાં જરાયે સંદેહ નથી. તેમની ભયકંપઆદિથી રહિત ઓજસ્વી વાણીથી જનતાની નિમ્નગામી મનોવૃત્તિઓ ઉચ્ચ કક્ષામાં આવતી જશે. નિર્માનમોહા જિતસંગદોષા મહાપુરુષ જ લોકકલ્યાણ કરવામાં સમર્થ થાય છે, આપણે સર્વ સ્વામીજી મહારાજના ચિરકૃતજ્ઞ છીએ. તેમને અમારી પ્રાર્થના છે કે તેઓ આ પ્રકારનો ગીતા પ્રચાર અખંડિત રીતે ચાલુ રાખે."

સયાજીરાવ જેવા બહુશ્રુત, વિચક્ષણ મહારાજ ! વડોદરા જેવું સુધરેલું સંસ્કારી રાજ્ય ! એ રાજ્યના વડામંત્રી મુખેથી ઉચ્ચારાયલા આ શબ્દો કેટલા વજનદાર છે ? સ્વામીજીએ વડોદરાની જનતા ઉપર કેટલો પ્રભાવ પાડયો હતો તેનો એ પ્રત્યક્ષ પુરાવો પુરો પાડે છે. ત્યાંથી પછી સ્વામીજી સંખેડે ગયા, સંખેડાના વૈષ્ણવોમાં પણ એ માન્યતા ઘર કરી બેઠી હતી કે સંન્યાસી ને વળી કથાકારના સ્વાંગ શા ? તેમની કથા સાંભળવામાં પાપ મનાતું. આવા વાતાવરણમાં ન જવા કેટલાકોએ તેમને વિનવ્યું. પણ સ્વામીજી તો ગીતામાતાની શક્તિ ઉપર નિર્ભર રહેવા માગતા હતા. જેની શક્તિએ વિધર્મીઓને ડોલાવ્યા હતા તે સ્વધર્મીઓને રહેવા દેશે ? એની ખૂબીઓ એમને સમજાશે એટલે આપોઆપ તે સહુ ઢળી પડશે. એ શ્રદ્ધાના બળે તેઓ ગયા અને ખુદ દશાલાડ વૈષ્ણવોની વાડીમાં પંદર દીવસ લાગલગટ ગીતાકથાની રમઝટ જામી. કથા સાંભળ્યા પછી વૈષ્ણવોના બીજા દ્વારકાધીશના મંદિરમાં પણ ગીતાનું પારાયણ બેસાડાયું.

સંખેડેથી સ્વામીજીએ પાછા વડોદરે આવી પૂર્વવત કથા કહેવાનું ચાલુ રાખ્યું, ગુજરાતમાં હવે સ્વામીજીની પ્રતિષ્ઠા ચારેકોર પથરાવા લાગી હતી. એકલા ધાર્મિક કાર્યમાં જ સ્વામીજીનો સાથ શોધાતો હોય તેવું રહ્યું ન હતું. રાજનૈતિક અને સામાજીક ઘડતરના કાર્યક્રમમાં પણ તેમની સલાહ સૂચના, તેમની પ્રેરણા અને તેમના આશીર્વાદ અણમોલ ગણાતા. વીરસદના પટેલ ઉમેદભાઈ ડાહ્યાભાઈ સ્વામીજીના એવા ચુસ્ત અનુયાયી હતા કે પોતાના ગામમાં તેમના નામાભિધાનવાળુ એક સંન્યાસાશ્રમ બંધાવવાની સદિચ્છા તેઓ સેવી રહ્યા હતા, અને તેના બાંધકામનું ખાતમુહૂર્ત સ્વામીજીના હાથે જ કરાવવાની તેમની આકાંક્ષા હતી. તદુપરાંત, તે જ ગામના શ્રી ભાઈલાલભાઈ અમીન (એલેમ્બિક કેમીકલ વર્કસવાળા) ત્યાં કન્યાશાળા બંધાવી રહ્યા હતા, તેનો પાયો પણ સ્વામીજીને હાથે જ નખાવવાની તેમની ધારણા હતી. એટલે તેઓ બન્ને તેમને આમંત્રણ આપવા વડોદરે આવ્યા હતા અને સ્વામીજીને પોતાની સાથે જ વીરસદ લઈ ગયા હતા

ત્યાં બન્ને ઠેકાણે હાજરી આપી સ્વામીજી સીધા કાશી ઉપડી ગયા. સતત કાર્યક્રમના બોજામાંથી એકાંત શોધવા, આરામ મેળવવા, પ્રભુનું વધુ એકાગ્રમય ચિત્તે ચિંતન કરવા દૂર જતા રહ્યા હતા. પણ ત્યાંયે સંખ્યાબંધ ટપાલના થોકડે થોકડા તેમની સન્મુખ હાજર જ રહેતા, વડોદરા તેમાં અગ્રસ્થાને હતું. સ્વામીજીને લાગ્યું કે આને અવગણ્યે નહીં ચાલે, એટલે તેઓ કાશીથી

વડોદરે આવી પહોંચ્યા. વડોદરામાં આ વખતે શ્રીમદ્ ભાગવતની કથા કહેવાનો સ્વામીજીએ નિર્ણય કર્યો હતો જે અનુચિત ન હતો. કારણ ભાગવત પરમહંસોની સંહિતા જ ગણાય છે. શરૂઆત ભાગવતના ૧૧ મા સ્કંધના ૨૦ મા અધ્યાયના ૩૦ મા શ્લોકથી કરી. એ શ્લોક ઉપર એક આખું વ્યાખ્યાન કર્યું. તે પછી વ્રજલીલાની કથા કહી.

"भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः।
क्षीयन्ते चास्य कर्माणि मयि दृष्टेऽखिलात्मनि ॥"

વડોદરામાં આ વખતે એક પ્રશ્ન ખૂબ ચર્ચાઈ રહ્યો હતો. શારદાપીઠના શંકરાચાર્યની ગાદી ખાલી પડી હતી. તેના યોગ્ય વારસ માટેનાં આંદોલનો હિલોળે ચઢયાં હતાં. દ્વારકામાં એ પીઠ આવેલી હોઇ તે વડોદરા રાજ્યના અંકુશ તળે હતી. એટલે વડોદરાના નાગરિકોને તત્સંબંધી અભિપ્રાય દર્શાવવાની છૂટ હતી. સ્વામીશ્રી વિદ્યાનન્દજી તેમની વચમાં જ ઘૂમી રહ્યા હતા. એટલે આ ભાગવતની કથા ચાલતી હતી તે દરમ્યાન વડોદરા રાજ્યના રાજપંડિત બદ્રીનાથ શાસ્ત્રી, પોલિસ કમીશનર ઘાટગે, નગરશેઠ મગનભાઇ હરિભક્તિ, મહાનિર્વાણી અખાડાના મહંત શ્રી મોહનપુરીજી વિગેરે સજ્જનોએ ભેગા થઈ પ્રતિનિધિ મંડળના રૂપમાં સ્વામીજીની આગળ ઉપસ્થિત થઇ પ્રાર્થના કરી કે તેઓ દ્વારકા ધામની શ્રી શંકરાચાર્ય–પ્રતિષ્ઠિત શારદાપીઠની ખાલી પડેલી ગાદી સ્વીકારવા સંમત થાય. સ્વામીજીએ નમ્રપણે પણ સચોટતાપૂર્વક ઉત્તર દીધો "સજ્જનો, આપની વાત છે તો ઘણી સારી. પણ મારી

પ્રકૃતિ કે પ્રવૃત્તિને તે અનુકૂળ જણાતી નથી. એ ગાદીનાં છત્ર, ચામર અને છડી મને બંધનમાં જકડી તો નહીં લે? મારે જોઈએ છે નરી અને નકરી સ્વતંત્રતા. વળી, શ્રી શંકરાચાર્યનું કાર્ય જ હું કરી રહ્યો છું ને? એ પદ-ગ્રહણની મને લેશ પણ ઇચ્છા નથી." આ ઘુંધવાતા પ્રશ્ન ઉપર આ રીતે તેમણે પડદો પાડી દીધો.

સ્વામીજીની ભાગવતની કથાએ વડોદરાની જનતા ઉપર જાદુ કર્યું હતું; એમ કહીએ તો ચાલે. કારણ તે સાંભળ્યા પછી અનેક ભક્તોએ ભેગા થઇ સ્વામીજી આગળ પ્રસ્તાવ રજુ કર્યો કે "ભાગવતની કથામાં પ્રભુના ગોપો સાથે રહેવાનું તથા તેમની સાથે વ્રજભૂમિમાં ભ્રમણ કરવાનું મહાત્મ્ય વિશેષ પ્રમાણમાં વર્ણવવામાં આવ્યું છે. અમને તેનું અનુકરણ કરવાની તાલાવેલી લાગી છે. તો આપ આપના ભક્તોનો એક સંઘ કાઢી ડાકોર ન લઇ જાઓ? અમારે મન એ જ વ્રજચોરાસીની લીલા થશે." કેટલોક વિચાર કર્યા બાદ સ્વામીજીએ એ પ્રસ્તાવને સ્વીકારી લીધો. કેવી રીતે જવું તેની યોજના નક્કી કરવામાં આવી. પુરુષોએ સંઘના રૂપમાં પગપાળા જવું, સ્ત્રીઓએ રેલ્વેમાર્ગે જવું. સામાન લઇ જવા સારૂ સાથે બે બળદગાડાં રાખવાં ન્હાના મોટા આશરે પાંચસો ભાવિક ભક્તો તૈયાર થયા.

નક્કી કરેલા દિવસે આ સંઘે સ્હવારના છ વાગે તુલસીવાડીથી પ્રસ્થાન કર્યું. તે વખતનું એ જગ્યા ઉપરનું દૃશ્ય જાણે આ દુનીયામાંનું જ ન હોય એવું સ્વર્ગીય વાતાવરણ

ફેલાવી રહ્યું હતું. કુમકુમના તિલક, પુષ્પોનો પમરાટ, ધૂપ અર્ચનાદિનો મઘમઘાટ, આરતીનો ઝગઝગાટ અને તેની સાથે તાલમાં બજી રહેલી ઘંટડીઓ, મંજીરાં, કિરતાલના મધુર રણકારભર્યો કલરવ, ભગવાનની આરાધનાની મસ્તી. એવા વાતાવરણની વચ્ચે સંઘનો નાયક પ્રસ્થાનનું પહેલું પગલું ભરે છે. અને જયઘોષનો જે એક ગગનભેદી અવાજ નીકળે છે તેનાથી સારૂ બ્રહ્માંડ જાગી જાય છે. સંઘે તેમની પાછળ ચાલવા માંડયું. મોખરે બેન્ડના સુંદર સરોદો છેડાઈ રહ્યા હતા. "શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે"ના મંત્રોચ્ચાર ઉચ્ચારાયે જતા હતા. વચમાં વચમાં રણછોડરાય, ગીતામાતા, સ્વામીજી મહારાજના જયઘોષ બોલાવાયે જતા હતા.

એમ કરતે કરતે દસ વાગે સંઘ સેખડા ગામે આવી પહોંચ્યો. એ ગામની ભજનમંડળી તેમજ ગામના સંભાવિત સદ્‌ગૃહસ્થો ગામની ભાગોળે વાજતે ગાજતે તેનું સ્વાગત કરવા ઉપસ્થિત થયા હતા. ગામના લોકોએ તેમના મનોરથ પ્રમાણે તેની આગતાસ્વાગતા કરી હતી. વિશાળ મંદિરમાં તેનું વિશ્રામ સ્થાન રાખવામાં આવ્યું હતું. સ્વામીજીએ ત્યાં ગીતા ઉપર એક પ્રવચન કર્યું હતું. બાદ બન્ને તરફથી ભજનકીર્તનોની ધૂન જામી પડી હતી. ત્યાંથી સંઘ ભાદરવા ગામે પહોંચ્યો. ગામ ઠકરાતી હોવાથી સંઘનો સત્કાર સુંદર રીતે થયો હતો. રાત્રે સ્વામીજીનું ગીતાપ્રવચન થયુ હતું. ગુજરાતમાં મહી નદીની ખીણના વિસ્તારની વસ્તીના સંસ્કાર અને સંસ્કૃતિને અલગ સ્થાન છે જ. તેનો ખડબચડો અને બહારટેકરાવાળો પ્રદેશ ત્યાંની

વસતી પ્રજામાં પણ કંઇક એવા જ ગુણો વિકસાવે છે. ત્યાંનું પ્રકૃતિસૌન્દર્ય વન્ય અને ખરછટ હોવા છતાં ઓછું પ્રેક્ષણીય નથી. પ્રાતઃકાળમાં સાગરને નામે ઓળખાતી એ મહી નદીમાં સ્નાન કરી સંઘે આગળ ચાલવા માંડયુ. બપોરના બાર વાગે તે ઓડ ગામે પહોંચ્યો. ત્યાં આણંદના ભક્તોએ સંઘ માટે વિશ્રામ આદિની વ્યવસ્થા કરી હતી. ત્યાં પણ સ્વામીજીએ ગીતાપ્રવચન કર્યું હતું. તે પછી ભજનકીર્તનો કરવામાં આવ્યાં હતાં. આ પ્રવચન અને ભજનકીર્તનના કાર્યક્રમને લીધે સંઘ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાંના લોકોને તે ખૂબ પ્રિય થઇ પડ્યો. ગામેગામથી લોકો તેમાં જોડાતા જતા હતા. સંઘની ઇચ્છા થતી તો રસ્તામા કે જંગલમાં જ્યાં એકાદ ગાઢી છાયાવાળું વૃક્ષ આવતું ત્યાં બેસી સ્વામીજી ભાગવતનો કથા પ્રસંગ પણ ચલાવતા હતા. રાત્રી ઓડ ગામે પસાર કરી સંઘ બીજે દિવસે મ્હવારે નીકળ્યો, આઠેક વાગે ઉમરેઠ પહોંચ્યો ત્યાં એકાદ કલાક રોકાઇ, ગામને ગીતાપ્રવચનનો લાભ આપી, તે જ દિવસે બપોરે બારેક વાગે તે ડાકોર પહોંચી ગયો.

ડાકોર પહોંચતા સુધીમાં તો સંઘનું કદ બમણું થઈ ગયું હતું. હજાર ઉપરાંત યાત્રિકો ભેગા થઇ ગયા હતા. ડાકોરમાં સંઘને રહેવા કરવાની વ્યવસ્થા વડોદરાના સેવકો તરફથી પહેલેથી કરવામાં આવી હતી. ડાકોરના નગરજનો પણ સંઘનું સ્વાગત કરવા ગામ બહાર હાજર રહ્યા હતા. મંદિરે પહોંચી ગોમતીજીમા સ્નાન કરી, દર્શન વિગેરેથી પરવારી, ત્યાં હાજર રહેલા કાર્યકર્તાઓની વિનંતી થતાં મંદિરના

ચોગાનમાં જ સ્વામીજીએ ગીતાપ્રવચન કર્યું. ત્યારબાદ સંઘના લોકોએ આખો દિવસ ભજન કીર્તન કર્યા. એ રીતે બે દિવસ, સ્હવારે વ્યાખ્યાન અને સાંજે ભજન કીર્તનની ધૂમ મચી રહી હતી. જુદા જુદા પ્રસંગોનાં દર્શન અને આરતીના સમયે પણ ત્યાં ભક્તિરસનો જાણે એક મહેરામણ જ ઉમટી રહેતો! એનો લાભ લેવા અસંખ્ય નર નારીઓ ત્યાં ભેગાં થતાં. ડાકોરમાં બે દિવસ રહી સંઘ પાછો વડોદરે વિદાય થયો.

ત્યારબાદ ચારેક મહિના પછી અધિક ચૈત્ર માસમાં વડોદરેથી લગભગ બે હજાર માણસોના સમૂહ સાથે ચાલતા ચાલતા બીજો સંઘ નર્મદાતટે કરનાળીક્ષેત્રે ગયો હતો. રસ્તામાં ભીલુપુર, ડભોઇ, ચાણોદ આદિ સ્થળોએ સંઘનો અપૂર્વ સત્કાર તે તે ગામોના નગરજનો તરફથી કરવામાં આવ્યો હતો. કરનાળીમાં શેઠ ખેમજી કુંવરજીના બંગલામાં સંઘે મુકામ કર્યો હતો.

કરનાળીથી સ્વામીજી વડોદરે પાછા ફર્યા હતા. લોક-સંપર્કનો આ પ્રકાર અપનાવવામાં સ્વામીજીએ જબરૂ દૂરદેશીપણું દાખવ્યુ હતું. કારણ આ જ એક માર્ગ છે જે સામૂહિક ઉત્થાન અને પરિવર્તન લોકમાનસમાં જલદી લાવી શકે છે. એ માર્ગે સંગઠન કેળવાય છે, ભ્રાતૃભાવ ખીલે છે, શીસ્ત પાળતાં આવડે છે, સંકલિત ભાવનાને વફાદારીપણે વળગી રહેતાં તેમજ તેમાં તલ્લીન બની તેને બાહેલાવતાં શીખી શકાય છે. આવા વિસ્તૃત અને સામુ-

દાયિક પ્રચારને માટે લોકોના પ્રત્યક્ષ સમાગમમાં આવવું જ પડે, ખૂણેખાંચરે પડી રહેલા જનગણમનને–હૃદયને–સીધા સ્પર્શવું જ જોઈએ. એજ એનું સાચું અને શ્રેષ્ઠ સાધન છે. આવો માર્ગ ભારતવાસીયોએ પુરાતન કાળમાં પણ ક્યાં અપનાવ્યો ન હોતો ? ઋષિ મુનિઓએ, તત્ત્વચિંતકોએ, ધર્માચાર્યોએ, લોકસમૂહમાં આવા જ પ્રકારના સંપર્ક બળે ફરીને વખતોવખત જાગૃતિના જુવાળ ઉસરાવ્યા છે, ક્રાંતિની ચીનગારીઓ ચેતાવી છે. હજી સાંપ્રતકાળમાં પણ આપણે આપણી આજુબાજુ શું જોઈ રહ્યા છીએ ? મહાત્મા ગાંધીએ એ માર્ગદ્વારા સારા દેશની સૂરત પલટાવી નાખી હતી એ આપણે આપણી આંખ આગળ જોયું. અને હજી ગઈ કાલે જ આચાર્ય વિનોબા ભાવેએ એ જ માર્ગે ચાલતાં ચાલતાં એક પ્રચંડ પડકાર ફેંક્યો છે.

ગુજરાતવાસિયોમાં સ્વામીજીએ આવી સંઘયાત્રાઓ યોજીને અજબ આંદોલન વહેતું મૂક્યું હતું.

વડોદરામાં સ્વામીજીની કથા ચાલી રહી હતી તે દરમ્યાન અમદાવાદના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેમને ત્યાં લઈ જવા માટે આવ્યા હતા. તેમની સાથે તેઓ અમદાવાદ ગયા. શેઠ મોતીલાલ હીરાભાઈને ત્યાં તેમણે મુકામ રાખ્યો હતો. ત્રણ દિવસ સુધી સવાર સાંજ તેમનાં વ્યાખ્યાનો થયાં હતાં. સવારે ટંકશાળમાં ગીતાના ૧૫મા અધ્યાયની કથા, સાંજે પ્રેમાભાઈ હૉલમાં વ્યાખ્યાન; એ રીતનો કાર્યક્રમ રખાયો હતો. લોકોને રસ પડવાથી



સ્વામીજીના પરમભક્તો
શેઠશ્રી મોતીલાલ હીરાભાઇ
શેઠશ્રી બાલાભાઇ વ્રજવલ્લભદાસ

કથા ચાલુ રાખવા આગ્રહ કરવામાં આવ્યો હતો. તેમજ શેઠ મોતીલાલ, 'વિક્રમ' મીલવાળા શેઠ રમણલાલ, ખાંલાભાઈ મિજવલ્લભદાસ, શેઠ ભોગીલાલ તથા ચિનાઈ શેઠ આદિના સંયુક્ત પ્રયાસથી સ્વામીજીએ ચાતુર્માસ અમદાવાદમાં ગાળવાનું કબૂલ કર્યું.

પરંતુ તે પહેલાં તેઓ વડોદરા, હરદ્વાર તથા કાશી જઈ આવ્યા. અષાડ સુદ ૧૧ ને દિવસે કાશીથી સીધા અમદાવાદ પહોંચી ગયા. શેઠ અંબાલાલ હિંમતલાલની ગોરડી મીલના બંગલામાં તેઓ રહ્યા હતા. શહેરમાં તગિયાની વાડીમાં કથા કરવામાં આવતી હતી. જગા હતી તો મોટી પરંતુ શ્રોતાવર્ગની સંખ્યા વધી પડવાથી આઠ દિવસની અંદર તે બદલવી પડી. તે બીજી જગ્યા પણ થોડા દિવસ બાદ ફેરવવી પડી હતી. ત્યાં જગા ઓછી પડવાથી શેઠ હિંમતલાલના ડહેલામાં કથા રાખી હતી. ત્યાં પણ જગ્યા ઓછી પડવાથી ગોરડી મીલમાં હંમેશને માટે કથા રાખી હતી.

ત્યાંથી વડોદરે આવી તેમણે કથા કરવા માંડી. પણ આ વખતે અમદાવાદના લોકોના આગ્રહને લીધે દર રવીવારે સાંજે ત્યાં કથા કરવા જવું પડતું હતું.

ત્યાર પછીના ચૈત્ર માસમાં હરિદ્વારના કુંભમેળાની યાત્રાનું પર્વ આવતું હતું. હવે તો અમદાવાદ વડોદરાના ભક્ત લોકોને આ બધું જોવા જાણવાનો ઉત્સાહ જાગ્યો

હતો. એટલે તેમણે ભેગા થઇ સ્વામીજીને વિનંતી કરી કે તેમની સાથે તે બધાને આવવાની રજા આપે. સ્વામીજી ખુશ થયા અને સંમતિ આપી. તુરત જ તેને માટેનો એક વિગતવાર કાર્યક્રમ ઘડાઇ ગયો. લગભગ ૫૦૦ ભકતોએ આ યાત્રામાં સાથે આવવા તૈયારી બતાવી. તેમાં મોટા મોટા શ્રીમંતો, મીલએજંટો, જેવા કે શેઠ મોતીલાલ હીરાભાઇ, વિક્રમ મીલવાળા શેઠ- રમણલાલ લલ્લુભાઇ વિગેરે અને વડોદરાના પ્રતિષ્ઠિત ગૃહસ્થો જેવાં કે ગાયકવાડ સરકારના વૈવાઈ કદમ સાહેબ, નગરશેઠ હરિભકિત પણ સામેલ હતા. તે ઉપરાંત બધા વર્ગના લોકો, મળીને સહુનો એક સંઘ તૈયાર થઇ ગયો હતો. આ સંઘની આરોગ્ય જાળવણીની વ્યવસ્થા માટે ડો. નવનીતરાય પુરુષોત્તમરાય વ્યાસ સ્વેચ્છાથી આ સંઘમાં જોડાયા હતા. ગણીભાઈ જ. દેસાઇ પણ આ સંઘમાં આગેવાન તરીકે સામેલ હતા. આ સર્વની દેખભાળ રાખવા, વખતો વખત મદદ પહોંચાડવા, કેટલાક સ્વયંસેવક ભાઈઓને પણ વિના ખર્ચે સાથે લીધા હતા. આ યાત્રાના સંઘમાં વિશેષતા એ હતી કે ગરીબ કે શ્રીમંત, મીલએજંટ કે મધ્યમવર્ગ એવો કોઈ પણ પ્રકારનો ભેદભાવ ગણ્યા વગર દરેકને માટે ત્રીજા વર્ગની જ ટીકીટો રીઝર્વ કરાવી હતી. ખાવાપીવામાં હરવાફરવામાં સહુને માટે સરખા પ્રકારની જ વ્યવસ્થા રાખી હતી. આ સમાનતાના ધોરણને સહુ તરફથી સારો આવકાર મળ્યો હતો. અને સંઘના સહુ લોકો કુટુંબવત રહી આનંદ માણતા હતા. ફાગણ વદી ૧૦ ને દિવસે

એ સંઘે હરિદ્વાર કુંભને સારુ પ્રયાણ કર્યું. રસ્તામાં ઘણા સ્ટેશનો ઉપર તેમનો સત્કાર કરવામાં આવતો હતો. વખત મળતો તો ત્યાં જ સ્વામીજી પોતાની ઉપદેશવાણી સહુને સંભળાવતા. એ સંઘની યાત્રામાં સહારનપુર સ્ટેશને ઉતરી બીજી ગાડી બદલવાની હતી. ત્યાંના મજુરોએ આ બધાની નાડ પારખી લીધી, સામાન એક ગાડીમાંથી ઉતારી બીજી ગાડીમાં લઇ જવાનો હતો. મજુરને બોલાવતાં દાગીના દીઠ એક રૂપીઓ મજુરી પડશે એવું જણાવ્યુ. આ એક ખરેખરું ધર્મસંકટ આવી પડ્યુ. બે ત્રણ દાગીના વગર બહાર નીકળે તે ગુજરાતનો મુસાફર નહીં. એટલે એ દૃષ્ટિએ આ વખતે લગભગ હજાર, પંદરસો રૂપીયાના ખર્ચનો સવાલ ઉભો થયો હતો. સૌ ગુંચવાયા અને એક બીજા સામું જોવા લાગ્યા.

સ્વામીજીએ ફરમાન છોડ્યુ 'સૌએ પોતપોતાનો સામાન પોતાને હાથે ઊંચકી બીજી ગાડીમાં મૂકી દેવો. બસ–પ્રશ્ન પતી ગયો. પછી મજુરોએ ભાવ ઉતારવા માંડયા. પણ સ્વામીજીના ફરમાનને સંઘના એકેએક આદમીએ પૂરેપૂરૂ પાળ્યું. અને એ રીતે રૂપીઆ પંદરસો જેટલી મોટી રકમ સહેજમાં વેડફાઇ જતી અટકાવી. સહુ ખુશ ખુશાલ હતા. ત્યાં જ સ્વામીજીએ સંભળાવ્યું "આનું નામ પ્રત્યક્ષ સમાજવાદ. શ્રમનો મહિમા જોયો ને ?" એ વાતોલાપમાં સહુએ સાથ પૂરતા આગળ ચાલ્યા. રાતના આઠ વાગ્યાના સમયે સંઘ હરિદ્વાર પહોંચ્યો. એ રાતે તો તેમણે મુસાફરખાનામાં ગાળી. પરંતુ સવારે ત્યાંના મહાનિર્વાણી સંન્યાસી

સમુદાય તથા હરિદ્વાર-કનખલના નાગરિકો તરફથી હાથી ઘોડા, ડંકા નિશાન, છત્ર, ચામર તથા વાજાં સંઘના સત્કાર સારૂ આવી પહોંચ્યાં હતાં. મોટાં સરઘસના આકારમાં સંઘ જઇ રહ્યો હતો. સ્વામીજીને હાથી પર બેસવા વિનંતી કરવામાં આવી હતી, પણ તેમણે ના પાડી, હાથી ઉપર ગીતાજીના પુસ્તકને પધરાવી, સહુની સાથે પગપાળા ચાલવા માંડયું. આખે રસ્તે આખો સંઘ ભજનકીર્તન ગાતો ગાતો સંન્યાસી સમુદાયના સ્થાનકે આવી પહોંચ્યો.

સ્વામીજી તો જો કે આ સમુદાયના અભ્યંતરીઓ પૈકીના જ એક હતા, પરંતુ આજે તો તેઓ બહારથી આવેલા સંઘનાં નાયક તરીકે હતા, એટલે ત્યાંની રીત રસમ અનુસાર સમુદાયના ઇષ્ટદેવને પ્રથમ પોતે ભેટ ધરી. ત્યારબાદ ત્યાં હાજર રહેલા સર્વ મહંતો, પરમહંસો, મંડળેશ્વરો એ બધાએ ભેગા મળીને સ્વામીજીને પુષ્પહાર, ચંદન લેપનથી સન્માન્યા, અને નિર્વાણ સંન્યાસી સમુદાયની ખાસ વ્યાસપીઠ ઉપર બેસાડીને તેમનું પૂજન કર્યું. ત્યારબાદ સ્વામીજી તેમના પૂર્વપરિચિત નિવાસસ્થાન "ઘંટાકોઠી" —ગંગાતટ ઉપરના સહુથી પ્રાચીન સ્થાન—માં ગયા. ત્યાંનો કાર્યક્રમ સવારમાં સંઘનું કીર્તન, સાંજે સ્વામીજીની કથા, એ પ્રમાણેનો રાખવામાં આવ્યો હતો. બન્ને માટે લોકોની પડાપડી વિશેષ થવાનો સંભવ હતો એટલે પહેલેથી જ સહુની સગવડ સચવાય, ધક્કામુક્કી વગર શાંત ચિત્તે સાંભળવાનું મળે, એ ઉદ્દેશથી એક વિશાળ મંડપ

બાંધવામાં આવ્યો હતો. આંખ તથા મનને સાથે સાથે ઠારે એવો રમ્ય અને સુશોભિત પણ તે શણગારવામાં આવ્યો હતો. મેળામાં જેટલા પ્રકારનો આનંદસમૂહ એકઠો થતો હતો તેટલા પ્રકારમાંનો ઘણો મોટો ભાગ કથા પ્રસંગમાં હાજરી આપતો હતો. કથા પ્રસંગમાં મહાત્માઓ જ્યારે ને ત્યારે ધર્મની જ વાત કેમ કહ્યા કરતા હશે તેનું સ્પષ્ટીકરણ કરતાં સ્વામીજીએ જણાવ્યું હતું કે મનુષ્યજીવનને જે જટીલ સમસ્યાઓ આજ ઘેરી રહી છે તેનો ઉકેલ ઇશ્વર, ધર્મ, વેદ જેવાના જ્ઞાન વગર લાવી શકાવાનો જ નથી.

કુંભપર્વની સ્નાનવિધિ પતી ગયા પછી મહા નિર્વાણી સંન્યાસી સમુદાયના મહંતોએ સ્વામીજીને મંડળેશ્વર બનાવી દેવાની તૈયારીઓ કરી રાખી હતી. પરંતુ સ્વામીજીએ જાતે અસંમતિ દર્શાવ્યા પછી તે વિચાર પડતો મુકવામાં આવ્યો હતો. હરિદ્વાર કુંભ સમાપ્ત થયા પછી સ્વામીજીનો વિચાર બદ્રીનાથની યાત્રાએ જવાનો થયો. ત્યારે મહાનિર્વાણી સંન્યાસી સમુદાયના પંચે તેમને સાથે લઇ જવા વિનંતી કરી, જેથી તેઓ પણ રસ્તામાં આવતાં અનેક તીર્થસ્થાનોનાં દર્શન કરે, અને મહાત્મ્ય સાંભળી પાવન થાય. એટલે એ મહાત્માઓ સાથે સ્વામીજીએ બદ્રીનાથની યાત્રા આદરી. રસ્તામાં જે જે મુખ્ય મુખ્ય ચટ્ટીઓ આવતી ત્યાંના પર્વતીય નાગરિકો તરફથી ઠેક ઠેકાણે તેમનાં પહાડી વાજાં સાથે સ્વાગત કરવામાં આવતું હતું અને બદ્રીનારાયણ ધામમાં કેટલાકોએ

અગાઉથી આવી સ્વાગતની તૈયારીઓ કરી રાખી હતી. બદ્રીનારાયણની પૂજા, અર્ચન વિગેરે પરવાર્યાં પછી આખા નગરને ન્યાત જાતના ભેદભાવ વગર સ્વામીજીએ ભોજન કરાવ્યું હતું.

હરિદ્વારથી સ્વામીજી વડોદરે ગયા, આ વખતે ગુજરાતમાં એક ભયંકર આફત વર્ષાવતી રેલ રેલાઇ ગઈ હતી. લોકોના ત્રાસ, નુકશાનનો પાર ન હતો. આવી કુદરતની આફતોના પ્રસંગોએ લોકજીવન પણ ઠીક વિશુદ્ધ બને છે ન્યાતજાતના ભેદ ભુલાઈ જવાય છે, પક્ષવાદના ભેદ યાદ આવતા નથી, સંગઠન, શિસ્ત, ઉદારતા, દયા, આદિ સદ્ગુણોનો ઉદય થતો જોવામાં આવે છે. એ આધારે રેલગ્રસ્તોની સહાયતા માટે ચારે તરફથી પ્રયત્નો આદરાઇ રહ્યા હતા. સ્વામીજીને સૂચન મળતાં તે કામ પણ ઉપાડતાં વાર લાગી નહીં. તેમજ તેમની ઝોળી ભરાતાં યે વાર લાગી નહીં, અને એમને ત્યાંથી તો પીડીતોને સહાય આપવાનું પણ શરૂ થઇ ગયું, સહુ સહુને તેની જરૂરીયાત પ્રમાણે સહાયના પહોચતી કરવામાં પાછું જોવામાં આવતું ન હતું. સ્વામીજીના આ કાર્યની કદર સરકાર તેમજ પ્રજા ઉભય પક્ષે મુક્તકંઠે કરી હતી. તે જ વખતે વડોદરાના મશહુર દિવાન શ્રી કૃષ્ણમાચારીએ નવી ધરતીમાં રાણા લોકોનાં જે મકાનો બંધાવવામાં આવ્યાં હતાં ત્યાં આગળના ચોકનું નામ "સ્વામી વિદ્યાનન્દજી ચોક" રાખવાનું જાહેર કર્યું હતું.

ત્યારપછી આણંદમાં "શ્રી કૃષ્ણ ઓઇલ મીલ"નું ઉદ્‌ઘાટન સ્વામીજીના હાથે કરાવવામાં આવ્યું હતું. ત્યાં લોકોના આગ્રહથી બે દિવસ ઉપદેશ કર્યો. ત્યાંથી અમદાવાદ, વડોદરા થઇ તેઓ સુરત અખિલ ભારતવર્ષીય હિંદુમહાસભાના વાર્ષિક અધિવેશનમાં ખાસ-આમંત્રણથી ગયા હતા. તે જ દિવસે હિંદુસંગઠ્ઠન ઉપર તેમણે વ્યાખ્યાન કર્યું હતું. એ વ્યાખ્યાન પછી વધુ ત્રણ દિવસ સ્વામીજીને સુરત રોકાવું પડયું હતું. બાલાજી મંદિરમાં તે ત્રણે દિવસોએ ગીતા ઉપર પ્રવચન કરવામાં આવ્યું હતું. આ વખતે નવસારીના કેટલાક ગૃહસ્થો તથા સરકારી અમલદારો હાજર હતા. તેમણે સ્વામીજીને સાથે નવસારી લીધા, ત્યાં આઠ દિવસ ગીતાનો ઉપદેશ કર્યો. એક દિવસ ખાસ પારસીઓની સભામાં ઉપદેશ આપ્યો હતો. એક દિવસ વળી ત્યાંની થીઓસોફિકલ સોસાયટીના સભાસદો સમક્ષ પ્રવચન કર્યું હતું.

ત્યાંથી વડોદરા, અમદાવાદ, નાગપુર, કાશી થઇને સ્વામીજી ગ્વાલિયર પહોંચી ગયા હતા. લશ્કર શહેરમાં એક માસ ગીતા ઉપર પ્રવચન કર્યું. પંદર દિવસ રાજમહેલમાં કથા કરી. સમાપ્તિને દિવસે સ્વામીજીનું તથા તેમની સાથે આવેલા મહાત્માઓનું રાજ્યતરફથી સન્માન કરવામાં આવ્યું હતું ગ્વાલીયરના મહારાજાની ધર્મપ્રત્યેની ઉદારતા જાણીતી હતી, પોતાના બગીચામાં એક તરફ સનાતન હિંદુધર્મનું મંદિર, બીજી તરફ શીખોનું ગુરુદ્વાર, ત્રીજી તરફ મુસલમાનોની મસજીદ તૈયાર કરાવેલ છે. એ ત્રણે સ્થાનો સ્વામીજીને દેખાડ્યાં હતાં.

વચન પ્રમાણે તેઓ ત્યા જ નિવાસ કરી રહેલા છે અને મદિરનુ સંચાલન સુંદર રીતે કરી રહ્યા છે

ગીતાના પ્રચારની સફળતાનુ આ પહેલવહેલું સ્થૂલ પ્રતીક હોઇ, પ્રતીક પણ કોઇ મૌલિક, નવીન વિચારમાળાની પ્રતીતિ કરાવતું હોઇ, એ મદિરની ઉદ્ઘાટનવિધિ તથા તેની વિધિપૂર્વકની સ્થાપના પૂરા ઠાઠમાઠથી તથા દોરદમામથી કરવામા આવી હતી

કરનાળી એ ખૂડદ ગુજરાતનું એક મહાન તીર્થધામ ગણાય છે નર્મદા નદીને તીરે તે વસેલુ છે કલીયુગમા નર્મદાજીનો મહીમા સર્વ નદીઓમા શ્રેષ્ઠ મનાયો છે જે જ ઠેકાણે વ્યાસદેવે અરાઢ પુરાણો લખ્યા હતા સત્ય નારાયણની કથા પણ અહીંથી જ શરૂ થઇ હતી ચારે વેદોના વિદ્વાન બ્રાહ્મણો એ ધામમા મળી આવતા હોઇ છે એવી પવિત્ર સ્મૃતિઓથી પકાયલા અને ધર્મિક વાતાવરણથી ઘેરાયલા કરનાળી ગામની મહત્તા ઓછી ન અકાય છતા હાલની વસ્તીની દૃષ્ટિએ તે એક નાનકડું ગામ કહી શકાય અને એમા તે આ સમારંભ કેવો ઉજવાશે એવી શકા પડતી હતી. પરંતુ સ્વામીજીની કામ કરવાની રીત નીરાળી હતી. પહેલેથી જ આવશ્યક વ્ય નોની યાદી વિગેરે કરી તમામ સાધનો અને સગવડો ઊભી કરી દેવામા આવી હતી ગુજરાતનો અભિભાવ તો આખો ત્યા ઠલવાઈ ગયો હતો બીજા દૂર દૂરના દેશોના સંત

નર્મદા કીનારે ગીતામંદિરના સંચાલક તરીકે



મહંત શ્રી હરનારાયણગીરીજી

મહંતો, ધર્માત્માઓ, મહાત્માઓ પણ આ પ્રસંગને માટે ભેગા થઇ રહ્યા હતા.

કાશીથી મહામંડલેશ્વર સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી જેઓ સ્વામીશ્રી ગોવિન્દાનન્દજીના પરમ શિષ્ય હતા અને એ દૃષ્ટિથી સ્વામીજી સાથે ગુરુભાઇ તરીકેનો સંબંધ ધરાવી રહ્યા હતા તેઓ, સેંકડો સંતો અને હજારો ગીતાના ભક્તોને સાથે લઇ આવી રહ્યા હતા. ચાણોદ સ્ટેશનથી ઠેઠ કરનાળી* સુધી સરઘસાકારમાં આ સંત મંડળીને લઇ જવામાં આવી હતી. આ વખતે ગીતા-મંદિરમાં રહેતા સાધુ સંતોની સહાયતા માટે અમદાવાદથી ખાસ પધારેલાં શ્રીમતી જેકોરબાઈ નરોત્તમદાસ બાપાલાલે કેટલીક રોકડ રકમની સહાય આપવાનું વચન આપ્યું હતું. અને એ વચન આજે હજી પણ તેઓ ચીવટાઇથી પાળી રહ્યા છે અને નિયમિતપણે તે સહાય તેઓ મોકલી આપતાં જ રહ્યા છે. આવા અનેક શ્રીમંતોએ આ સમારંભમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. વડોદરારાજ્યના રાજકુટુંબના નબીરાઓ, ઇતર અમલદાર વર્ગ પણ આ પ્રસંગે હાજર રહ્યો હતો. મંદિરની સ્થાપનાને અંગે એક મહાયજ્ઞ પણ યોજાયો હતો. સાંજે સોમનાથ ઘાટ ઉપર

* કેટલાક વિદ્વાનો "કરનાળી" ની વ્યુત્પત્તિ "કર્ણ+આલી" કરી દાનવીર કર્ણરાજાએ બ્રાહ્મણોને-વેદપાઠી વિદ્વાન બ્રાહ્મણોને-દાનમાં આપેલા ઘરોની આવલીવાળુ ગામ એવી રીતની તેની ઓળખાણ આપવાનો પ્રયાસ કરે છે.

ચંદ્રની રૂપઉજળી ચાંદનીમાં, શ્રોતાઓના હૃદયને પણ અજવાળે એવું ભેગા થએલા જનસમુદાય સમક્ષ પ્રેરક પ્રવચન કરવામાં આવ્યું હતું.

તે પછી અમદાવાદમાં શેઠ રમણલાલ લલ્લુભાઈએ "વિક્રમ મીલ" કાઢી, તેનું ઉદ્ઘાટન સ્વામીજીને હાથે કરાવડાવ્યું હતું. ત્યાંથી નડીઆદના સંતરામજીના ભક્તો તેમને નડીઆદ લઈ ગયા. ત્યાં તેમણે અસરકારક વ્યાખ્યાનો આપ્યાં. તે વખતે ભરવામાં આવેલું ખાદીપ્રદર્શન પણ તેમને જ હાથે ખુલ્લું મુકાવવામાં આવ્યું હતું. ત્યાં એક હૃદયસ્પર્શી પ્રસંગ એવો બન્યો કે સ્વામીજીનાં શિષ્યા તથા અમદાવાદનાં સુપ્રસિદ્ધ વિદુષી બ્હેનો સૌ. નંદુબા કાનુગા, સૌ સરલાદેવી વિગેરે હાજર હતાં. તેમણે સ્વામીજીને જોયા. ખાદીનું પ્રદર્શન હતું. સ્વામીજી મહાત્માજીના આશ્રમમાં ગયા હતા ત્યારે ખાદીસંબંધી થએલા વાર્તાલાપનો આખો ચિતાર તેમની સન્મુખ ખડો થઇ ગયો. અને સૌ. નંદુબાએ સ્વામીજીને સહજ એક પ્રશ્ન કર્યો "આપ શુદ્ધ ખાદીધારી ન બની શકો ?"

"કેમ નહી ?" સ્વામીજીએ ઉત્તર દીધો.

"તો પછી એનું વ્રત આપ લઇ નાખોને !" તેમણે આગળ ચલાવ્યું.

"અમારા જેવા વિરક્ત સંન્યાસીથી તે પાળી શકાય ખરું ? ગમે ત્યાં જવુ પડે, જે કોઇ આપે, જેવું કોઇ આપે

તેનાથી ચલાવી લેવું પડે. એટલે આવો આગ્રહ રાખવો ભારે થઈ પડે.” સ્વામીજીએ મુશ્કેલી બતાવી.

“પણ મારા પોતાના તરફથી વ્યક્તિગત રીતે આ બાબતની હું આપને નિશ્ચંતી આપી શકું ? જો તેથી કામ સરતું હોય તો જાઓ, એ ચોક્કસ સમજજો કે જ્યાં સુધી આ નંદુબાના ખોળીયામાં પ્રાણ હશે ત્યાં સુધી તે આપને પહેરવાને માટે શુદ્ધ ખાદી મોકલાવ્યા જ કરશે” સૌ. નંદુબાએ પ્રતિજ્ઞારૂપે જાહેર કર્યું.

સ્વામીજીએ એનો પડકાર ઝીલી જણાવ્યું “ધન્ય છે તમારી ભાવનાને! હું પણ ખાત્રી આપું છું કે દેશમાં જ્યાં સુધી સ્વરાજ સ્થાપીત નહીં થાય ત્યાં સુધી હું ખાદી જ પહેરીશ.”

આ પ્રસંગ પછી સ્વામીજી પોતાના શિષ્યોને આ જ સલાહ આપ્યા કરતા હતા.

નડીયાદથી અમદાવાદ થઈ મહાનિર્વાણી સંન્યાસી સમુદાયના આમંત્રણથી સ્વામીજી રાયપુર ગયા. બીકાનેર વાળા શેઠ બાળકૃષ્ણ નાથાણીએ ત્યાંની બધી વ્યવસ્થા કરી હતી. ત્યાં એક મહીનો કથા કરી ગીતાપ્રચારનું એક નવું અંગ ઉમેર્યું. શાળામાં ભણતા વિદ્યાર્થીઓ ગીતાના અમુક અમુક અધ્યાયો મોઢે કરી લાવે તો જાહેરમાં તેનો મેળાવડો યોજી ગીતાજીના ગુટકાઓના પારિતોષિકો તેમને વહેંચવાં. રાયપુરમાં આ અંગ અમલમાં મૂકવામાં આવ્યું હતું. ત્યાંની છત્તીસગઢની રાજકુમાર કૉલેજમાં એક સપ્તાહ

સુધી વિદ્યાર્થીઓને ઉપદેશ આપ્યો હતો. ત્યાંથી મહાનિર્વાણી અખાડાના પંચ સાથે તેઓ નાગપુર ગયા. લાલા મોહનલાલજીએ નાગપુરની સર્વ વ્યવસ્થા કરવાનું માથે લીધું હતું.

સીતાબડી પટવર્ધનના વિખ્યાત વિશાળ મેદાનપર સ્વામીજીના ગીતાપ્રવચન માટેની ગોઠવણ રાખી હતી. શરૂઆત નિરાશાજનક નીવડી. વિલાયત જઇ આવેલા લોકો, ભણેલા લોકો, એટલે તેમને આ બધું શુષ્ક લાગે. છતાં પ્રવચન ચાલુ રાખ્યું. ધીરેધીરે ટોળીઓ જામવા માંડી. ગીતાનો રસ નાગપુરમાં સ્વામીજીએ અઢી માસ રેલાવ્યો. લોકો ચાખતાં ન થાકે. એ પુસ્તકનો પ્રભાવ લોકો ઉપર પુષ્કળ પડયો, એટલે સુધી કે એ મેદાનનું નામ પણ બદલી નાખ્યું અને ગીતામેદાન રાખ્યું. લોકોની ઠઠ એટલી જામતી કે સ્વામીજીના ગળામાં પુષ્પના જે ઢગલાબંધ હારો પહેરાવવામાં આવતા તેનું વેજન બબ્બે અઢીઅઢી મણ જેટલું થતું હતું. નાગપુરના વિલાયત જઇ આવેલા એક સદ્‌ગૃહસ્થ સ્વામીજી પાસે ગુરુમંત્રની યાચના કરવા પહોંચી ગયા હતા. પોતે વિલાયત જઇ આવેલા હોવાથી પ્રાયશ્ચિત્ત કંઇ કરવું પડશે કે કેમ તે પૂછતાં સ્વામીજીએ માત્ર ગીતા પારાયણ કરવાનું પ્રાયશ્ચિત્ત જ એક કરવું પડશે એવું સૂચવ્યું. તે દિવસથી તે સદ્‌ગૃહસ્થે ગીતાપાઠ શરૂ કર્યો એટલું જ નહીં, પણ બીજા ઘણાને તેમ કરવા પ્રેર્યા. તે સજ્જન આજકાલ ઇંટરનેશનલ હેલ્થ વિભાગનું મુખ્ય અધિકારીપદ સંભાળી રહેલા છે.

ત્યાંથી સ્વામીજી જબલપુર ગયા, અને ત્યાં એક માસ ગીતાની કથા કરી. રંગ બેરંગી આરસનો પહાડોની શેખરો વચ્ચે થઇ ને વહી જતાં નર્મદાજીનાં શાંત, ગંભીર જળ આંખમાં જાણે અમૃતનાં અંજન આંજે છે, કાનમાં તેના સ્વર્ગીય ગાનની સુરાવલીના પડઘા પાડે છે, દેહને આત્મામાં લીન કરી દે છે, આત્મામાં પરમાત્માનાં ઓજસ્ પાથરે છે. આવા નૈસર્ગિક રમ્ય પ્રદેશમાં સ્વામીજી એક દિવસ ભેડાઘાટ આગળ નર્મદાજીમાં સ્નાન કરવા ભક્તો સાથે ગયા હતા. ત્યાંથી તેમને ચમત્કારિક અને વિલક્ષણ ઘાટના નર્મદેશ્વર સાંપડયા, નીચેના ભાગમાં જળાધારીનો આકાર અને તેની ઉપર શિવલિંગ, શિવલિંગની અંદર જળ, એ જળ એવું કે કદી સુકાય નહીં કે ખાલી થાય નહીં એ નર્મદેશ્વરને ઇશ્વરદત્ત અલભ્ય થાપણ તરીકે સ્વામીજી સાચવી રાખે છે, લાખો લોકો તેનાં દર્શન કરે છે. વૈજ્ઞાનિકો અને સંશોધકો તેમની દૃષ્ટિએ તેનુ નિરીક્ષણ અને અવલોકન કરવા આવે છે. બે લાખ વર્ષ જેટલી તેની ઉમ્મર અંકાઇ છે. છેક અમેરિકાથી ભ્રમણ કરવા આવેલી વૈજ્ઞાનિકોની એક ટોળકીએ તેને જોઇ તેની રૂપીયા, આના, પાઇમા કિંમત આંકવા માંડી, અને લગભગ રૂ. ૨૧૦૦૦ આ સોદો ઘટાવવા માગણી કરી. પણ સ્વામીજીને મન આ કોઈ પાર્થિવ વસ્તુ કયાં હતી ? એટલે એવા સોદા કદી રહે ?

જબલપુરથી તેઓ વડોદરે ગયા. ત્યાં ગીતાકથા શરૂ કરી. દરમ્યાન વડોદરા રાજ્ય પ્રજામંડળના રાજકીય

ત્યાંથી કેટલાક ભક્તોને લઇ સ્વામીજી પંઢરપુર ગયા. ત્યાંથી પૂના પહોંચ્યા. ત્યાંના નોંધણી કામદાર શ્રી અંબાલાલ દામોદર ભટ તથા પ્રોફેસર ત્રિવેદી તથા તે વખતના મુંબઇના કેળવણીપ્રધાન શ્રી હરીલાલ દેસાઇભાઇએ કરેલા પ્રબંધ પ્રમાણે ત્યાં મુકામ રાખ્યો હતો. વચમાં મહારાષ્ટ્રના પ્રસિદ્ધ યોગી શ્રી જ્ઞાનેશ્વર મહારાજના જન્મસ્થાન આલંદીના દર્શને જઇ આવ્યા હતા. આ રીતે જ્ઞાનેશ્વરી ગીતા જેવા ગૂઢ પુસ્તકના પ્રણેતાને અર્ધ્યાંજલી આપવાની તક લીધી. પૂનેથી સ્વામીજી વડોદરે ગયા.

વડોદરે આવતાં જ રતલામના બે આદમીઓને તેમની રાહ જોઇ બેઠેલા જોયા, તેમની સાથે તેમને રતલામ જવું પડયું. ત્યાંના રાજમહેલમાં એક માસ સુધી સ્વામીજીની કથા થઇ. એ કથામાં સહુને આવવાની છૂટ રાખવામાં આવી હતી. દરમ્યાન દશેરાનો તહેવાર આવતો હતો, તે ઉજવવાનો ત્યાં એક રીવાજ એવો હતો કે તે દિવસે જમીનમાં એક ખુંટો દાટવામાં આવે છે. જે વ્યક્તિ પૂરપાટ દોડતે ઘોડે ભાલાની સહાયથી તે ખુંટાને ઉખાડી દે તે પહેલા નંબરનો નિશાનબાજ ગણવામાં આવતો. એ દૃશ્ય જોવા લોકોની મોટી મેદની જામતી. આ વખતે સ્વામીજીને પણ તે જોવા આમંત્યા હતા. સંયોગવશાત્ તે દિવસે મહારાજકુમારે જ તે ખુંટો ઉખાડયો હતો. બીજે દિવસે રાજમહેલમાં કથાની પૂર્ણાહુતિ કરવામાં આવી હતી, રાણી સાહેબાએ અનેક પ્રકારની ભેટો સ્વામીજીને ચરણે ધરી, અને તેનો સ્વીકાર કરી લેવા વિનંતી કરી.

પરંતુ સ્વામીજીની સલાહ એવી થઈ કે કોઇ બીજા પ્રસંગને માટે આ ભેટો મુલતવી રાખવી. છ સાત માસ પછી ઉજ્જનમાં કુંભ મેળાનું પર્વ ઉજવાવાનુ હતું. તે સમયે સહાયની વિશેષ જરૂર રહેશે એટલે તે વખતે સહાય આપવા જણાવ્યુ. રાણીએ પણ તે સૂચનાને સાર્થક ગણી સ્વીકારી લીધી.

ત્યાંથી સ્વામીજી નાગપુર ગયા, બે માસ સુધી કથા કરી. આ વખતે જન સમુદાયનો ઘણો મોટો ભાગ ગીતાનો મુખપાઠ કરતો થઇ ગયો હતો. આઠ વર્ષના એક બ્રાહ્મણ બાળકે, તેમજ બાર વર્ષના એક માળીના કિશોરે, આખી ગીતા કંઠસ્થ કરી સંભળાવી હતી. સ્વામીજી આથી ખુબ પ્રસન્ન થયા. સ્વામીજીએ ત્યાંથી ઇન્દોર જઇ ગીતાકથા કરી. એ અરસામાં ઉજ્જન કુંભમેળા પ્રબંધક સમિતિ તરફથી તેમને ખબર કરવામાં આવી હતી કે જે જમીન મેળા સારુ તેમને આપવામાં આવી હતી તેનો તાત્કાલીક કબજો કરી લેવો. આ કાર્ય પૈસા વગર થાય તેમ ન હતું એટલે સ્વામીજીએ એક કાર્યકરને રતલામ મોકલ્યો અને ત્યાંના રાણીસાહેબાને મળી બધી ગોઠવણ કરી લેવા સૂચના આપી. એ કાર્યકર રતલામ પહોંચતાં જ સમાચાર સાંભળે છે કે રાજકુટુંબમાં એક દુઃખદ મૃત્યુ થવાથી રાજ્યભરમાં એક માસનો કડક શોક પળાતો હોવાથી કોઇનો મેળાપ થઇ શકે તેમ નથી. એટલે આ સમાચાર તેમણે પરત આવી સ્વામીજીને કહ્યા.

કહેનાર તો જાણે હિંમત જ હારી ગયો હતો. સાંભળનારને મન તેણે કંઇ ઉદ્વેગ ઉપજાવ્યો નહીં કે ન તો તેને

ખૂબ દુઃખ થયું. તેમણે તો બાણે કંઇ બન્યુ જ ન હોય તે પ્રમાણે જવાબ આપ્યો "પ્રભુ ઇચ્છા" પણ પ્રભુની ઇચ્છા સાચે જ તેમને સહાયરૂપ નીવડવાની હતી. એટલે મેરી-બિર ત્યાં જ અરસામાં અમદાવાદના એક શેઠ મોહનલાલ ગોવિંદલાલ તેમને મળવા આવ્યા હતા. એ શેઠને તેમના સસરાની સારી જેવી મિલ્કત તાજેતરમાં જ પ્રાપ્ત થએલી હતી અને તેનો બને તેટલો સન્માર્ગે વ્યય કરવાનું તે વિચારી રહ્યા હતા. આ બાબતમા સ્વામીજીની સલાહ લેવા જ તેઓ આવ્યા હતા. સ્વામીજીને તરત સૂઝ્યું અને શેઠને તેમણે જણાવ્યું કે ઉજ્જનના કુંભપર્વની ઉજવણીમા તેમનું ધન ભલે વપરાય. શેઠને પણ તે ગમ્યુ. એટલે તે મુઝવણ તો ટળી આવા પ્રસંગો પરથી ઇશ્વર ઉપરની શ્રદ્ધા કેમ ન વધે? કેમ ન બળવત્તર બને? "પ્રભુની લીલા કેવી છે કે એક બાજુથી તોડે છે, તો બીજી બાજુ તરત જોડી દે છે! વિશ્વાસ જોઇએ" એવી સ્વામીજીના મનમા આ ઉપરથી ખાત્રી થઇ.

ઇન્દોરમા કથા સમાપ્ત કરી સ્વામીજી ઉજ્જન ગયા ઇન્દોરથી હજારો લોકો તેમની સાથે થયા હતા. સ્ટેશનથી ગીતાકેમ્પ સુધી હાથી, ઘોડા, ડંકા, નિશાન, અમલદારો, નગરજનો, સ્કાઉટો, વિદ્યાર્થીઓના સાથમા તેમને લઇ જવામા આવ્યા હતા ઉજ્જનના કુંભમેળામાં ગીતાનો પ્રચાર સારી પેઠે થયો. કુંભપર્વના સ્નાન સમાપ્તિના બીજે દિવસે રાજ્ય તરફથી તેમને વિદાયગીરી આપવામા આવી હતી.

તે પછી સ્વામીજી અકોલા ગયા. ત્યાં પંદર દિવસ કથા વ્યાખ્યાન કરી નાગપુર ગયા. ત્યાં થોડા દિવસ કથા કરી અને કલ્પનાને થથરાવી મૂકે એવા બિહારના ભયંકર ભૂકંપના સમાચાર સાંભળવામાં આવ્યા. તે આખો પ્રાંત જડમૂળથી ઉખડી ગયા જેવો થઇ ગયો હતો, દેશ આખો ત્રાહે ત્રાહે પૂકારી ઉઠયો હતો. ખૂણે ખૂણેથી સહાયતાના ધોધ વર્ષી રહેવા લાગ્યા હતા. જેનાથી જે બન્યું તે પ્રકારની મદદ તેમાં રોજને રોજ તે આપી રહ્યો હતો. સ્વામીજીએ પણ આ કાર્યમાં ઝંપલાવ્યું. પોતાના સ્વયંસેવકો ઉભા કર્યા. સમિતિ રચી. જાતે બિહાર ગયા. અનાજ, કામળા, ઘીના ડબ્બા, વાસણો, વસ્ત્રોના ઢગ એમની પાસે ખડકાયા, મોંઘીરમાં પોતાની છાવણી ખોલી લોકોને જરૂરી સાધનો લઇ જવા હાકલ કરી. ન્યાતજાતના ભેદ વગર જે સુંદર વ્યવસ્થાપૂર્વક વહેંચણીનું કામ તેમના માણસોએ ચલાવ્યુ હતું તેની અમલદારી અને બીનઅમલદારી ઢબે મુક્તકંઠે પ્રશંસા કરવામાં આવી હતી.

જેટલાં ભૂકંપસહાયક મંડળો ત્યાં કામ કરતાં હતાં તે બધાંનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરવા માટે તે વખતે શ્રી જવાહરલાલ નહેરૂ, શ્રી રાજેન્દ્રપ્રસાદ, બિહારના હાલના પ્રાંત પ્રધાન શ્રી કૃષ્ણસીંહ આવ્યા હતા. તેમની તપાસમાં પણ સ્વામીજી તરફથી સંચાલિત થતા મંડળનું કામકાજ સહુમાં શ્રેષ્ઠ માલુમ પડ્યુ હતું. ઉપરાંત, બીજાં મંડળો તો ખર્ચ કરીને ખરીદીને જે તે વસ્તુઓ લાવતા અને તે વેચતા, જ્યારે સ્વામીજીની પાસે તો હૃદયના ઉમળકાથી

જ વસ્તુઓના ગંજ ઠલવાયે જતા હતા. તેની કંઈ કિંમત આપવી પડતી ન હતી, અને તે વહેંચવામાં આવતી હતી; વેચવામાં નહીં. આ બધી વસ્તુઓ નાગપુરના ભાઈબહેનો તરફથી સ્વેચ્છાએ આવતી હતી. વર્તમાનપત્રોમાં પણ સ્વામીજીના આ કાર્યની પ્રશસ્તીની નોંધો લેવાઈ ચૂકી હતી.

આ કામકાજથી પરવારી તેઓ કાશી ગયા. વિશ્વનાથજીનાં દર્શન કર્યાં અને ત્યાંથી ૐકારનાથ ગયા. ત્યાં કેટલાક મહાનિર્વાણી સંન્યાસી સમુદાયના મહંતોએ સ્વામીજીને દક્ષિણ હૈદ્રાબાદ જઈ ગીતા પ્રચાર કરવાની આવશ્યકતા જણાવી. એટલે તેઓ ત્યાં ગયા, અને જગન્નાથ દાસની જગામાં ગીતાની કથાનો આરંભ કર્યો. શરૂ શરૂમાં જમાવ ઓછો થતો હતો. પરંતુ પછી તો રાજા સર કૃષ્ણપ્રસાદ જેવા પણ આવવા લાગ્યા હતા. ત્યાંયે ગીતાભ્યાસ કરનારાઓની સંખ્યા વધવા લાગી. અને તેવાઓને પારિતોષિક આપવાની પ્રથા ચાલુ કરી હતી. કથા સમાપ્તિ વખતે ત્યાંના મોટા મોટા પ્રતિષ્ઠિત નાગરીકોએ સ્વામીજીને સન્માનસહ વિદાય આપી હતી.

ત્યાંથી તેઓ વડોદરે ગયા. ત્યાં તારકેશ્વરના મંદિરમાં તેમના પ્રમુખપણા નીચે શ્રી આદ્ય શંકરાચાર્યનો જયંતિ મહોત્સવ ઉજવાયો હતો. તેમજ આઠ દિવસ પછી માણેકરાવજીના અખાડામાં છત્રપતિ શિવાજીના જયંતિ ઉત્સવ પ્રસંગે તેમનું એક ખાસ વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. વડોદરેથી તેઓ અમદાવાદ ગયા અને ત્યાં

ત્રણ માસ સુધી સતત કથા-વાણીનો ધોધ વહેવડાવ્યો: હવે તેમને થોડાક એકાંત અને શાંતિની જરૂર જણાતી હતી. લોક તો તેમને પોતાની વચમાંથી જવા દેવાને રાજી ન હતા. એટલે એક દિવસ કોઇને જણાવ્યા કર્યા વગર સ્વામીજી હિમાલય તરફ ચાલી નીકળ્યા. ભક્ત લોકોને દિલગીરી થઇ. પરંતુ તે બહાને "વિદ્યાનન્દ સત્સંગ મંડળ" ત્યાં યોજાયું અને એ મંડળે સ્વામીજીનું ભજન કીર્તનનું કામ ચાલુ રાખ્યું. કેટલાક ભક્તોએ તો તેમના આવતા સુધીની અમુક અમુક બાધાઓ લીધી. કેટલી ભક્તિ ગણાય?

દહેરાદૂનના વીરપુરના જંગલમાં તેઓ ઝટ ઓળખાઇ ન જાય તેવી રીતે રહેતા હતા. એક દિવસ ફરતે ફરતે ત્યાંના ખ્રિસ્તી લોકોનો તેમને ભેટો થઇ ગયો. તેમની સાથે ધર્મસંબંધી વાતચીત નીકળતાં સ્વામીજીના વિચારો વધુ વિસ્તૃતપણે જાણવા તેમણે આતુરતા બતાવી. અને તે પ્રમાણે તેઓના મિશનમાં જઇ વ્યાખ્યાન આપવા વિનંતી કરી. તેનો સ્વીકાર કરી દહેરાદૂન ક્રિશ્ચિયન મિશનમાં સ્વામીજી ઉપદેશ દઇ આવ્યા.

વીરપુરથી તેઓ કાશી આવ્યા. ત્યાં એક દિવસ શિવાલાઘાટ પરના મહાનિર્વાણી અખાડામાં સ્વામીજી ગીતા પારાયણ કરી રહ્યા હતા. તેવામાં હિંદુ-વિશ્વવિદ્યાલયના બે સ્નાતકો સ્વામીજી પાસે આવી વિનંતી કરવા લાગ્યા કે: "ગીતાના પ્રચારકાર્યને વેગ આપવા માટે 'ગીતાધર્મ'

નામનું એક માસિકપત્ર કાઢવા અમારો વિચાર છે. આપ અમને આશીર્વાદ આપો અને બનતી મદદ કરવા કૃપા કરો."

"વિચાર તો સરસ છે. પણ તેને અમલમાં મૂકતી વખતે નાની મોટી જે મુશ્કેલીઓ ઉભી થવા સંભવ છે તેનો યથોચિત વિચાર કર્યો છે?" સ્વામીજીએ પૂછયું.

"જી, હા, મોટામાં મોટી મુશ્કેલી માસિકના ગ્રાહકો મેળવવાની હોય છે. તે બાબતમાં જો અમને નિશ્ચિંતી મળી જાય તો પછી બીજી કોઈપણ મુશ્કેલી અમારા પ્રયત્નમાંથી અમને પાછા પાડે તેવી હશે નહીં," પેલા સ્નાતકોએ જણાવ્યું. એમણે દર્શાવેલી મુશ્કેલી ટાળવા માટે સ્વામીજીએ બનતો બધો પ્રયત્ન કરવા સંમતિ આપી. એક શુભ દિવસે એક ભાડાના મકાનમાં માસિકનું કાર્યાલય ચાલુ કરી દીધું. ગીતાજ્યંતિના મંગલ દિવસથી માસિકનું પ્રકાશન બ્હાર પાડવાનું નક્કી કરવામાં આવ્યું હતું, ગ્રાહકો મેળવવાના પ્રયત્નમાં સ્વામીજી ચીવટથી લાગી ગયા હતા. જ્યાં ગયા ત્યાં પોતાના પ્રવચનને અંતે માસિકના ગ્રાહક બનવાની ટહેલ સુણાવતા હતા. માસિક બહાર પડવાનું હતું તે વખત પહેલાં વડોદરા, અમદાવાદ, નાગપુર આદિ ક્ષેત્રોમાં તેઓ ફરી વળ્યા અને લગભગ ૫૦૦૦ ગ્રાહકોનાં નામ તેમણે મેળવ્યાં. આથી માસિકના સંચાલનને ઘણા સદ્ધર પાયા પર તેમણે મૂકી દીધું. ત્યારપછી તેઓ જબલપુર ગયા. દોઢ માસ ગીતાજીની કથા કરી. સમાપ્તિ સમયે જબલપુરની જનતાએ તેમને

સન્માનપત્ર અર્પ્યું હતું. ત્યાંથી સ્વામીજી નાગપુર ગયા. ત્યાંના "હિંદી ભાષાભાષી સંઘ" તરફથી આ વખતે તેમને માનપત્ર આપવામાં આવ્યું હતું.

તે પછી કેટલાક નિકટવર્તી કાર્યકરોને લઇ સ્વામીજી પ્રયાગકુંભ ઉપર ગીતાજીનો થાય તેટલા બહોળા પ્રમાણમાં પ્રચાર કરવા સારૂ આવી પહોંચ્યા હતા. એક માસ પ્રચાર પાછળ જ ત્યાં મંડ્યા રહ્યા. તે પછી અખિલ હિંદ ધોરણ ઉપર ગીતાવ્યાસંગીઓનું એક સંમેલન ભરવાનું તેમણે વિચાર્યું. અને "અખિલ ભારતવર્ષીય ગીતાસંમેલનનુ પહેલું અધિવેશન આ પર્વના સમયમાં જ તેમણે ભર્યું. સાંપ્રત કાળના પ્રચારઆંદોલનના એક જબરામાં જબરા પ્રવાહને પોતાની પ્રવૃત્તિ સાથે સાંકળી લેવામાં સ્વામીજી એક ખરેખર બુદ્ધિશાળી, કુનેહબાજ અને દીર્ઘ દૃષ્ટિ ધરાવનારા સાધુનેતા તરીકે તરી આવતા હતા. જમાનાની સાથે તેઓ કેવા અડોઅડ રહી શકતા હતા; તેની આ સાબીતિ પૂરી પાડે છે. પ્રચારને પણ તેનાં શાસ્ત્રીય પાસાં હોય છે. આધુનિક જમાનામાં જેટલાં વધારે સ્પર્શી શકે તેટલી વધારે કીર્તિ મળવી શકે. આ અધિવેશનમાં જગન્નાથપુરીનાં પીઠાધીશ્વર શ્રી શંકરાચાર્ય તથા મહામંડલેશ્વરો–જયેન્દ્રપુરીજી, ભાગવતાનંદજી, કૃષ્ણાનંદજી તથા પંડિત મદનમોહન માલવીય, ડૉ. ગંગાનાથ ઝા, બાબૂ પુરુષોત્તમદાસ ટંડન, બાબા રાઘવદ આદિ મહાનુભાવો હાજર રહ્યા હતા. તેની કાર્યવાહીમાં નીચેના મહત્ત્વના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

(૧) શાળાઓમાં, મહાશાળાઓમાં ગીતાને પાઠ્યપુસ્તક તરીકે રાખવામાં આવે એવા પ્રયત્નો કરવા.

(૨) સાધુઓ, સંન્યાસીઓ, વિદ્વાનો, ઉપદેશકો સહુ કોઇ પોતપોતાની શક્તિ અનુસાર ગીતાનો પ્રચાર કરે.

(૩) શહેરોમાં તેમજ ગામડાંઓમાં ગીતામંદિર અગર એક ગીતાક્ષેત્ર ઊભું કરવું.

અધિવેશનને અંતે ગીતામાતાની આકર્ષક સવારી કાઢવામાં આવી હતી. તે દારાગંજ મહાનિર્વાણી અખાડાથી ત્રિવેણી તટ પરના ગીતાકેમ્પ સુધી લઇ જવામાં આવી હતી. પુષ્કળ લોકોએ તેમાં ભાગ લીધો હતો.

પ્રયાગના કુંભમાં પંડિત શ્રી મોતીલાલજીના ધર્મપત્ની શ્રી સ્વરૂપરાણી નહેરૂ સ્વામીજીની કથા સાંભળવા આવતાં હતાં. તેઓએ પ્રસન્ન થઈ સ્વામીજીને તેમની મંડળી સાથે પોતાને ત્યાં એક દિવસ આવવા વિનંતી કરી. તદનુસાર તેઓએ આનંદભુવનમાં નહેરુકુટુંબનું આતિથ્ય સ્વીકાર્યું હતું.

મેળામાં સર્વ સંપ્રદાયોના અનુયાયીઓ ભેગા થતા હતા. એક દિવસ એ તમામને એકત્ર કરી તેમની સન્મુખ ગીતાપ્રચાર માટે સ્વામીજીએ એક પ્રેરક સંદેશો આપ્યો હતો.

પ્રયાગમાં આ રીતે ગીતાપ્રચાર કરી તેઓ કાશી ગયા; કાશીમાં આ વખતે તેમણે ગીતાધર્મ પ્રેસની સ્થાપના કરી-

તેના ઉદ્ઘાટનપ્રસંગે મહાવિષ્ણુયાગનો અનુષ્ઠાન કરવામાં આવ્યો હતો. તેમાં કાશીના મહારાજા તેમના યુવરાજ સાથે હાજર રહ્યા હતા. કાશીના રાજા સંન્યાસીઓની સભામાં હાજર રહ્યા હોય એવો આ પહેલો પ્રસંગ હતો. તે વખતે કાશીના પંડિતોની સભામાં પણ સ્વામીજીએ એક સરસ પ્રવચન કર્યું હતું, જેમાં જમાનાનાં વહેણ ઓળખીને તેને અનુરૂપ પોતાના વર્તનમાં કરવા પડે તે ફેરફાર કરવા અનુરોધ કર્યો હતો.

તે પછી સ્વામીજી કરાંચી ગયા. ત્યાંના જૈન સંપ્રદાયીઓની અંદર અંદર કેટલાક વખતથી વિખવાદ ચાલી રહ્યો હતો અને કલહનાં બીજ રોપાયાં હતાં. તેના નિરાકરણ માટે સ્વામીજીને મધ્યસ્થી નીમી ત્યાંના ટાઉન-હૉલમાં એક સભા ભરવામાં આવી હતી. સ્વામીજીના ઉપદેશથી બન્ને પક્ષોમાં સમાધાનનો માર્ગ ખુલ્લો થયો હતો. કરાંચીમાં પણ વીસ દિવસ તેમણે ગીતાકથા કરી હતી.

ત્યાર પછી તેઓ કલકત્તે ગયા. માહેશ્વરીભુવનમાં મુકામ રાખ્યો. ત્યાંની હાઇસ્કૂલમાં બે માસ ગીતાની કથા કરી. શ્રોતાઓની મેદની તો એટલી બધી થતી હતી કે લાઉડસ્પીકરોની ગોઠવણ વગર તેમનો અવાજ બધે પહોંચતો ન હતો. ખાસ કન્યાઓને ઉદ્દેશીને પણ તેમણે એક વ્યાખ્યાન આપ્યું હતું. પશ્ચિમના આંધળા અને અર્થહીન અનુકરણમાં ન ખેંચાતાં પોતાના ધર્મ, દેશ અને જાતિની ઉન્નતિને સહાયક બનવા હાકલ કરી હતી.

ત્યાંથી સ્વામીજી સીધા પંચમહાલના કેટલાક ગામોમાં જઈ આવ્યા. ગોધરા, દેવગઢબારિયા અને લુણાવાડામાં ત્યાંની રાણીના આમંત્રણથી ગીતા પ્રચારના આંદોલનો વહેતાં મૂકી આવ્યા. ત્યાંથી તેઓ મુંબઈ ગયા હતા અને માધવબાગની ધર્મશાળામાં રહી ગીતાકથા કરતા હતા. ત્યાં રામનવમીનો ઉત્સવ ઘણી ધામધુમથી ઉજવ્યો. એક દિવસ વળી "મોડેલ પિકચર્સ કોર્પોરેશન"ના માલિક સ્વામીજીને મળવા આવ્યા હતા. તેઓ તે જ અરસામાં "સત્યનારાયણની કથા"નું ફિલ્મી ચિત્ર ઉતારી રહ્યા હતા. તેઓ સ્વામીજીની ગીતાકથાના ઢંગ, ઢબ અને તેની લોકપ્રિયતાથી આકર્ષાયા હતા. તેમને થયું કે આ પ્રસંગનું જો ફિલ્મીકરણ કરવામાં આવે અને પોતાની ફિલ્મ સાથે તેને સંયોજી દેવામાં આવે તો બન્નેના પ્રચારનું ક્ષેત્ર વિસ્તરે. એ દષ્ટિબિંદુથી તેમણે સ્વામીજી આગળ એવી મતલબનો પ્રસ્તાવ રજુ પણ કર્યો. પરંતુ એકદમ તો સ્વામીજી તેનો સ્વીકાર કરતાં અચકાયા. પણ આ વાતચીત થતી હતી તે વખતે તેમની પાસે અમદાવાદની ઓરડીમીલના શેઠ તથા તેમના સેક્રેટરી બેઠા હતા. તેમણે આ વાતનો તાંતણો અટકયો ત્યાંથી ફરી સાંધવા ઉંચકયો અને વાત આગળ ચાલુ રાખી—"આપ આ બધી કડાકૂટથી દૂર રહેવા માગો તે સમજી શકાય એમ છે. પરંતુ આપના જીવનનો ઉદ્દેશ; થાય તેટલી રીતે ગીતાના સંદેશનો પ્રચાર કરવાનો છે, એ તો નક્કી જ ને ?, અને આ વીસમી સદીના ઝડપી જમાનામાં પ્રચારનું વધુમાં વધુ લોકભોગ્ય

સાધન જો કોઇ હોય તો ફિલ્મી દશ્યોનું જ છે; એ પણ આપણા રોજના અનુભવની વાત છે.. તો પછી આ ગીતા કથાનું દશ્ય ફિલ્મમાં ઝડપાય અને તે દ્વારા પણ તેનો પ્રચાર વેગવંતો બને તો તેમાં શું ખોટું છે?"

"ભાઈ, આ કામ એકદમ નવું છે, આજ સુધી કોઈ મહાત્માએ પ્રચારનો આ માર્ગ ગ્રહણ કરેલો નથી. મારે પહેલ કાં કરવી?" સ્વામીજીએ નિખાલસતાથી જણાવ્યું.

"આ દલીલ તો અમને કંઇ ગળે ઉતરતી નથી. ઘણીયે બાબતમાં આપે પહેલ કરેલી છે. હું તો વળી એથી યે આગળ જઈ આપ આપનાં વ્યાખ્યાનોની રેકર્ડો ઉતરાવો એવી વિનંતી કરવા તૈયાર છું," શેઠે ઉત્સાહ દાખવ્યો.

"ઠીક, ભાઈ, એ તમારા બધાની એવી જ ઇચ્છા હશે તો અમારો તે પ્રત્યે કંઇ હઠાગ્રહ નથી," સ્વામીજીએ ખુલાસો કર્યો.

તે પછી સ્વામીજી અમદાવાદ ગયા. બોરડી મીલમાં કથા કરી. ત્યાં ધોળકાના શેઠ શ્રી માણેકલાલ રાવળ અને શ્રી અંબાલાલ ભટનુ એક દિવસ તેમને આમંત્રણ આવ્યુ. એટલે ભક્તમંડળ સહિત તેઓ ધોળકા ગયા.

ધોળકા નગરની પ્રાચીનતા ઇતિહાસપ્રસિદ્ધ છે. મહાભારતના સમયમાં જેને વિરાટનગરના નામથી ઓળખવામાં આવતું હતું, જે નગરમાં પાંડવોએ પોતાનો વનવાસ પૂરો કરી ગુપ્ત વેષમાં એક વર્ષ વીતાવ્યું હતું તે આ ધોળકા નગર. વિરાટનગરનાં અવશેષોનાં ખડીએરો

હજી પણ ત્યાં જોઇ શકાય છે. એ પુરાણાં સંસ્મરણો સાથે સ્વામીજી એ નગરમાં પેઠા, સ્ટેશનેથી વાજતે ગાજતે, નિશાન, ડંકા, છડી, ચામર સાથે 'કેવળીયા સ્થાનક'મા તેમને લઇ જવામાં આવ્યા હતા. ત્યાં ધોળેશ્વર મહાદેવના મંદિરમાં બારેક દિવસ ગીતાના પંદરમા અધ્યાય પર પ્રવચન કરવામાં આવ્યું હતું. આસપાસના ઘણા ગામોના લોકો તે સાંભળવા આવતા હતા.

ત્યાંથી સ્વામીજી પાછા અમદાવાદ ગયા. એક સમયે તેઓ ઓરડી મીલમાં બેઠા હતા, ત્યાં હરિજનોના ગોરે આવી મહેસાણા, કડી આદિ પ્રદેશોમાં તેમને પડતી હાડમારીઓનુ વર્ણન કરી તેમને પરધર્મીઓના વાડામા ખેંચાઇ જતા અટકાવવા પ્રચાર કરવાની જરૂરીયાત પર ભાર મૂકયો હતો.

"તમારૂં કહેવું ઠીક છે. પણ તાત્કાળિક શી સહાય હું કરી શકું ?" સ્વામીજીએ સહાનુભૂતિ દાખવતા પૂછ્યું.

"કોઈ કોઈ વખત નાણાંની મદદ મળતી રહે, ધાર્મિક પ્રચાર માટે જોઇએ તેટલી ગીતા અમને આપો," તેણે કહ્યું.

સ્વામીજીએ તાત્કાળિક પોતાની પાસેથી ગીતાની ૫૦૦ નકલો અને થોડું ઘણું દ્રવ્ય આપી તેને વિદાય કર્યો, અને ફરી જરૂર જણાય ત્યારે વિના સંકોચે તેમની સમીપ દોડી જવા કહેવામાં આવ્યું હતું. આ પ્રસંગ બની ગયા પછી દર વર્ષે સ્વામીજી ૫૦૦, ૧૦૦૦ ગીતાની નકલો એ લોકોમાં વહેંચવા મોકલાવ્યા કરે છે, કદીક કદીક કુવા ખોદાવવામાં, અનાજ લેવા કરવામાં પણ મદદ આપતા રહે છે.

ત્યાંથી સ્વામીજી કાશી ગયા, આ વખતે કાશીના લગભગ તમામ પ્રતિષ્ઠિત પંડિતોએ અને મહાત્માઓએ એકઠા થઈ તેમને "ગીતાવ્યાસ"ની મહામોલી ઉપાધિ એનાયત કરી હતી અને સાથે સાથે એક માનપત્ર પણ આપ્યું હતું.

આ કાશીપ્રવાસ પછી મુંબાઈમા ચિનાઈ શેઠના આગ્રહથી તેઓ મુબાઇ ગયા, ત્યાં થોડા દિવસ કથા કરી વડોદરે આવ્યા. ત્યાં માણેકરાવજીના અખાડામાં હિંદુમહાસભા તરફથી "શ્રીકૃષ્ણજયંતી"નો ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો, તેમાં સર્વ સંપ્રદાયના હિંદુઓ ભેગા થયા હતા. ત્યાં તેમણે ગીતાના ચોથા અધ્યાયમાં ચર્ચેલા અવતારવાદનું સુંદર નિરૂપણ કર્યું હતું.

સ્વામીજી આ રીતે ગીતા પ્રચારના કાર્યની પાછળ સતત રાતને દિવસ મંડયા રહેતા હતા, તેમાંથી થોડો વિસામો લેવાની તેમને ઇચ્છા થઈ. પણ મહાપુરુષોનું લક્ષણ જ એ છે કે તેમને પોતાનું કહેવા જેવું કંઈજ હોતું નથી, તેમની પળે પળ કોકની સેવાને માટે નિર્માણ થઈ જ ચૂકેલી હોય છે. એટલે એમને વિસામોની ઇચ્છા હોય તે ક્ષણે અને તે સ્થળે કદાચ તેમને ઓછામાં ઓછો જ વિસામો મળે, એવું અચૂક બનતું રહે છે. સ્વામીજીને પણ એમ જ થયું. વડોદરાના નાગરિકોને આ જ અરસામાં સ્વામીજીનું સાર્વજનિક સન્માન કરવાની પ્રેરણા થઈ આવી, અને, તેને યથોચિત પાર પાડવા માટે એક પ્રગદાર અને

વિશાળ સમિતિ નીમવામાં આવી હતી. તેણે નક્કી કર્યા પ્રમાણે શહેરના ઘણા મોટા જનસમુદાયની સમક્ષ રાજ્યના દિવાન સાહેબ ધી. ટી. કૃષ્ણમાચારીના પ્રમુખપણા હેઠળ સન્માન સમારંભ યોજવામાં આવ્યો હતો, અને તે પૂરો થયા બાદ ગીતા માતાનો ઠાઠમાઠ સાથે વરઘોડો કાઢવામાં આવ્યો હતો. તેમાં વડોદરાના શેઠ ચતુર્ભુજદાસ, શેઠ રણછોડદાસ, નગરશેઠ હરિભક્તિ, શ્રી દિવાન સાહેબ; સહુએ ભાગ લીધો હતો. આ સમારંભની અંદર ઘણી અગ્રગણ્ય વ્યક્તિઓએ સ્વામીજીના કાર્યની પ્રશંસા કરી હતી.

આ સમારંભ પતાવીને એકાંતવાસ સેવવાના ઇરાદાથી સ્વામીજી 'રામટેક' પર્વત ઉપર ગયા હતા. આ પર્વત નાગપુરથી અઢાર માઇલ દૂર આવેલો છે, અને તે સ્થાન ઐતિહાસિક, પુરાણું, પ્રસિદ્ધ લેખાય છે. કવિ કાલિદાસની કલ્પનાએ તેને અમરત્વ બક્ષ્યું છે.૧ ભગવાન શ્રી રામચંદ્રજીએ આ જ પર્વતની ટોચ ઉપરથી ઋષિઓને દમતા દાનવોનો સંહાર કરવાનો ટેક લીધો હતો, એવી લોકોક્તિ છે. ૨

૧. કવિ કાલિદાસના યક્ષે મેઘને દૂત બનાવીને દૂર રહેતી પોતાની પ્રેયસીને પોતાનો સંદેશો પાઠવેલો છે. તેમાં રસ્તે જતા વચ્ચે જે જે શહેરો અને સ્થાનો આગમવાં પડે તેનું વર્ણન કરવામાં આવેલું છે. તેની ભૌગોલિક પરિસ્થિતિ જોતાં એ મેઘે આ રામટેક પર્વત ઉપરથી જ એ સંદેશો મોકલેલો લાગે છે.

આ રામટેક પર્વત ઉપર સ્વામીજી રહ્યા ત્યાં સુધી દર રવિવારે ભક્ત લોકોની ભીડ થતી હતી, તે વખતે ટુંકા ટુંકા વાર્તાલાપો અને શંકાઓનું સમાધાન કરવામાં આવતું હતું.

ત્યાંથી વડોદરે થઇ ધર્મજના શ્રી ઇશ્વરભાઇ પટેલ અને કિશોરભાઇ પટેલના ખાસ આગ્રહભર્યા આમંત્રણથી સ્વામીજી ધર્મજ ગયા. ત્યાં તેમના હાથે "ગીતાકન્યા-પાઠશાળા" નું ઉદ્દઘાટન કરાવવામાં આવ્યું હતું, ધર્મજમાં સાત દિવસ કથા કરી ભાદરણ, વીરસદ પણ એક એક દિવસ જઈ આવ્યા હતા. ત્યાંથી સ્વામીજી કરનાળી ગયા.

કરનાળીની આસપાસના પ્રદેશમાં માછી, કોળી, ધાણુકા, ભીલ આદિ પછાત જાતિના લોકોની વસ્તી સારા પ્રમાણમાં છે. એ હોડી, એ હલેસાં, એ જાળ, એ તીર, એ કામઠાં, એ જંગલી હેવાનીયત, એ ચોરી, એ લૂંટ, એ મારફાડ!—આ જ એ જાતિઓનો વ્યવસાય. ન મળે અન્ન,

---

એવું કેટલાક વિદ્વાનોનું મંતવ્ય થાય છે, ચિત્રકૂટની માન્યતા ઝંખવાતી જાય છે.

૨. આ પર્વતના ઉંચા શિખર પર રામ તથા લક્ષ્મણનાં જુદાં જુદાં મંદિરો છે. ત્યાં પહોચવા સુધીમા રસ્તામાં સાત દરવાજા આવે છે. રામાયણમાં એ કથા પ્રસિદ્ધ છે કે રામે આ પર્વત પર રાક્ષસોએ મારી ખાધેલા ઋષિઓનાં હાડકાં જોયાં. તે જ ક્ષણથી તેમણે પ્રતિજ્ઞા લીધી કે આવા રાક્ષસોથી આ પૃથ્વી નિર્મૂળ કરવી. આ ટેકને લઇને આ પર્વતનું નામ 'રામટેક' પડયું છે.

ન મળે વસ્ત્ર, ન મળે ઘર ! ન મળે શાતા, ન દાખવે સભ્યતા, ન હોય સ્વસ્થતા ! સમાજ જેને દૂર રાખે, જેનાથી ભડકે, તેને શાસન કરતી સરકાર—વિદેશી કે સ્વદેશી—કયા પીઠબળે અપનાવે ? એટલે એ જાતિયોને ગુનેહગાર જાતિ તરીકે ગણવામાં આવતી હતી. તેના અગ્રણીઓને પોલીસમાં હોજરી ભરવી પડતી હતી. આ બધી પરિસ્થિતિ સ્વામીજીના જોવા જાણવામાં આવી. એટલે ખૂબ સમજાવટ પછી એક દિવસ તેમાનાં કેટલાક આગળ પડતા લોકોને પોતાની પાસે બોલાવ્યા, બે શબ્દો સહાનુભૂતિના સંભળાવ્યા. ભગવાનની વાતો કરી, 'ધરમ'ની વાતો કરી, ભજન સંભળાવ્યાં. પેલા લોકો તો જાણે ટગર ટગર જોઈ જ રહ્યા. સ્વામીજીએ ધીમે ધીમે તેમનો સદ્‌વાસ કેળવવા માંડયો. એ લોકોની યે ભળ ભાગી—ભજન-ધૂન—કીર્તનમાં થોડા થોડા જોડાવા લાગ્યા, ટોળવા લાગ્યા. એમ કરતે કરતે એ લોકોની જ એક ભજનમંડળી રચાઈ, એમને ખૂબ મઝા પડવા લાગી. સ્વામીજીએ તેમને હરિનામ શીખવ્યું. મદ્ય, માંસ, આદિ વ્યસનો છોડાવ્યાં, અને જ્યારે ખાત્રી થઈ કે હવે તેઓ રાહ્‌પર આવતા જાય છે, ત્યારે પોલિસકમિશ્નર ઘાટગે સાહેબ સ્વામીજીના શિષ્ય હતા, તેમને કહીને તેમનાં નામ હાજરીપત્રકેથી કમી કરાવ્યાં. સ્વામીજી આ રીતે માનવસેવાનાં વિવિધ અંગોને અપનાવી રહ્યા હતા અને દરેકમાં પોતાના વ્યક્તિત્વની છાપ પાડી રહ્યા હતા.

કરનાળીથી સ્વામીજી ગયા અમદાવાદ. હરિદ્વારના કુંભ મેળાનું પર્વ નજદીકમાં આવી રહ્યું હતું. ભક્તો સ્વામીજીના સંગાથમાં જવા ઉત્સુક હતા. રિવાજ પ્રમાણે પ્રથમથી બધું નક્કી કરી ભક્તમંડળ સાથે સ્વામીજી હરિદ્વાર પહોંચ્યા. ઘંટાકોઠીમાં મુકામ કર્યો. આ મેળા દરમ્યાન "અખિલ ભારતવર્ષીય ગીતાસંમેલન"નું બીજું અધિવેશન તેને માટે ખાસ તૈયાર કરાવેલા આલીશાન મંડપમાં ભરવામાં આવ્યું હતું. આ વખતે પણ દેશ દેશના પંડિતો, વિદ્વાનો અને સર્વ સંપ્રદાયના મહાત્માઓ સંમેલનમાં આવ્યા હતા. સંમેલનમાં ગીતાની હજારો પ્રતો વિના મૂલ્યે વહેંચવામાં આવી હતી. રહસ્યપૂર્ણ પ્રવચનો થયાં હતાં. આખો મેળો ગીતામય બનાવી દેવામાં આવ્યો હતો. આ કુંભનો મેળો જોવા યુક્ત પ્રાંતના વડા પ્રધાન શ્રી ગોવિંદવલ્લભ પંત એક દિવસ આવી ચઢયા હતા. સ્વામીજીની ગીતાકથામાં પણ તેઓ હાજર રહ્યા હતા. ત્યાંનો સર્વ વ્યવસાય અને વ્યવસ્થા જોઈ તેમણે સંતોષ વ્યક્ત કર્યો હતો, અને જણાવ્યું હતું કે આવા રાષ્ટ્રીય સન્યાસીઓની જ ભારતની ભૂમિને વિશેષ જરૂર હતી.

વળી, આ મેળા દરમ્યાન મહાનિર્વાણી સંન્યાસી સમુદાયના મહંત શ્રી હરિશ્ચંદ્ર ગિરિજી અન્ય મહંતોને સાથે લઈને સ્વામીજીને મળ્યા હતા અને એ સમુદાયના પંચની ઇચ્છા જાહેર કરતાં જણાવ્યું હતું કે "તે આપને મહામંડળેશ્વરની પદવી સ્વીકારી લેવા આગ્રહપૂર્વક વિનંતી

"કરે છે. ભારતવર્ષમાં સેંકડોની સંખ્યામાં આપે મંડળો સ્થાપ્યાં છે, ચલાવ્યાં છે, તેમાં પ્રાણ પૂર્યા છે. એ મંડળોના મંડળેશ્વર તો આમે ય આપ છો જ. હવે તો માત્ર એક વિધિ જ કરવાની બાકી રહે છે."

"નહીં, ભાઈ, નહીં. મને એનાથી છેટો રાખો તો જ ઠીક," સ્વામીજીએ જણાવ્યું. છતાં આવેલા પ્રતિનિધિઓ એમ માની જાય તેમ ન હતું. સંન્યાસી સમુદાયના પ્રધાન મહંત બાબા રામગિરિજી, અષ્ટ કૌશલના મહંત લોકોએ મળીને, ઘણી દલીલો કરીને, સ્વામીજીને મહામંડળેશ્વર બનાવવા આગ્રહ રાખ્યો. અંતે એક શરતે તેમની વિનંતી સ્વીકારવા સ્વામીજી સંમત થયા. અને તે એ હતી કે પદનાં જે ચિન્હો* હતાં તે તેઓ સાથે લઈને ફરી શકશે નહીં. વિરક્તભાવે, એકલા, અને તદ્દન સાદી રીતે જ ફરવાનું તેઓ પસંદ કરશે. શરત માન્ય રખાઈ. આ રીતે સ્વામીજીની સંમતિ મળતાં બીજા મંડળેશ્વરોને, સંન્યાસી સમુદાયોને અનહદ આનંદ થયો. અને તે પછી તેને માટેના સમારંભના શુભ મુહૂર્તનો દિવસ નક્કી કરવામાં આવ્યો. તમામ અન્ય મહામંડળેશ્વરો, સંતો, મહાત્માઓ, મહંતોને આમંત્રણો મોકલવામાં આવ્યાં. તદનુસાર મોટા પ્રમાણમાં સમુદાય ભેગો પણ થયો હતો.

* છત્ર, છડી, ચામર અને ચાકર માણસોની મશાલ-ભાલા માણસોનો રસાલો—એ મહામંડલેશ્વર પદનાં ચિન્હો ગણાય છે. જ્યાં જાય ત્યાં દરેક સાથે રાખીને જ તેમણે ફરવું પડે છે.

વિધિનો આરંભ થતાંમાં સ્વામીજીએ પ્રથમ સહુની પૂજા અર્ચના કરી. ત્યારપછી ગાદી ઉપર બેસાડવાની વિધિ થાય છે, સર્વે હાથ પકડીને સ્વામીજીને લઈ જાય છે. "ૐ નમઃ પાર્વતીપતયે હરહર મહાદેવ"ની ઓજસ્વી નમસ્કારઘોષણા તે વખતે કરવામાં આવે છે, અને તે પછી ગાદી ઉપર બેસાડવામાં આવે છે. ગાદી પર બેઠા પછી ચાદરો ઓઢાડવામાં આવે છે, ભેટો અર્પણ કરવાની વિધિ થાય છે. છેવટે તેમની આરતી પણ ઉતારવામાં આવે છે. સામી પાસથી અન્ન, વસ્ત્ર, દ્રવ્ય આદિ પણ છૂટથી વહેંચવામાં આવે છે, અને આવેલા પ્રત્યેક સભ્યનું સન્માન સાચવવામાં આવે છે. રાજા મહારાજાને ગાદીનશીન કરતી વખતે પણ કેટકેટલી ઝીણવટભરી વિધિઓની વિગતો સાચવવી પડે છે? ખર્ચ પણ બેશુમાર, કરોડોનો, કયાં થતો નથી?

આ પદ પ્રાપ્તિની ખુશાલીમાં એક ધર્માદા દવાખાનું પણ ત્યાં ખોલવામા આવ્યું હતું. સ્વામીશ્રી શિવાનંદજી મહારાજને તેના સંચાલક નીમ્યા હતા. હાલ તેઓ અમદાવાદના ગીતામંદિર અંગેના ધર્માદા દવાખાનાની દેખભાળ રાખે છે. આ મેળાના આદિથી અંત સુધીના સંચાલક તરીકે મહંત શ્રી હરનારાયણ ગિરિજી રહ્યા હતા. હાલ તેઓ કરનાળી ગીતામંદિરમાં રહે છે.

આ વખતના હરિદ્વારના કુંભ મેળામાં સ્વામીજીને બાળ બ્રહ્મચારી સદાનંદજીનો મેળાપ થયો હતો. બાળક ભાવથી તેઓ સ્વામીજીને મળ્યા. તેમની સેવાનો હરદમેશ

લાભ આપતા વિનવતી કરી રહ્યા ત્યાં સુધી એ કેશીવા બાળકે સ્વામીજીની અનન્ય ભાવે સેવા કરી તેમની પ્રીતિ સંપાદન કરી લીધી. એમ કરતે-કરતે સ્વામીજીની અંગત સેવામાં તેઓ સ્થાપિત થઇ ગયા. તે પછી સ્વામીજીને પોતાનું સર્વસ્વ અર્પણ કરીને તેમની સેવામાં તન્મય બનીને તેઓ લાગી ગયા છે. અને ત્યારપછી સ્વામીજી જ્યાં જ્યાં ફર્યા છે, દેશમાં અને વિદેશમાં, ત્યાં ત્યાં આ બાળ બ્રહ્મચારીએ પણ તેમની સાથે ફરી સહુને કુતૂહલ ઉપજાવ્યું છે. હાલ તેઓ સ્વામીજીની આજ્ઞાથી ગીતાધર્મ પ્રેસનું સંચાલન કરી રહ્યા છે અને સાથે સાથે અમદાવાદના ગીતામંદિરમાં ચાલતા ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલયને પણ પોતાની સેવાઓ આપી રહ્યા છે. ૧૯૫૪ની સાલમાં તેઓએ સંન્યસ્ત લેવાની પોતાની અહેચ્છા સ્વામીજી આગળ પ્રગટ કરી અને તે મુજબ પ્રયાગકુંભમાં ત્રિવેણીતટે સ્વામીજી પાસેથી સંન્યસ્તદીક્ષા ગ્રહણ કરી લીધી છે.

હરદ્વારના કુંભ મેળામાં કાશ્મીરના કેટલાક આગેવાન હિંદુઓ આવ્યા હતા, તેમના આમંત્રણ અને આગ્રહથી સ્વામીજી ગીતાપ્રચાર અર્થે કાશ્મીર ગયા. જમ્મુ અને શ્રીનગરમાં ઘણા દિવસ ગીતાનો ઉપદેશ સંભળાવી સહુને સંતોષ આપ્યો હતો. ત્યાંથી તેઓ વડોદરા આવ્યા.

વડોદરેથી સ્વામીજી અમદાવાદ ગયા. ત્યાંના ડૉ. હરીભાઈના અથાગ પ્રયત્નથી ઊભા થએલા 'ક્ષય નિવારણ ફંડ'માં તેમણે ખાસ સહાયતા કરી હતી. ત્યાંથી પાછા

વડોદરે આવ્યા. તે વખતે વડોદરાના મહારાજા વિલાયતની સફરેથી પાછા ફરી મુંબઈમાં માંદગીને બીછાને પટકાઇ પડ્યા હતા. સ્વામીજીને ખબર પડતાં "જાહેર પ્રાર્થના થાય તો સારૂ" એવું તેઓ મનમાં ઇચ્છી રહ્યા હતા. તેટલામાં જ વડોદરાની પ્રજાનો તમામ વર્ગ, અને વડોદરામાં હતા તે ધર્મગુરુઓએ યોજેલી પ્રાર્થનાસભાનું તેમને આમંત્રણ મળ્યું. તેમાં સ્વામીજીએ પ્રમુખપદેથી એક સમૂહ ઇશ્વરપ્રાર્થના કરાવી હતી, અને મહારાજાને સંપૂર્ણ સ્વાસ્થ્ય પુનઃ પ્રાપ્ત થાય એવું વાંચ્છયું હતું.

તે પછી સ્વામીજી એકાંતવાસ સેવનની ઇચ્છાથી કરનાળી ચાલી ગયા હતા. તેમણે નિશ્ચય એવો કર્યો હતો કે કરનાળીથી એક માઈલ દૂર નર્મદાની ભેખડ ઉપર એક ગુફા હતી તેની અંદર એક વર્ષ સુધી એકાંત સેવન કરવું. પણ આ નિશ્ચય અમલમાં મૂકે તે પહેલાં ફરી પાછું વડોદરાનું આમંત્રણ આવ્યું.

વડોદરાના રાજવી સયાજીરાવે વડોદરાની પ્રજાનો અનહદ ચાહ મેળવ્યો હતો. તેઓની માંદગીના સમાચારે સમસ્ત પ્રજાની અંદર શોકની લાગણી પ્રસરાવી દીધી હતી. સહુની ઇચ્છા હતી કે તેઓ ઝટ સાજા થઇ જાય. પ્રજા ભેગી મળીને તેમના આરોગ્ય સારૂ પ્રાર્થના કરે એવું તેના આગેવાનોએ નક્કી કર્યું હતું. ન્યાયમંદિરના હૉલમાં તે સભા રાખવામા આવી હતી. આ સભાના સભાપતિ બનવા માટે એક ખાસ ટ્રોલી મોકલી ઠેઠ કરનાળીથી સ્વામીજીને

બોલાવવામાં આવ્યા હતા. તેઓ કાંઇ પણ આનાકાની વગર આ મહાત્મના, મહારાજાની, દુવા ઇચ્છવા આવ્યા, સભામાં સાર્વજનિક પ્રાર્થના કરાવી, વળી પાછા કરનાળી ચાલી ગયા. ત્યાંથી તરત જ એકાંતવાસને માટે ગુફામાં તેમણે પ્રવેશ કર્યો.

સ્વામીજીના એકાંતવાસની તમામ તજવીજ અને દેખરેખ સ્વામી મંગળગિરિજીને સોંપવામાં આવેલી હતી. સ્વામી મંગળગિરિજી પણ તેમની ન્હાની ઉમરથી સ્વામીજી પાસે આવીને વસેલા છે. તેમની સેવામાં હંમેશ તત્પર રહે છે. ખાસ કરીને નર્મદાકિનારા ઉપરની ગીતાજ્ઞાન-ગુફાના એકાંતવાસના સમયમાં સઘળી તકેદારી તેઓને શીરે જ રહે છે.

આ તપશ્ચર્યા કરતે કરતે સાત માસ વીતી ગયા, તે દરમ્યાન દૂધ અને બે બટાટા એ જ માત્ર તેમનો નિત્યનો આહાર રહ્યો હતો. તેમના અંતેવાસી સેવકોના મનમાં આ વખતે એવી ભાવનાનો ઉદય થયો કે જે તપસ્વી લોકકલ્યાણ માટે, પ્રભુની વાણી (ગીતા)નો સ્વાદ સહુને ચખાડવા માટે, રાતદિન ઘુમ્યા કરે છે, અને લોકોને સન્માર્ગે વાળે છે, અને પોતે આકરાં કષ્ટો વેઠયા કરે છે, એ તપસ્વીને જગદ્‌ગુરુ કેમ ન કહેવા ? આ જ અરસામાં મહાનિર્વાણી સંન્યાસી સમુદાયના પંચના મહાત્માઓ છેક હિમાચળથી દ્વારકાં સુધીની યાત્રા કરવા પગપાળા નીકળ્યા ના તેઓ સ્વામીજીના ખાસ આગ્રહથી ચાતુર્માસ

કરનાળીના ગીતામંદિરમાં ફરવા રોકાયા હતા. એ પંચની સાથે સેંકડો મહંતો અને મહાપુરુષો હતા. વળી ગુરુપૂર્ણિમાની તિથી પાસે આવી રહી હતી. તે તિથી ઉપર સ્વામીજીનો આખો શિષ્યગણ અને ભક્તલોકો દેશના ઘણા ખરા ભાગોમાંથી તેમના દર્શનાર્થે ભેગા થયાં હતા. સ્વામીજીને જગદ્‌ગુરુની પદવી આપવાનો વિચાર સેવકોએ ભક્તો આગળ રજુ કર્યો. તેઓને સંમતિ આપતાં શી વાર? ઉલટ હર્ષભેર એ વિચારને વધાવી લીધો.. પંચના મહંતો સમક્ષ પણ આ પ્રસ્તાવ મુકાયો. તેમણે પણ વિરોધ લેવા કંઇ કારણ ન હતું. હમણાં જ મહામંડળેશ્વરની પદવી તેમણે જ આપી હતી ને? સર્વેએ એકમત થઇ નિર્ણય કર્યો કે ગુરુપૂર્ણિમાને દિવસે આ પદવીદાન કરવું. તે દિવસે તે મુજબ એક ઘણો મોટો સમારંભ ઉજવવામાં આવ્યો હતો. સાંપ્રતકાળમાં યે આવી ચાનક પદવીઓ નામાંકિત વિદ્વાનો અને નેતાઓને ક્યાં નથી અપાતી? સ્વામીજી ભારતભરના ખુણે ખુણે વિચરતા અને જ્યાં જતા ત્યાં અનેક પ્રકારનાં ધાર્મિક, સુસાંસ્કારિક મંડળો ઊભાં કરતા, તેને માર્ગદર્શન આપતા, સુદૃઢ સુવ્યવસ્થિત પાયા ઉપર મુકી આપતા, કાર્યશીલ બનાવતા અને તેમાં અનેરો પ્રાણ પૂરતા. આથી તે તમામ મંડળો સ્વામીજીને તેમની પ્રેરણામૂર્તિ તરીકે વિલોકતાં, પૂજતાં અને સન્માનતાં અને એ જ પૂજ્યભાવને લઇને તેઓ 'મહામંડળેશ્વર' પદને પામ્યા હતા. પરંપરાગત રીતે અગર કોઇ ગાદીના વારસ તરીકે તેમને આ પદ પ્રાપ્ત થયું ન

હતું; એ સ્વામીજીની વિશિષ્ટતા ખાસ નોંધ માગી લે છે. એ જ રીતે જગદ્‌ગુરુની ઉપાધિ તેમને એનાયત કરવામાં આવી હતી. પ્રથમ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યે હિંદુધર્મ અને સંસ્કૃતિના રક્ષણાર્થે જે જહેમત એકલે હાથે ઉઠાવી હતી; તેવી જ જહેમત આ યુગમાં ગીતાધર્મ અને હિંદુ-સંસ્કૃતિના રક્ષણાર્થે સ્વામીજી એકલે હાથે ઉઠાવી રહ્યા હતા. ભારતની સીમા વટાવીને આ બન્ને કાર્યો માટે તેમણે વિદેશના પ્રવાસો ખેડેલા છે અને ત્યાં પણ ભારતની રોશની પ્રગટાવી છે. એટલે જગદ્‌ગુરુ પણ કોઈ ગાદીપરંપરાથી કે એવા કોઈ નાતાથી તેઓ બન્યા નથી અને લોકોના અંતરના ઉમળકાની લાગણીઓના જ બળે આ બન્ને–મહામંડળેશ્વર અને જગદ્‌ગુરુ–પદો તેમણે સંપાદન કર્યાં છે એ ઘટના કદી ભુલાય તેમ નથી. જે દિવસથી તેઓ જગદ્‌ગુરુની ગણનામાં ગણાવા લાગ્યા તે દિવસથી તેમનું આખું ઉપાધિમિશ્રિત નામ લખવું હોય તો 'પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ મહામંડળેશ્વર, જગદ્‌ગુરુ, લોકસંગ્રહી, ગીતાવ્યાસ, સ્વામી શ્રી વિદ્યાનંદજી મહારાજ,' એ રીતનું લખવું જ રહ્યું.

આ પછી સ્વામીજીનો ષોડશતિવાસ સફળતાપૂર્વક પાર પામ્યો. તેની ખુશાલીમાં ગીતાજયન્તિના મહોત્સવ વખતે ઠેરનાળીમાં મોટો મેળો ભરાયો હતો. તે વખતના કાર્યક્રમમાં ષોડશોપચાર પૂજા, તેઓશ્રીની મૂર્તિનું ઉદ્‌ઘાટન અને સ્મારકમંદિરનું ઉદ્‌ઘાટન, એટલાં વાનાં રાખવામાં આવ્યાં હતાં. વડોદરાના દિવાનસાહેબે આ બન્ને પુરસ્કાર મૂકતા

સ્વામીજીના કાર્યની મુક્તકંઠે પ્રશંસા કરતાં જણાવ્યું હતું કે "સ્વામીજી ખરેખર લાખો સંન્યાસીઓમાં એક રત્ન સમાન ભાસે છે. આજકાલ ધર્મવિમુખ થતી જતી જનતામાં ધાર્મિક સંસ્કારના તેઓ પ્રાણ પૂરે છે." હાજર રહેલા બીજા અનેક પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોએ અને વિદ્વાનોએ પણ તેમને માનાંજલી અર્પી હતી. અત્યંત હર્ષોત્સાહ સાથે આ કાર્યક્રમ આટોપવામાં આવ્યો હતો.

એકાંતવાસ પૂરો થતાં સ્વામીજી પહેલવહેલા અમદાવાદ ગયા હતા. અમદાવાદવાસીઓને મન આથી તેમનું બહુમાન થતું હતું એમ લાગ્યું. અને સ્વામીજીની કૃપાનું આ ફળ હતું એમ માન્યું. એટલે તેમના પુનિત પગલાને આવકારવા સ્ટેશનથી તે બોરડી મીલ સુધી તેમને સરઘસાકારમાં લઇ ગયા. અને ત્યાં નાગરિકો તરફથી એક સુંદર માનપત્ર આપવામાં આવ્યું હતું.

અમદાવાદથી વડોદરા આવી તેમણે તારકેશ્વર મહાદેવમાં કથા ચાલુ કરી હતી. એક વર્ષની એકાંત તપશ્ચર્યાને અંતે જે સન્માનસમારંભ ઉજવવામાં આવ્યો હતો અને તે વખતે સ્વામીજીના શિષ્ય તેમજ ભક્ત ગણે ગુરુદક્ષિણાના રૂપમાં જે ભેટ તેમના ચરણે ધરી હતી તે લગભગ ત્રીસેક હજાર રૂપીયા જેટલી થઈ હતી. સ્વામીજીને એ મુંઝવણ થતી હતી કે તેનું કરવું શું? તેનો વિનિયોગ કેવી રીતે કરવો? વડોદરાના શિષ્યવૃંદની વચ્ચે આ પ્રશ્નની ચર્ચા સ્વામીજીએ જ ઉપાડી, તેમાં છેવટે

એવું નક્કી કરવામાં આવ્યુ કે આ નાણાંનો ઉપયોગ વડોદરામાં એક સુંદર ગીતામંદિર ઉભું કરવામાં કરવો. આ નિર્ણયનો ઝડપી અમલ કરવામાં વડોદરાના શેઠ શ્રી રણછોડદાસ તથા શ્રી મંગુભાઈએ સારી સહાયતા કરી હતી. [એકે ગીતામંદિરનો કથાહૉલ બંધાવી આપવાનું માથે લીધું, બીજાએ તેનો મુખ્ય દરવાજો બંધાવી આપવાનું માથે લીધું. બીજાઓએ પણ શ્રદ્ધાપૂર્વક અને શક્તિ અનુસાર સહાય કરવા માંડી, આ રીતે કામ ધમ ધોકાર ચાલ્યું.

ત્યાંથી સ્વામીજી અમદાવાદ ગયા, ત્યાં એક દિવસ શેઠ માણેકલાલ અને શ્રીમતી જયકોર બા તેમને મળવા આવ્યાં હતાં. વાતવાતમાં તેમણે કહ્યું કે "આ વખતે અમે બધા વડોદરેથી ત્યાંના ગીતામંદિરના ઉત્સવમાં ભાગ લઈ પાછા અમદાવાદ આવતા હતા, ત્યારે ટ્રેનમાં જ શેઠ રમણલાલ લલ્લુભાઈ, દાદાભાઈ પ્રજાપતિ, અંબાલાલ હિંમતભાઈ વિગેરે મંડળનો સંગાથ થઈ ગયો હતો. રસ્તામાં અમે વાતો કરતા હતા તે વખતે અમે બધા એ જ વિચાર કરતા હતા કે કરનાળીમાં ગીતામંદિર બંધાયું, વડોદરામાં બંધાયું, અમદાવાદમાં કેમ ન બંધાય ? એટલે આપ જો અનુમતિ આપો અને આજ્ઞા કરો તો તે કામ અમે ઉપાડી લઈએ." એકે અમુક કામ ઉપાડી લેવા જણાવ્યું, બીજાએ બીજું, ત્રીજાએ ત્રીજું, એમ ત્યાંતો પડાપડી ચાલી. એટલે સ્વામીજીની મંજુરીની મ્હોર તે રને વાગી ગઈ, અમદાવાદમાં ગીતામંદિર સ્વતંત્ર

રચાશે એટલે બારડી મીલનો તેમનો મુકામ ઉઠી જશે એ વિચારથી એ મીલના-માલિકનું કુટુંબ આખું અધીર અને ઉદાસ થયું હતું. મંદિરના ખાતમુહૂર્તનો દિવસ આવી પહોંચ્યો, સ્વામીજીનો વાસ એ મેદાનમાં જવાનો હતો. એટલે તે દિવસની સ્હવારની કથામાં મીલ તરફથી તેમને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું, સ્હાંજે મેદાન ઉપર જતી વખતે મોટા સરઘસના રૂપમાં તેમને લઇ જવામાં આવ્યા હતા. ખાતમુહૂર્ત શેઠ હિંમતલાલ ભાઇ તથા તેમનાં ધર્મપત્ની સૌ. મણી બાને હાથે કરાવવામાં આવ્યું હતું. શિલારોપણ વિધિ સ્વામીજીના હાથે થયો હતો, આ જ મેદાનમાં તેમણે બે માસ સુધી કથા કરી હતી. વચમાં રામનવમીનો ઉત્સવ પણ એ જ મેદાનમાં ધામધૂમથી ઉજવવામાં આવ્યો હતો, સ્વામીજી ત્યાંથી ભાવનગર ગયા, ત્યાંના યશોનાથના મંદિરમાં યુદ્ધની શાંતિને માટે જાહેર પ્રાર્થના રાખવામાં આવી હતી, જે પ્રાર્થનાનું સંચાલન કરવા તેમને ખાસ નિમંત્ર્યા હતા. ઇશ્વર પ્રાર્થના એવા તો મર્મસ્પર્શી શબ્દોમાં સ્વામીજીએ કરાવી કે ત્યાં હાજર રહેલી મેદનીએ તેમની વાણીનો વધુ લાભ આપવા આગ્રહ કરી તેમને રોકી રાખ્યા, એટલે તેજ સ્થાનમાં સવા માસ સુધી ગીતાની કથા કરી. એક દિવસ ખાસ આમંત્રણથી રાજમહેલમાં કથા કરવામાં આવી હતી. સહુની પ્રસન્નતા એટલી બધી થઇ હતી કે જતી વખતે તેમને રાજકીય સન્માનપૂર્વક વિદાયગીરી આપવામાં આવી હતી. ત્યાંથી તેઓ અમદાવાદ થઇ મુંબઈ ગયા,

આ દરમ્યાન "ગીતાધર્મ" માસિકના, વાર્ષિક વિશેષાંકો નીકળવા માંડયા હતા. લગભગ છસો જેટલાં પાનાનો પ્રત્યેક અંક બહાર પાડવામાં આવતો હતો. વિષયની પ્રતિપાદનશૈલી એટલી સરળ અને વ્યવહારૂ રહેતી કે જનતાના ઘણા મોટા ભાગને તે આકર્ષવા લાગી. અને તેથી આ અંકો સાધારણ જનસમાજમાં પ્રિય થઇ પડ્યા. ત્યાર પછી વડોદરે થઇ સ્વામીજી નાગપુર પહોંચ્યા હતા.

નાગપુરના ઉપદેશ દરમ્યાન કાશીના સનાતન-ધર્મીઓની અખિલભારતીય સંસ્થા "શ્રી ભારતધર્મ મહામંડળ" તરફથી તેમના ઉપર એક એવો પત્ર પાઠવવામાં આવ્યો હતો કે તેના કાર્યકર્તાઓએ કાશીમાં તે મહા-મંડળનું ચોથું અધિવેશન ભરાવાનું હતું તે વખતે સહુની હાજરીમાં સ્વામીજીને જ્યોતીર્મઠના અધિષ્ઠાતા તરીકેનું શંકરાચાર્ય પદ સોંપવાનો નિશ્ચય કર્યો હતો. સ્વામીજી તો આ નિર્ણય જાણીને હેબતાઇ જ ગયા, અને તાબડતોબ જવાબ લખી નાંખ્યો "ના ! ના ! એવી કોઇ ભૂલ કરી બેસતા !"

ત્યાંથી પેટલાદના શેઠ રમણલાલ કેશવલાલ તથા યશશ્ચંદ્ર મોતીભાઇ મહેતાના આગ્રહથી તેઓ પેટલાદ ગયા. ત્યાં પંદર દિવસ કથા કરી હતી. શ્રોતાઓની ભીડ એટલી થતી હતી કે ત્રણ ત્રણ કથાસ્થાનો બદલવાં પડવાં, છેલ્લે દિવસે સ્વામીજીની પૂજા, અર્ચના, આરતી

ઉતારવામાં આવી હતી. સાથે સાથે કથાની ફિલ્મ પણ ઉતારવામાં આવી હતી.

પેટલાદથી સ્વામીજી અમદાવાદ ગયા. ત્યાંની પ્રાંતિક કોંગ્રેસ સમિતિએ રેલે સર્જેલી ખાનાખરાબીની હકીકત તેમના આગળ રજુ કરી અને સહાયતા માગી. સ્વામીજીએ તો તેમના રીવાજ પ્રમાણે કથામાં આ બાબતનો ઉલ્લેખ કર્યો અને મદદ માટે ટહેલ નાંખી. અન્ન, વસ્ત્રના ગંજ ખડકાયા. સઘળું કોંગ્રેસ સમિતિને મોકલાવી આપ્યું.

અમદાવાદથી મુંબાઈ જઈ માધવબાગમાં કથા કરી. હવે તો સ્વામીજીનું પ્રચાર કાર્ય વર્તમાનપત્રોના પાનાં ઉપર પણ ચમકવા લાગ્યું હતું. કથામાં મેદની એવી જામતી કે માધવબાગના કથા મંડપની એક તસુ પણ જગ્યા ખાલી રહેતી નહીં. આ સમય દરમ્યાન સૂર્યગ્રહણનો દિવસ આવી રહ્યો હતો. સ્વામીજીએ કથામાં જાહેર કર્યું કે એ અવસરે સમુદ્રના ઓવારે ચોપાટી ઉપર સમગ્ર ગીતાનું પારાયણ કરાવવામાં આવશે. એટલે સહુએ પોતપોતાની ગીતા સાથે લઈને આવવું. બસ, પછી પૂછવું શું ? ગ્રહણને દિવસે સમુદ્રના તટ ઉપર આશરે પચાસ હજાર માણસોનો મેળો ઉમટયો હતો. લાઉડસ્પીકર વિગેરેની પહેલેથી વ્યવસ્થા સારી કરવામાં આવી હતી. શરૂઆતમાં સ્વામીજીએ ગીતાના પંદરમા અધ્યાયનું પારાયણ કર્યું. તે પછી ગ્રહણના વિષયમાં માહીતિપૂર્ણ એક વ્યાખ્યાન કર્યું. ત્યારબાદ ત્યાં હાજર રહેલાં નરનારીઓ પાસે

વ્યવસ્થિત રીતે આખી ગીતાનું પારાયણ કરાવ્યું. આ વખતનું દૃશ્ય ખરેખર અપાર્થિવ વાતાવરણ સરજાવી રહ્યું હતું. તેના દૃશ્યો વર્તમાન પત્રોવાળાઓએ ઝડપ્યા હતા અને તેઓના અંકોમાં મોખરે મૂક્યા હતાં. તે શિવાય મુંબાઈમાં શાન્તાક્રુઝ સંતકુંજમાં એક હિંદુ સ્ત્રી મંડળ નામની સંસ્થાએ "ગુરૂવાર ગીતા મહિલા મંડળ"* નામનું એક ગીતા અભ્યાસ વર્તુલ રચ્યું હતું. તેની વિનંતીથી સ્વામીજીએ મહીલાઓને ખાસ ઉપદેશ આપ્યો હતો.

મુબાઈથી શેઠ ચંદુલાલ સાકળચંદ તથા શેઠ મોહનલાલ સાકળચંદ અત્યંત આગ્રહપૂર્વક સ્વામીજીને પોતાની સાથે નડીઆદ લાવ્યા હતા અને તેઓના ભગતનિવાસ બંગલામાં જ રાખ્યા હતા અને ત્યાં પંદર દિવસ કથા કરી હતી. એક દિવસ ખેડુતોની સભામાં પોતે સભાપતિ તરીકે રહી કૃષિકારોને ખુબ અગત્યનો અને રહસ્યપૂર્ણ ઉપદેશ આપ્યો હતો. ત્યાર બાદ તેઓ મુંબઈ પરત ગયા હતા.

આજ અરસામાં અમદાવાદના ગીતામંદિરની ભવ્ય ઇમારત રચાઇ પૂર્ણ થઈ ગઈ હતી. તેના સંચાલકોએ તેના ઉદ્ઘાટનનો ઉત્સવ યાદગાર રીતે ઉજવાય એવો

---

* આ મંડળનો ઉદ્દેશ નીચે પ્રમાણેનો રહેલો છે–સ્વામીજી જ્યારે મુંબાઈમાં ન હોય ત્યારે પ્રત્યેક ગુરૂવારને દિવસે ગીતાના અઢારે અધ્યાયોનું પારાયણ કરવું, તથા ગીતાગૌરવ ભાષ્યની એક કલાક સુધી કથા વાચવી. અંતે ભગવાન શ્રી કૃષ્ણ, ગીતામાતા તથા સ્વામીજીની આરતી ઉતારી એ દિવસનો કાર્યક્રમ પૂરો કરવો.

નિર્ણય કર્યો હતો. ગીતા માતાની પ્રતિષ્ઠા પણ કરાવવાની હતી. ગીતાના મંત્રોનો ઉદ્ઘોષ ઘર ઘર ગાજતો થાય તેમ કરવાનું એમણે-બીડું ઝડપ્યું હતું અને સમગ્ર જીવન હોડમાં મૂક્યું હતું તેવા સ્વામીજી તો મુંબઈ બિરાજતા હતા. એટલે અમદાવાદનું મંડળ ઉપડ્યું મુંબઈ, અને સ્વામીજીને મળી વિગતભરી વાતો કરી, સાત દિવસનો એક ભરચક કાર્યક્રમ ગોઠવી કાઢ્યો. સ્વામીજીએ પોતે કથા કરતા હતા તેની અંદર આ બધી બાબતનો ઉલ્લેખ કર્યો. સાંભળવા આવેલી જનતાને હાર્દિક આમંત્રણ આપ્યું. ત્યાર બાદ તેઓ અમદાવાદ ગયા. કાર્યસંચાલનને સારૂ વિવિધ સમિતિઓ રચી. નિયત સમયે ભારે ધામધૂમથી ઉત્સવ ઉજવાઈ ગયો. છેલ્લે દિવસે ગીતામાતાની અલૌકિક અને ઐતિહાસિક સવારી કાઢવામાં આવી હતી, જેમાં દેશદેશના સેંકડો વિદ્વાન બ્રાહ્મણો અને હજારો સદ્‌ગૃહસ્થોએ ભાગ લીધો હતો. આ સાતે દિવસો દરમ્યાન અમદાવાદમાં ઉત્સાહનું એવું પ્રચંડ મોજું ઉછળ્યું હતું કે એ સિવાય બીજી કંઈ વાત જ કોઈ કરતું જણાય નહીં. વર્તમાનપત્રોએ પણ આ પ્રસંગે ખૂબ કાળજીથી કાર્યક્રમના વિગતવાર અહેવાલો દરરોજ પોતાનાં પાનાં ઉપર ચમકાવ્યો હતો.

અમદાવાદનો ઉત્સવ પૂરો કરી સ્વામીજી વડોદરે ગયા. ત્યાં પણ એ જ પ્રકારના સાપ્તાહિક કાર્યક્રમ પ્રમાણે

ગીતામંદિરની સ્થાપના હાથ ધરવામા આવી હતી. તેના પણ અહેવાલો સારી પેઠે વર્તમાનપત્રોમાં છપાયા હતા.

આ બન્ને મહાકાર્યો પતાવીને પ્રયાગ કુંભમેળાના અવસર પર તેઓ પ્રયાગ પહોચી ગયા હતા. ગંગાયમુનાની મધ્યમા પવિત્ર ત્રિવેણીના સંગમ—તટ ઉપર ગીતાપ્રચારને માટે એક છાવણી ઊભી કરવામા આવી હતી ત્યા એક માસ સુધી ગીતાનો પ્રચાર કર્યો. અહી તો ઇસાઇ, મુસલમાન લોકો પણ કથા સાભળવા આવતા હતા. સ્વામીજીની ઇચ્છા તો આખાયે સસારને ગીતામય બનાવી દેવાની હતી (અને છે)

પ્રયાગથી સ્વામીજી કાશી ગયા હતા ત્યાના ગીતા—ધર્મ પ્રેસમાથી તે વખતે ચિત્રમયી ગીતા (ગીતાના ચિત્રોનું કલામય આલ્બમ) પ્રસિદ્ધ કરવામા આવી હતી

કાશીથી સ્વામીજી અમદાવાદ ગયા. અધિક વૈશાખ માસમા ગીતાનદિરમા કથા શરૂ કરી આ વખતે સ્વામીજી પોતાની સાથે એક મહાત્મા ધન્વતરીગુરુ સ્વામી શિવાનદ જીને પ્રયાગથી લઇ આવ્યા હતા આ સ્વામી શિવાનન્દજી પહેલા હિમાલયના પહાડોમા ઘણુ ઘૂમતા ફરતા, પરિભ્રમણ કરતા સ્વતત્ર વિચરતા રહેતા, અને ત્યારથી દેશી વનસ્પતિ ઔષધિઓનો અને નાડીપરીક્ષાનો તેમણે સારો પરિચય કેળવી લીધો હતો ત્યારબાદ હરિદ્વાર, ઉજ્જન અને પ્રયાગના કુભમેળાઓમા તેઓ સ્વામીજીની પાસે વારવાર આવીને તેમના ગીતાકેમ્પમા જ રહેતા સ્વામીજી ઉપર

શ્રી ગીતામંદિર અમદાવાદ ધર્માર્થ ઔષધાલયના
સંચાલક :—



સ્વામી શ્રી શિવાનંદજી મહારાજ યોગીરાજ
ધનવંતરિગુરુ

તેમની શ્રદ્ધા અને ભાવના અચળ છે. તેમને એક સિદ્ધ ગુરુ તરીકે તેઓ લેખે છે. પ્રથમ જ્યારે સ્વામીજી પાસે આવ્યા ત્યારે તેમણે કહ્યું કે "તમને હિમાલયની જડી બુટ્ટીઓનું ઘણું સારૂ જ્ઞાન છે અને તમે આયુર્વેદ શાસ્ત્રના પૂર્ણ જાણકાર છો. એટલે ધારો તો લાખો માણસોનું તમે ભલું કરી શકો એમ છો. તમારો યોગ પૂર્ણ થયો છે. હવે તમે જનતાનું કલ્યાણ કરવા માટે તત્પર બનો. ત્યારપછી દરેક કુંભ મેળામા તેઓ આયુર્વેદિક દવાખાના ખોલાવતા અને તેના ઉપર દેખરેખ રાખતા. આવા તજ્જ્ઞ માણસનું સ્વામીજીને પણ કામ જ હતું. અમદાવાદ ગીતા મંદિરમાં ધર્માર્થ ઔષધાલય ખોલ્યું જ હતું, તેના સફળ સંચાલન માટે આવા સેવાભાવી સ્વામીજી મળી જાય તો તેના કરતાં બીજુ રૂડું શું ? એમ માની તેમને અમદાવાદ લાવ્યા હતા. ત્યાં તેમને મંદિરનો વહીવટ તથા ઔષધાલયનું કામ સોંપવામાં આવ્યુ. ત્યારથી લાખો માણસોએ આ ઔષધાલયનો લાભ લીધો છે. આખા ગુજરાતમા તેમણે પોતાની નામના જમાવી છે. તેઓ સ્વામીજીની સાથે જ રહી પોતાનું તેમજ અન્યનું કલ્યાણ સાધી રહ્યા છે. ગીતામંદિરના ટ્રસ્ટીઓમા પણ તેઓ એક પ્રધાન ટ્રસ્ટી તરીકે નિયુક્ત થયા છે.

આ જ અરસામાં કાશીના ગીતાધર્મ પ્રેસની કામગીરી ઠીક આગે બઢી રહેલી હોવાના સમાચાર સ્વામીજીને પહોંચાડવામાં આવતાં તેઓ ખૂબ પ્રસન્ન થયા હતા. એ

પ્રેસમાં હવે "બ્લોકવર્કસ"નું કામ પણ વધારવામાં આવ્યું હતું.

આ રીતે સ્વામીજીએ હાથ ધરેલા પ્રત્યેક પ્રયાસને જનતા કેવી ઝડપથી વધાવી લેતી હતી તેનો દિગ્દર્શન થઈ જાય છે.

અમદાવાદથી સ્વામીજી વડોદરે ગયા હતા. ત્યાં શેઠ હિંમતલાલ શિવલાલસ્મારક ધર્મશાળાનું ઉદ્ઘાટન કર્યું હતું. તેમજ ગણપતિ ઉત્સવ નિમિત્તે વડોદરાના મહારાજાના ખાસ આમંત્રણથી લક્ષ્મીવિલાસ રાજમહેલના દરબાર હૉલમાં ગીતા તથા ગણેશવિષયક વ્યાખ્યાન કર્યું હતું. દશેરાને દિવસે રાષ્ટ્રીય સ્વયંસેવક દળને ઉદ્બોધન કર્યું હતું.

વડોદરેથી સ્વામીજી રાજકોટ ગયા હતા, પંચનાથ મહાદેવના મંદિરમાં એક માસ પર્યંત કથા કરી હતી. ત્યાંથી ગોંડળનું નિમંત્રણ આવવાથી ગોંડળ ગયા હતા, ત્યાં સરદારોની જાડેજા કૉલેજમાં ગીતા પ્રવચન કર્યું હતું. સાંજે મહારાજાના આમંત્રણથી રાજમહેલમાં ગયા હતા; મહારાજાએ વિધિપૂર્વક તેમનું સ્વાગત કર્યું, વ્યાઘ્રાંબર ભેટ આપ્યું. ગોંડળના મહારાજા વિદ્યાપ્રેમી હતા, વિદ્યાના વ્યસની હતા. ગીતાનું અધ્યયન તેમણે પણ કરેલું હતું, અને તેના ઉપરથી પોતાને જે શંકાઓ ઉદ્ભવી હતી તેનું

ટાંચણ* કરી રાખ્યુ હતું, તે આ વખતે સ્વામીજી આગળ ખુલ્લુ કરી દેવામા આવ્યું સ્વામીજીના મુખેથી તેનુ સમાધાન સાંભળી તેઓ પ્રસન્ન થયા હતા.

ગોંડળથી રોજ સ્હાજે આવીને રાજકોટની કથા ચાલુ રાખી હતી. કથા સમાપ્તિના ચાર દિવસ પહેલાં રાજકોટના મહારાજા સાહેબે રાજમહેલના દરબારહૉલમા સ્વામીજીના પ્રવચનની વ્યવસ્થા કરી હતી, સમાપ્તિ સમયે રાજા તેમજ રાણી બન્નેએ પોતાના દેવગૃહ નામક પૂજાના સ્થાન ઉપર સ્વામીજીને લઇ જઇ તેમની ષોડશો પચાર પૂજા કરી હતી.

રાજકોટનો કાર્યક્રમ પૂરો કરી સ્વામીજી મુંબાઇ ગયા ગીતાધર્મ ઑફિસમા મુકામ રાખી માધવબાગમાં કથા ગરૂ કરી હતી મુંબાઇથી નાગપુર જઇ એક માસ ગીતા પ્રવચન કર્યું હતું નાગપુર યુનિવર્સિટીના "રામાયણ-મંડળ"ના બીજા વર્ષના ઉત્સવના સ્વામીજીને અધ્યક્ષપદે આમંત્ર્યા હતા, જ્યાંથી તેમણે રામાયણ ઉપર એક સારગર્ભિત ઉપદેશ આપ્યો હતો, જેના અહેવાલો

* ગોંડલ મહારાજાએ તેમની અંગત નોંધમાં ગીતા ઉપરની નીચેની શંકાઓ નોંધી રાખી હતી–
(૧) ગીતા યુદ્ધમાં કેમ સંભળાવી ?
(૨) ક્ષત્રિયને જ યુદ્ધની કેમ કહી ?
(૩) 'સર્વ ધર્માન્' નો અર્થ શો ?
(૪) સંજયે દૂરથી યુદ્ધ કેવી રીતે સાંભળ્યું ? ભગવાન સમજાવતા હતા તો અર્જુનને જ

ત્યાંના મશહૂર અંગ્રેજી દૈનિક "હિતવાદ" માં પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. નાગપુરના હંસાપુરી મહેલ્લામાં એક ગીતાપ્રચાર મંડળ પણ સ્થાપવામાં આવ્યું હતું.

આ અરસામાં દાહોદથી ગીતામંદિર તથા સંતઆશ્રમ બંનેનું ઉદ્‌ઘાટન કરવા તેના ટ્રસ્ટીઓ તરફથી ઉપરાછાપરી તારો આવવાથી નાગપુરથી વડોદરા થઈ સ્વામીજી દાહોદ ગયા હતા. ઉદ્‌ઘાટનવિધિ થઈ ગયા પછી ગીતાના પંદરમા અધ્યાયનો ઉપદેશ કરી સ્વામીજી પાછા ગોધરે થઈ વડોદરે ગયા હતા. વડોદરાથી રાજકોટ થઈ સ્વામીજી દ્વારકાં ગયા હતા. ત્યાં દોઢ માસ એકાંતમાં ગાળ્યો. બ્રહ્મચારી સદાનંદજીને હાથે શ્રી દ્વારિકેશની વિધિપૂર્વકની પૂજા તેમણે કરાવડાવી હતી. તે પછી ત્યાંના નાગરિકોના અત્યંત આગ્રહથી બ્રાહ્મણની વાડીમાં ગીતાના સોળમા અધ્યાય ઉપર કથા કહી હતી. સમાપ્તિને દિવસે સ્વામીજીને સરઘસાકારે ઘોડાગાડીમાં બેસાડીને મુકામે લઈ જવાનો નિશ્ચય કર્યો હતો. લોકોનો ઉત્સાહ એટલો બધો હતો કે અધવચ રસ્તામાં ગાડીના ઘોડા છોડી નાખ્યા અને પોતેજાતે ગાડી ખેંચી લઈ ગયા હતા. એમ કહેવાતું હતું કે દ્વારકાંના ઇતિહાસમાં આવું માન મેળવનાર આ સ્વામીજી પહેલા જ હતા. વર્તમાનપત્રોએ પણ તેની નોંધ લીધી હતી. જનતાના આગ્રહને માન આપી દ્વારકાંથી પાછા રાજકોટ આવી સ્વામીજીએ કાઠિયાવાડી રાજાઓના ત્યાંના વિશાળ કાઉન્ટ હૉલમાં કથા કરી હતી.

આ અરસામાં ગિરનારના એક સ્વામીજીના શિષ્ય નાગર જ્ઞાતિના બ્રહ્મચારી શ્રી રામાનન્દજીએ જૂનાગઢના ભક્તરાજ નરસિંહ મહેતાના ચોરા પાસેના મંદિરનો જીર્ણોદ્ધાર તથા ગીતામંદિરની સ્થાપના કરવા એકલે હાથે ભગીરથ પ્રયત્ન આદરી, દ્રવ્ય વિગેરે સાધનો એકઠા કરી, બન્ને કામો પરિપૂર્ણતાની દશાએ પહોંચાડ્યાં હતાં. માત્ર ગીતાજીની એક મૂર્તિ પધરાવવાની હતી તે ઘડાવવાની બાકી હતી. તેને માટે તેમજ બન્ને કામો ખુલ્લાં મુકવા માટે તે સ્વામીજીને વિનંતી કરવા આવ્યા હતા. આવા પ્રબળ કાર્યકર બ્રહ્મચારીની વિનંતી તેમનાથી પાછી ઠેલાય શી રીતે? ઘણા હર્ષ સાથે જૂનાગઢ જવાનું તેમણે કબૂલ્યું. નવરાત્રિને દિવસે ગયા પણ ખરા નવાબસાહેબના ઉમરવિલાસમા તેમને ઊતારો આપ્યો હતો. બંને મંદિરોની ઉદ્ઘાટનવિધિ શતચંડીના ધાર્મિક અનુષ્ઠાન સાથે સ્વામીજીના હસ્તે કરાવવામાં આવી હતી. તે પછી નરસિંહ મહેતાના ચોરા ઉપર બે દિવસ ગીતાનો ઉપદેશ કરવામાં આવ્યો હતો. ત્યારબાદ ગિરનારના ઉચ્ચતમ શિખર ઉપર ગુરુ દત્તાત્રેયના દર્શનાર્થે ગયા હતા, પહાડ ઉપર ભક્ત મંડળ પણ તેમની પાછળ પાછળ પહોંચ્યું હતું. અને એ શિખર ઉપર બેસીને સ્વામીજીએ પોતાના ભક્ત મંડળને જ્યારે ઉપદેશ આપવાનું શરૂ કર્યું, ત્યારે લગભગ બે હજાર વર્ષો પહેલાંના ઇસા મસીહે તેના ભક્ત મંડળને પહાડ ઉપર બાઇબલના દસ આદેશોનો જે ઉપદેશ આપ્યો હતો, તે જ દૃશ્યનું જાણે પુનરાવર્તન ન થઇ રહ્યું હોય તેવું ભાસતું હતું.

જૂનાગઢના નવાબ સાહેબે સ્વામીજીને કોઇ ન આપે તેવી એક અવનવી ભેટ આપી હતી. ગિરનારના જ, સિંહનું એક ન્હાનું બચ્ચું સ્વામીજીને ભેટમાં આપ્યુ હતું. આ ભેટને તો વર્તમાનપત્રોમાં પણ સારી જાહેરાત મળી ગઇ હતી, એટલે સ્વામીજી જ્યારે જૂનાગઢથી નીકળ્યા ત્યારે સ્ટેશને સ્ટેશને લોકોના થોકે થોક બાઝતા અને દિઙ્મૂઢ બની આ ભેટને જોઇ રહેતા. જૂનાગઢથી સ્વામીજી પહેલાં અમદાવાદ ગયા હતા, ત્યાં અને તે પછી વડોદરા ગયા હતા ત્યાંના ગીતામંદિરમાં આ ભેટને નિહાળવાને બ્હાને આખો દિવસ જાણે મેળો ભરાયલો જ હોય તેવી ભીડ રહેતી હતી.

અહીંયાં સ્વામીજીએ બંગાળના ભૂખમરાની કરણ કથની સાંભળી. પોતાની કથામાં એ પીડિતોની વ્હારે ધાવા હાકલ કરતાં સપાટાબંધ તેમને સહાયતા મળવા માંડી. તે લઇ પ્રથમ તેઓ નાગપુર ગયા. ત્યાંથી વિશેષ સહાયતા મેળવીને ઓકટોબર માસમાં તેઓ કલકત્તે ગયા હતા. કલકત્તામાં ગીતાનો ઉપદેશ કર્યો હતો, અને આજુબાજુનાં સ્થાનોમાં અન્નની સહાય પહોંચાડી હતી. આજ અરસામાં નૌઆખલીના ભીષણ હત્યાકાંડની જ્વાલાઓ પ્રગટી હતી. ત્યાં હિંદુઓ ઉપર મુસલમાનોના અનેક અત્યાચારો થએલા. સ્ત્રી–પુરુષોને બળાત્કારે મુસલમાન બનાવ્યા હતા. ત્યાં જઇ સ્વામીજીએ શુદ્ધિનું વાતાવરણ જમાવ્યું. પરધર્મમાં ગએલી સ્ત્રીઓને કપાળે ચાલ્લા કરી,

હાથમાં બંગડીઓ પહેરાવી, તેમને ગીતાના શ્લોકો સંભળાવવા લાગ્યા. ત્યારબાદ તેમના ઉપર પવિત્ર ગંગાજળના છાંટા નાંખીને તેમને જાહેરમાં કહી દીધું કે "તમે સહુ હિંદુ જ છો. બળાત્કારનો ધર્મપલટો કદી માન્ય રહી શકે જ નહીં." આ રીતે એવા તમામ લોકોનું તેમણે શુદ્ધીકરણ કરી તેમને હિંદુ ધર્મમાં જ રાખી લીધા. ત્યાંથી તેઓ ઝરીયા ગયા હતા. ત્યાં ચાર દિવસ ગીતાનુ પ્રવચન કર્યું હતું. ત્યાંથી તેઓ કાશી ગયા. ત્યાં પણ દુષ્કાળગ્રસ્ત જનતાને શક્ય તે મદદ કરી. આ રીતે દુષ્કાળ નિવારણના કામમાં સ્વામીજીએ આપેલા મહત્ત્વના ફાળાથી આકર્ષાઇ કાશીના ગીતાધર્મકાર્યાલયમા તેમને માટેનો સત્કાર સમારંભ યોજાયો હતો અને તેમા તેમને સન્માન પત્ર એનાયત કરવામા આવ્યુ હતું.

કાશીથી સ્વામીજી વડોદરે ગયા. ત્યાં ગીતામંદિરમાં ત્રણ દિવસ શિવરાત્રિ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તે ઉત્સવમાં અમદાવાદની એક સાડાઆઠ વર્ષની સિદ્ધિદા ઉમીયાશંકર નામની બાલિકાએ આખી ગીતા મોઢે બોલી સંભળાવી હતી. તે સાંભળી વડોદરાનાં મહારાણી સાહેબે તેને ખાસ પદક ઇનામમાં આપ્યો હતો.

તે પછી સ્વામીજી અમદાવાદ ગયા હતા. ત્યાં જ્યોતિષિઓના મતભેદ સાંધવા માટે ગીતામંદિરમાં પંચાંગ સંશોધનાર્થે વેધશાળા સ્થાપવાના પ્રયત્નને સારૂ એક સમિતિ નીમવામાં આવી હતી.

ત્યાંથી મુંબાઇ જઇ મૂળજી જેઠા માર્કિટમાં કથા કરી હતી. આ બજારમાં આવો કોઇ કથાનો પ્રસંગ પહેલાં થએલો ન હતો. ત્યાં તેમણે "कृषि गौरक्ष्य वाणिज्यं वैश्यकर्म स्वभावजम्" વાળા ગીતાના વચન ઉપર બોધક પ્રવચન કર્યું હતું. ત્યાંથી સ્વામીજી સુરત ગયા હતા. વિઠ્ઠલવાડીમાં પંદર દિવસ ગીતાકથા કરી હતી.

ત્યાંથી મુંબાઇ જઇ અમદાવાદ ગયા હતા. ત્યાં શેઠ નંદલાલ બોડીવાળાએ આરંભેલા વિષ્ણુયાગમા હાજરી આપી હતી. યજ્ઞ વિષયક વ્યાખ્યાન પણ આપ્યુ હતું. ત્યાંથી વડોદરા જઇ "વડોદરા લુહાણા બોર્ડિંગ હાઉસ"ના પ્રસંગે ગીતાના ગ્રંથની ભેટ આપીને સંસ્થાને આશીર્વાદ આપ્યા હતા.

વડોદરેથી સ્વામીજી સીધા હરિદ્વાર પહોંચ્યા ઘંટા-કોઠીની ગુફામાં થોડા દિવસ એકાંતવાસ સાધ્યો. ત્યાંથી એક દિવસ ઋષીકેશ ગયા હતા. ત્યાં લક્ષ્મણઝૂલાની પેલી પાર સ્હાંજના છ સાત વાગ્યાના અરસામાં ગંગા નદીના તટ ઉપરની એક શિલા ઉપર આસન જમાવીને ત્યાંના પ્રાકૃતિક સૌંદર્યમાં છુપાયલા ઇશ્વરના વિરાટ સ્વરૂપને જોવામાં તલ્લીન બની ગયા હતા. તેટલામાં જ એક સદ્‌ગૃહસ્થ તેમની પત્ની અને તેમની બે પુત્રીઓ સહુ ફરતા ફરતા ત્યાં આવી ચઢયા હતા. સ્વામીજીને નમસ્કાર કરી તેમની સંન્મુખ ઉભા રહ્યા. પરસ્પર ઓળખવિધિ પત્યા બાદ, નવા આગંતુકે કહ્યુ "આ બે મારી દિકરીઓ

છે. એકનું નામ પૂના અને બીજીનું નામ પાવલી છે. પૂના સીધા તથા ગંભીર સ્વભાવની છે. પાવલી ચંચળ તથા ઉતાવળા સ્વભાવની છે. એ બ્હેનોની ખાસીયત એવી છે કે અંદરો અંદર તેઓ ઘણો સરસ સંવાદ કર્યા કરે છે. પૂના કહે છે કે ભક્તિથી કલ્યાણ થાય છે, પાવલી કહે છે સેવાથી કલ્યાણ થાય છે. સ્વામીજી, આપ જરા એમના સંવાદને સાંભળશો ? અને પછી આપ આપનો વિચાર દર્શાવશો ?"

"જરૂર," સ્વામીજીએ પ્રસન્નતાથી જવાબ આપ્યો, અને છોકરીઓને ઉદ્દેશીને કહ્યું "કરો શરૂ." કહેતાની સાથે બન્નેના સંવાદની રમઝટ જામી પડી. અંતે સ્વામીજીએ પરીક્ષકપદેથી સંવાદનો નીચોડ સંભળાવ્યો "ભક્તિ એજ સેવા છે. ભગવાનની સેવા તે ભક્તિ.* ભગવાન અને જગતને અભિન્ન માનીને કરવામાં આવતી ભક્તિ તે સેવા.

હરિદ્વારમાં "શ્રી શ્રવણનાથ ઔષધાલય"નું ઉદ્ઘાટન સ્વામીજીને હસ્તે કરવામા આવ્યું હતું. તેમજ શ્રવણનાથ જ્ઞાનમંદિર પુસ્તકાલયમાં શ્રી આદ્યશંકરાચાર્યની જયંતીના મહોત્સવ ઉપર તેમનું વ્યાખ્યાન થયું હતું. હરિદ્વારથી કેટલાક મહાત્માઓના આગ્રહથી તેમની સાથે સ્વામીજી નીલકંઠેશ્વરની યાત્રા કરી આવ્યા હતા. ત્યાર પછી તેઓ અમદાવાદ ગયા હતા. દર વર્ષે ગુરુપૂર્ણિમાનો ઉત્સવ

* भज् सेवायाम् ધાતુ ઉપરથી ભક્તિ અને સેવાની એકાકારતા સહજ થાય છે.

સ્હવારે અમદાવાદમાં અને સ્હાંજે વડોદરામાં ઉજવવાનો તેમણે એક પ્રકારનો નિયમ જ ઘડી કાઢયો હતો, એટલે તે દિવસે સ્હાંજે તેઓ વડોદરે આવ્યા હતા. થોડા દિવસ પછી ગીતામંદિરમાં નવરાત્રિનો ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો. વડોદરાનાં શ્રી મહારાણી સાહેબ તેમજ યુવરાજકુમાર પણ તેમાં ભાગ લેવા આવ્યા હતા. તે દિવસે સ્વામીજીએ પોતાના પ્રવચનમાં રાજા પ્રજાના કર્તવ્ય વિષે સુંદર શીખ આપી હતી.

વડોદરેથી સ્વામીજી અમદાવાદ ગયા, ત્યાં "સંદેશ સાર્વજનિક દવાખાના"ની ઉદ્ઘાટન વિધિ કરી હતી. ત્યાંથી ગોધરે જઇ "શ્રી રામકૃષ્ણ ઑઇલ મીલ્સ"માં દસ દિવસ સુધી ગીતાનો ઉપદેશ કર્યો. ગીતાની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલાઓને પારિતોષિક વ્હેંચવામાં આવ્યાં હતાં. એક દિવસ ગોધરામાં ભીલ જાતિના સમૂહમાં જઇને તેમણે ઉપદેશ આપ્યો હતો, પછી ગોધરાથી અમદાવાદ ગયા હતા.. ત્યાં નીલકંઠ અખાડામાં ચાલતા શિવપુરાણસપ્તાહ તથા મહારુદ્રયાગની પૂર્ણાહુતિ તેમના હસ્તે કરાવવામાં આવી હતી. તે પછી કચ્છ ભુજના નાગરિકોના ખાસ આમંત્રણથી તેઓ ત્યાં ગયા હતા, ભુજ સ્ટેશનેથી સ્વામીજીને રાજ્યની પોલીસ, બેંડ, ડંકા, નિશાન, હાથી તથા અન્ય સાધન સામગ્રીના રસાલા સાથે એક જબરજસ્ત સરઘસના આકારમાં નાગર બ્રાહ્મણની વાડીમાં લેઇ જવામાં આવ્યા હતા. ત્યાં તેમની ષોડશોપચાર પૂજા કરવામાં આવી હતી. તેમનો મુકામ હાટકેશ્વર મહાદે— — આવ્યો હતો.

ત્યાં એક મહિના સુધી ગીતાકથા ચાલી હતી. ત્યાંથી માધાપરા, માંડવી, મુદ્રા, અંજાર વિગેરે ગામોએ જઇ ગીતાનો ઉપદેશ કર્યો હતો.

ગીતાજયંતીનો સમય સમીપ આવતો હોવાથી કચ્છથી સ્વામીજી અમદાવાદ ગયા હતા. ત્યાં જયંતીનો ઉત્સવ ઉજવી વડોદરે આવ્યા હતા. તે વખતે વડોદરામાં પાંચમું ગુજરાતી વ્યાયામવીર સંમેલન ભરવામાં આવ્યું હતું. તેમાં હાજર રહી યુવાનોને પ્રેરણાત્મક શીખામણ આપી હતી.

વડોદરેથી તેઓ અમદાવાદ ગયા હતા. ત્યાંથી બોરસદ તાલુકાના કઠાણા ગામમાં લોકોએ ઉભા કરેલા ગીતામંદિરનું ઉદ્ઘાટન કરવા તેમજ ગીતાદેવીની પ્રતિષ્ઠા કરવા એક દિવસ કઠાણા જઇ આવ્યા હતા. તેવી જ રીતે આબુ પર્વત ઉપર શ્રી રઘુનાથજીના મંદિરનું ઉદ્ઘાટન કરવા પણ તેઓ જઇ આવ્યા હતા. ત્યાં તેમણે શ્રી રામચંદ્રજીના જીવન ઉપર પ્રકાશ પાડતું વ્યાખ્યાન આપ્યું હતું. ત્યાંથી અમદાવાદ આવીને વડોદરે ગયા હતા.

આ રીતે ગીતાનો પ્રચાર આરંભ્યે પચીસ વર્ષોનાં વ્હાણાં વાઇ ગયાં હતાં. ભરતખંડનો એકે ખૂણો એવો રહેવા નહીં પામ્યો હોય કે જ્યાં ભગવાને ગાએલા આ ગીતના પડઘા આછા ઘેરા પ્રમાણમાં પડ્યા વગર રહ્યા હોય! એ પ્રતાપ કોનો હતો? બીજા કોઇનો નહીં—આટલા મ્હોટા પ્રમાણમાં તો બીજા કોઇનો જ નહીં—પણ એ વીતરાગી, સંત, મહાત્મા, સ્વામી શ્રી.

વિદ્યાનન્દજીના સંકલ્પબળનો જ પ્રતાપ! આવા દૃઢાગ્રહી, વીતરાગી, પુણ્યશાળી, મહાત્માઓના સંકલ્પબળોએ જ—પુરાતન કાળમાં શું અને આજેયે પણ શું?—વિશ્વની જડતાને જ્યારે ત્યારે ઢંઢોળી ચેતનમાં પલટાવી છે, વિશ્વમાં કંઈક પ્રકારની ક્રાંતિઓ સર્જી છે, વિશ્વનાં કંઈક અંધારાઓ ઉલેચ્યાં છે! એવા જ મહાત્માઓની જયંતીઓ ઉજવાય છે, "જય" પોકારાય છે, અભિવંદના થાય છે, ગૌરવગાથાઓ ગવાય છે. અને તે યોગ્ય જ છે. જીવનના હરેક ક્ષેત્રમાં આવા મહાત્માઓ પ્રગટ્યા છે, પ્રગટે છે. ભૌતિકવાદમાં ગળાબૂડ ભરખાયેલા વીસમી સદીના જમાનાને રાજકીય ક્ષેત્રે મોહનદાસ કરમચંદ ગાંધી જેવા સંત, મહાત્મા મળ્યા, જેણે અધ્યાત્મવાદનો પરચો બતાવી વિશ્વ સમસ્તને દિંગ કરી દીધું. આવી વિભૂતિઓને જેટલી અંજલીઓ આપીએ એટલી ઓછી.

આ ન્યાયે સ્વામી વિદ્યાનન્દજીના એકધારા સતત પચીસ વર્ષના ગીતા—પ્રચાર માટેના પ્રવાસ અને પ્રયાસને યોગ્ય રીતે ઉજવવા તેમના શિષ્યો અને ભક્તો ટોળે મળી ઠરાવે એમાં શી નવાઇ? ગીતારજતજયંતી મહોત્સવ ઉજવવાનુ નક્કી થયું. આયોજનપૂર્વક તેનો વિશાળ અને વિસ્તૃત કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો. પૃથક્ પૃથક્ સમિતિઓ નીમી કામની વહેંચણી કરી દેવામાં આવી અને લગભગ અગંગ એક માસ સુધી અમદાવાદમાં અજબ ઉત્સાહ વચ્ચે અને યોજનાબદ્ધ રીતે ખૂબ સફળતાપૂર્વક મહોત્સવ ઉજવાયો હતો.

અમદાવાદમાં આ ઉત્સવ પ્રસંગે ૨૫ લાખ સળંગ ગીતાપારાયણ કરવામાં આવ્યાં હતાં. વળી, આ ઉત્સવ માટે એક અનોખી ઢબનું ગીતાનગર તૈયાર કરવામાં આવ્યું હતું. તેમાં દરેક પ્રકારની આધુનિક ઢબની વ્યવસ્થા રાખવામાં આવી હતી. કામચલાઉ બેંક, પોસ્ટઑફિસ, પોલિસગેટ, ઇજા પામેલાને પ્રાથમિક મદદ માટેની સગવડ, એમ્બ્યુલન્સકાર, સ્વયંસેવકછાવણી, સ્નાનાગારો, ભોજનાલયો વિગેરે ઉભાં કરી દેવામાં આવ્યાં હતાં. હજારો બ્રાહ્મણો એક સાથે થતા પાંચ મહાન યજ્ઞોના મંત્રોચ્ચારો કરી વાતાવરણ ગજવી મૂકતા. વિષ્ણુમહાયાગ, મહારુદ્રયાગ, સહસ્રચંડી, ૧૦૮ ભાગવતપારાયણ, અને ગીતાજ્ઞાન યજ્ઞ—આ પ્રકારના પાંચે યજ્ઞો એકી વખતે થતા, અને તેનાથી આખું નગર જાણે દેવભૂમિ સમાન દીપી રહેતું. અમદાવાદના વૃદ્ધ અને ઉમ્મરે પહોંચેલા પુરુષો એવી વાતો કરતા સંભળાતા કે પાંડવોના રાજસૂય યજ્ઞ પછી કદાચ આ પહેલો જ પ્રસંગ હશે જેમાં એકી સાથે આ બધા યજ્ઞો પૂરી વિધિથી કરવામાં આવતા હતા. વિદ્વાનો, સાધુઓ, સંન્યાસીઓ, મહંતો, બ્રાહ્મણો અને ઇતર જનતાનો ધસારો રાતને દિવસ ત્યાં રહ્યા જ કરતો.

સ્વામીજીએ આ વખતે તમામ ધર્મના આચાર્યોને બોલાવી પહેલે દિવસે ધર્મધ્વજા ફરકતી મૂકીને આ ઉત્સવની શુભ શરૂઆત આદરી હતી. ઉપર જણાવેલા પાંચે યજ્ઞોમાં યજમાન તરીકે અનુક્રમે શેઠ જીવણલાલ ચિનાઈ, શ્રી

## પ્રકરણ ૧૨ મું

## ગીતાપ્રચાર યાત્રા–આફ્રિકા અને યુરોપ

આ તો ભૂ-ખંડઉપરના એક ખંડમાંના પ્રચારની વાત આપણે કરી. પણ એવા તો કેટલાયે ખંડ વેરાયલા પડયા છે. અને આર્યાવર્તના સંસ્કારસ્વામીઓની તો એ જુગજૂની પ્રણાલિકા છે કે પોતાના સંસ્કારોને પરભૂમિમાં પણ પોસાવાનું સ્થાન મળે એવા પ્રકારનાં આંદોલનો ઉભાં કરી આપે. માત્ર વહાણવટીઓએ અને વ્યાપારીઓએ જ પરદેશ ખેડેલા એમ નહીં. પણ એ તો આર્યાવર્તની વિદ્યાએ પ્રથમ ઘર કર્યું અખ્બસ્તાનમાં અને ત્યાંથી પ્રસરી યુરોપના અન્ય દેશોમા. આર્યાવર્તની કલાએ ઘર માંડયું જાવા, બાલી, સુમાત્રામા, અને એના સ્મરણચિન્હો હજી દટાયલાં કદીક નજરે પડે છે અમેરિકા આદિ દેશોમાં. આર્યાવર્તના બૌદ્ધ ભિખ્ખુઓએ બુદ્ધમય બનાવી દીધા ચીન અને જાપાનને. આમ જોવા જઇએ તો એ સ્રોત કયાં કયાં નથી પહોંચ્યું ? હજી પણ એ પ્રણાલિકાના પેંગડામાં પગ ઘાલી ફરવાનું ભારત ભૂલ્યું નથી. ઓગણીસમી સદીમાં સ્વામી વિવેકાનંદ અને રામતીર્થ સરખી મહાસમર્થ વિભૂતિઓએ આ દેશના સંસ્કારોથી પરદેશની જનતાને આંજી નાંખી હતી. વીસમી સદીમાં આપણાં

ચરિત્રનાયક સ્વામી શ્રી વિદ્યાનન્દજીએ ગીતા-પ્રચારની ઝુંબેશ આફ્રિકા, યુરોપ આદિ દેશોમાં જગાવી હતી. આમ જૂની પ્રણાલિકાને એ સંસ્કારસ્વામીએ ફરી જાગતી કરી હતી.

૧૯૪૮ની સાલના ઑગસ્ટ માસમાં સ્વામીજી મુંબાઈમાં જુહૂના સાગર કિનારે ચાતુર્માસનું એકાંત સેવી રહ્યા હતા. ત્યાં આણંદના શિષ્યગણે તેમને આફ્રિકા લઇ જવાને પ્રસ્તાવ રજુ કર્યો હતો. તે વર્ષે તો એ બાબતનો વિચાર કંઇ ફળીભૂત થયો નહીં. પણ બીજે વર્ષે તો ધમધોકાર તૈયારીઓ થવા માંડી. વર્તમાનપત્રોમાં આ વાત જાહેર થઈ ગઇ. અને પછી તો એમનાં ભક્તમંડળોનું પૂછવું શું ? આજ મ્હારે ત્યાં, કાલ બીજાને ત્યાં-એ રીતનાં આમંત્રણોની પડાપડી થવા લાગી. જતા પહેલાં સ્વામીજીને સન્માની લેવાની સહુની ઇચ્છા જાગી હતી, એટલે એ બધા સમારંભોમાંથી પરવારી તા. ૮-૧૦-૪૯ ના રોજ સ્વામીજીએ આફ્રિકા જતા જહાજ કરંજાના તૂતક ઉપર પગ મૂકયો હતો.

સાગરની સપાટી ઉપર દોડતાં જહાજો જાણે તરતાં નગરો જ જોઇ લો! તમામ પ્રવૃત્તિને ત્યાં અવકાશ રહે છે. એમાં રહેવાનાં સાધનો ઉપરાંત હરવા ફરવાનાં સાધનો, રમવાનાં સાધનો, આનંદપ્રમોદનાં સાધનો, મનોરંજનનાં સાધનો-સઘળાં જ સાધનો સ્વચ્છ, સુઘડ, વ્યવસ્થિત રીતે-કદાચ ઘરમાં કે નગરમાં ન મળે તેવી રીતનાં-આપણને

મળી રહે છે. જહાજના મુસાફરોને ખબર તો પડી જ ગઈ હતી કે સ્વામીજી એક અસાધારણ ધર્મોપદેશક તરીકે આ સફર ખેડી રહ્યા છે. એટલે ઓળખીતા, ન ઓળખીતા એવા મુસાફર સજ્જનોએ સ્વામીજીને એક દિવસ વિનંતી કરી કે તેઓશ્રી પોતાના સત્સંગનો લાભ સહુને આપે. તે ઉપરથી એ જહાજના સંગીતના હૉલમાં સ્વામીજીએ ગીતા કથાની શરૂઆત કરી, ૧૨ મા અધ્યાયનું વિવરણ કરવા માંડ્યું. શીખ, પારસી, મુસલમાન અને અંગ્રેજો પણ એ કથા સાંભળવા આવતા હતા. પરંતુ એક વખત સ્વામીજીના જાણવામાં આવ્યું કે એ કથામાં ત્રીજા વર્ગના અને એવા બીજા મુસાફરોને મરજી છતાં ત્યાં આવવા દેવામા આવતા ન હતા. સ્વામીજી તો કહેતા કે ગીતા તો સહુ કોઈને માટે છે, એમાં આ વર્ગભેદ શા?

એટલે એમની રુચીને અનુકૂળ બની જહાજના કપ્તાને ત્રીજા વર્ગના લોકોને સારૂ એમનો જે ખાવા પીવાનો હૉલ હતો તેમા સ્વામીજીને કથા કહેવાનો પ્રબંધ કરી આપ્યો. તે ઉપરથી એકેક દિવસને આંતરે તે લોકો સમક્ષ પણ સ્વામીજી કથા કરતા હતા. આથી જહાજના લોકોને અચાનક ઉત્તમ પ્રકારનો ધર્મલાભ મળી ગયો.

આ રીતે મુંબાઇથી તા. ૮–૧૦–૪૯ ના રોજ દિવસના ત્રણ વાગે ઉપડેલું જહાજ મોમ્બાસા બંદરે તા. ૧૭–૧૦–૪૯ ના રોજ સવારે ૮ વાગે લાંગર્યું, બન્દર પર સ્વામીજીના સ્વાગત માટે ત્યાંના હિન્દુયુનીયન,

પટેલસમાજ, બ્રાહ્મણસમાજ, મહિલામંડળ, આદિ સંસ્થાઓના પ્રતિનિધિઓ હાજર હતા. ફુલહારથી સત્કાર કર્યા બાદ સ્વામીજીને પોરબંદરવાળા મશહૂર શેઠશ્રી નાનજી કાલિદાસના બંગલામાં લઈ જવામાં આવ્યા હતા, ત્યાં જ તેમનો મુકામ રાખ્યો હતો.

હિન્દયુનિયનનું વિશાળ મેદાન સ્વામીજીની કથાને માટે નક્કી કરી રાખ્યું હતું. આવા પ્રસંગો યોજાવાનું આ દેશમાં ક્વચિત જ બનતું, એટલે પહેલે જ દિવસથી માનવ-સમુદાયની મેદની સારી પેઠે જામી હતી. નવો દેશ, નવી હવા, નવો સમુદાય, છતાં સ્વામીજી તો જાણે વડોદરા અમદાવાદમાં જ બેઠા હોય તેવી રીતે આસાનીથી, સરળતાથી, અને મનોરંજક શૈલીથી ગીતાની કથા કરી રહ્યા હતા. આ દેશમાં મૂળે આમ ભારતના બહુનામી, વિખ્યાત, અને પ્રસિદ્ધ મહાપુરૂષોનો આવનજાવર થોડો રહેતો, તેમની વાણી વિગેરેનો લાભ તો તેનાથી પણ થોડો મળતો—એટલે આવા ભારતીય સંત પુરૂષને જોઈ ત્યાંનો ભારતવાસીઓનો સમાજ ઘેલો ઘેલો થઈ જાય એમાં શી નવાઈ ? મોમ્બાસા આઠ દિવસ રહેવાનું નક્કી કરી સ્વામીજી આવ્યા હતા. પણ લોકોના આગ્રહને કંઈ તરછોડાય, ઠુકરાય ? એક માસ રહેવું પડ્યું. દરમ્યાન ત્યાંની ખૂબ મ્હોટી મ્હોટી વ્યક્તિઓએ સ્વામીજીને પોતાને ત્યાં આમંત્રી સન્માન કર્યું હતું, તથા ત્યાંની લગભગ તમામ સંસ્થાઓએ પણ સ્વામીજીનો સુંદર સત્કાર કર્યો હતો. અહીંના સ્વામીજીના પ્રવચનથી તાત્કાલિક અસર એ થઈ કે ગીતાના

અભ્યાસ પાછળ આબાળ-વૃદ્ધ સહુ કોઇ લાગી ગયું. કોઇએ ચાર, કોઇએ છ, કોઇએ આઠ, એવા અધ્યાયો મ્હોઢે કરી નાંખ્યા. આટલા ટુંકા સમયમાં આવડું મોટું પરિવર્તન જોઇ ત્યાંનો સમાજ આશ્ચર્યચકિત બની ગયો હતો. સ્વામીજીએ પણ આ ઉત્સાહને ઉત્તેજવા એવી પ્રથા રાખી હતી કે જેણે જેટલા અધ્યાયો મ્હોઢે કર્યા હોય તેને તેના પ્રમાણમાં સોના ચાંદીના ચાંદ, ગીતાનાં પુસ્તકો, તેનું સાહિત્ય, ઇત્યાદિ ઇનામો મેળાવડો ભરી અપાવવાં. આ પ્રમાણે કરવાથી ગીતાનો પ્રચાર એકદમ ઘેર ઘેર દાખલ થઈ ગયો. તદ્દન સામાન્ય કક્ષાના લોકો પણ ગીતા પ્રતિ પ્રેમ ધરાવતા થઇ ગયા.

એક દિવસ મોમ્બાસાની જેલના અધિકારીઓના આગ્રહને લીધે સ્વામીજી જેલમાં કેદીઓને ઉપદેશ આપવા ગયા હતા. પહેલાં તો ગીતાનું પુસ્તક તેમણે દરેકના હાથમાં મૂકી દીધું. ત્યારબાદ કેદીઓને પવિત્ર બનવા, પોતાનું આચરણ શુદ્ધ રાખવા, ઉપદેશ આપ્યો હતો. ગીતામાં વર્ણવેલ દૈવી સંપત્તિની સારી સમજુત આપી હતી. મોમ્બાસામાં વિદેશીઓમાં ગુજરાતીઓની સારી સંખ્યા છે. ત્યાં મહાદેવજીનાં, શ્રીકૃષ્ણનાં, સ્વામીનારાયણનાં, જૈનોનાં મંદિરો પણ છે. આર્યસમાજની અનેક સંસ્થાઓ છે. સ્વામીજીના પ્રચારથી મોમ્બાસામાં ગીતાપ્રચારસમિતિ ગીતાપાઠશાળા, ગીતામંદિરની સ્થાપના થઈ હતી. જે જગ્યા ઉપર સ્વામીજી ગીતાની કથા કરતા હતા તે જ જગ્યા ઉપર મંધવાણીકુટુંબના એક સભ્ય નંબીરાંએ

રૂ. ૬૦૦૦૦ ખર્ચીને એક સુંદર ગીતાભવન તૈયાર કરાવડાવ્યું છે. મોમ્બાસાના નાગરિકોએ સ્વામીજીને એક માનપત્ર અર્પણ કર્યું હતું અને એક રત્નજડિત ૐકાર ભેટ કર્યો હતો.

મોમ્બાસાથી સ્વામીજી પૂર્વ આફ્રિકાની રાજધાની નૈરોબી જવાના હતા. મોમ્બાસામાં જ તેમને લેવા માટે નૈરોબી સનાતનધર્મસભાના પહેલાંના પ્રમુખ આવ્યા હતા. એટલે તેમની સાથે સ્વામીજી પોતાની મંડળીને લઈને નીકળ્યા. નૈરોબી ત્યાંથી ૩૫૦ માઈલ દૂર છે. એટલે બીજે દિવસે સવારે તેઓ ત્યાં પહોંચ્યા હતા. સ્ટેશન ઉપર સ્વામીજીના સ્વાગત માટે મોટી મેદની જમા થઈ હતી. સહુએ ફૂલોથી તેમનું સ્વાગત કરતાં સ્વામીજી આખા ફૂલોથી ઢંકાઈ ગએલા જણાતા હતા. ત્યાંથી ધર્મજવાળા ત્રિભોવનદાસ કે. પટેલને બંગલે તેમને લઈ જવામાં આવ્યા હતા. કચ્છી–ગુજરાતી હિન્દુ યુનિયનના પરાંગણમાં તેમની કથાનો પ્રબંધ જોડ્યો હતો.

નૈરોબીમાં આવતાંની સાથે જ સ્વામીજીએ એવું કર્યું કે ગીતાનું પુસ્તક ઘેર ઘેર વહેંચી દીધું. સાથે સાથે જે બિલકુલ જાણતા ન હોય તેમને શીખવવાનું પણ શરૂ કરી દીધું. આમ તૈયાર થઈને શ્રોતાવર્ગ આવતો એટલે સ્વામીજીની કથામાં તેમને અધિક રસ પડતો હતો. કથા દરમ્યાન ઘણું ખરૂં સ્વામીજી ગીતાને મ્હોઢે કરવા જણાવતાં અને તેવી રીતે મોઢે કરનારાઓને યોગ્ય પારિતોષિકો

આપવાની વાત પણ કરતા. વિદ્યાર્થીઓમાં તો આને લઇને ખૂબ સ્પર્ધા જાગી. એક સભા ભરી એ પારિતોષિકો વહેંચવામાં આવતાં હતાં.

આ નગરમાં દરેક ધર્માવલમ્બીઓના સ્થાનકો છે. ખોજા કોમ અહીં કુશળ વ્યાપારીઓ તરીકે આગળ આવેલી છે.

નૈરોબીથી લગભગ ૮-૧૦ માઈલ દૂર નેશનલ પાર્ક નામનું એક સંરક્ષિત જંગલ આવેલું છે, તે એકદમ જંગલી જાનવરોથી ભરેલું છે. પણ તેને જોવા માટે બંધ મોટરોમાં જવાની સુંદર વ્યવસ્થા કરવામાં આવેલી છે. સ્વામીજી તે ખાસ જોવા ગયા હતા. જંગલી જાનવરો તો ભારતમાં યે છે-પણ તેમને આમ ટોળાબંધ જંગલમાં રખડતાં ભમતાં જોવાની વ્યવસ્થા ક્યાં છે?

નૈરોબીથી ૧૨-૧૩ માઇલ દૂર કિકોઈ નામનું એક તળાવ આવેલું છે. કુદરતની કારીગરીનો એ ચમત્કારિક નમુનો છે! આ તળાવના પાણીની સપાટી ઉપર લગભગ એક ફૂટ જાડું એવું પડ બાઝી ગયેલું છે. એ માટીમાં પાછી લીલી ઘાસ પણ ઊગે છે. આપણે એ માટીના પડ ઉપર ચાલવું હોય તો ખુશીથી ચાલી શકીએ છીએ. ઝૂલતા પૂલ ઉપર ચાલતા હોઇએ એવો અનુભવ થાય છે. પાણી ઉપરની માટીમાં ઊગતી ઘાસને ચરવા માટે ગાયો પણ ત્યાં ફરતી જોવામાં આવે છે. આ કંઈ જેવો તેવો ચમત્કાર કહેવાય! વૈજ્ઞાનિકોને માટે સંશોધનનો આ જબરો પ્રકાર બની રહે તેમ છે.

નૈરોબીમાં ભારતના રાજપ્રતિનિધિ શ્રી આપાસાહેબ પંતે સ્વામીજીની મુલાકાત લીધી હતી. તેમની સન્મુખ સ્વામીજીએ એની ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે આફ્રિકાના આદિવાસીઓની અંદર પણ ગીતાનો પ્રચાર કરવા તેઓ ચાહતા હતા. મુશ્કેલી હતી માત્ર ભાષાની. આપાસાહેબે એમના વિચારને આવકારી એ લોકોની ભાષામાં સ્વામીજીના ગ્રંથોનો તરજુમો કરવાનું કામ સ્વખુશીથી ઉપાડી લેવા જણાવ્યુ હતું.

મોમ્બાસાની જેમ નૈરોબીના સરકારી અધિકારીઓએ પણ સ્વામીજીને સેન્ટ્રલ જેલમાં કેદીઓને ઉપદેશ દેવા આમંત્રણ આપ્યુ હતું. ભારતીય સંન્યાસીએ અહીંની જેલમાં આવી રીતે ઉપદેશ આપ્યાનો આ પહેલો જ દાખલો હતો. સ્વામીજીએ જેલમાં જઈ કેદીઓના હાથમાં ગીતાનું પુસ્તક મૂકી દીધું, અને જણાવ્યુ કે એનુ જ્ઞાન જો તમોને લાધશે તો તમારી જીંદગી સુધરી જશે, અને ભવિષ્યમાં આવી ભૂલો કરતા અટકી જશો. તેમના ઉપદેશની કેદીઓના ઉપર ખૂબ અસર થઇ હતી. એ ઉપદેશ કર્યાના પખવાડિયા પછી જ સ્વામીજી ઉપર એક કાગળ આવીને પડ્યો. ઉઘાડીને જુએ છે તો તેમના અચંબા વચ્ચે તે પેલા કેદીઓના હસ્તાક્ષરમાં લખાયલો પત્ર હતો. તેમણે લખ્યુ હતું "આપના ઉપદેશનો અપૂર્વ પ્રભાવ અમારા ઉપર પડેલો છે. અમે પ્રતિદિન ગીતાનું અધ્યયન કરીએ છીએ. તેનાથી અમોને ઘણી શાન્તિ પ્રાપ્ત થઇ છે. આપના ઉપ

દેશ મુજબ અમે અમારી જીંદગી સુધારવા યત્ન કરી રહ્યા છીએ. ”

આ હૃદય ઉપરનો વિજય એ સ્વામીજીનો મોટામાં મોટો દિગ્વિજય ગણી શકાય !

નૈરોબીમાંની તમામ સંસ્થાઓ તરફથી જુદે જુદે પ્રસંગે સ્વામીજીનો જાહેર સત્કાર કરવામાં આવ્યો હતો. ગીતાજયન્તીનો મહોત્સવ પણ ભવ્ય રીતે ઉજવવામાં આવ્યો હતો. બ્રાહ્મણોએ ગીતાપૂજન કર્યું હતું. ભેગા થએલા માનવસમૂહે એક સાથ ગીતાનું પારાયણ કર્યું હતું. ત્યાર બાદ કેટલાક પ્રવચન થયાં હતાં. અહીં ગીતાગૌરવ ભાષ્યનો અંગ્રેજીમાં અનુવાદ બહાર પાડવા માટે શેઠશ્રી ત્રિભુવનદાસે ૧૫૦૦૦ શિલિંગ સ્વામીજીને ભેટ કર્યા હતા.

નૈરોબીમાં પણ ગીતાપ્રચારસમિતિ, ગીતા પાઠશાળા સ્થાપવામાં આવ્યા હતાં. તેમજ ગીતાજીને કંઠસ્થ કરનારાઓને પારિતોષિકો વહેંચવામાં આવ્યા હતાં. વળી નૈરોબીમાં બ્રાહ્મણસમાજ નામની સંસ્થાએ એક ભવ્ય, આલીશાન હૉલ બંધાવ્યો હતો. બહારથી જોતાં જાણે કોઇ મહારાજાનો રાજમહેલ હોય તેવો તેની બાંધણીનો ઉઠાવ કરવામાં આવ્યો છે. એ સમાજના આગળ પડતા કાર્યકર્તાઓ ભાઇ કલ્યાણભાઇ જાની અને શંકરલાલ પંડ્યાના અતિ આગ્રહથી તે હૉલનું ઉદ્ઘાટન સ્વામીજીના વરદ હસ્તે કરાવામાં આવ્યું હતું.

આમ લગભગ પોણા બે માસ સ્વામીજીએ નૈરોબીમાં ગાળ્યા હતા. ત્યાંથી તેઓ નકોરૂ ગામે ગયા હતા. એ ગામની ભાગોળે ત્યાંના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સ્વામીજીનું સ્વાગત કર્યું હતું. મોટરોની અખંડ લાંબી લાઇન ગોઠવી દીધી હતી, અને સરઘસાકારે આખા ગામમાં સ્વામીજીને ફેરવ્યા હતા. આ ગામમાં ગુજરાતીઓની સંખ્યા વિશેષ છે. ત્યાંના હિંદુયુનિયન હૉલમાં સ્વામીજીનું પ્રવચન રાખવામાં આવ્યું હતું.

નકોરૂથી સ્વામીજી કેરીચો ગયા હતા. એ રસ્તો ઘણો વિકટ અને કઠણ ગણાતો હતો. એટલે ત્યાંના ભાવિક લોકો દસ માઇલ સામા લેવા આવ્યા હતા.

આ પ્રદેશ કાશ્મીરના પ્રદેશને મળતો આવે છે. લગભગ આઠેક હજાર ફૂટની ઊંચાઇ ઉપર તે પથરાયલો છે. લીલીછમ લીલોતરી ચારે બાજુએ જોવા મળે છે. અંગ્રેજોની માલિકીનાં લીલાં લીલાં ચહાનાં ખેતરો થોડે થોડે અંતરે આવેલાં છે. ત્યાં વરસાદ રોજ પડે છે, બરફ પણ વરસે છે. ઠંડી ઘણી થાય છે.

કેરીચોથી સ્વામીજી તેમની મંડળી સાથે કિસુમ ગયા હતા. ત્યાં વિક્ટોરીયાલેક નામનું મહામોટું એક સરોવર આવેલું છે. અખિલ વિશ્વમાં એનો નંબર બીજો આવે છે. તેનો વિસ્તાર ૨૬૦૦૦ સ્કવેર માઇલ છે. અગાધ ઊંડા પાણીનો એ જળસમૂહ સમુદ્ર સરખો લાગે છે.

મોટાં જહાજો પણ ત્યાં સહેલાઇથી આવજા કરી

શકે છે. સ્ટીમલૉંચમાં બેસી એ તળાવનું સ્વામીજીએ પરિભ્રમણ કર્યું હતું. ત્યાં સ્વામીજીનો મુકામ શ્રી કંકાલીના મકાન પર રાખવામાં આવ્યો હતો.

કિસુમુથી ૩૨ માઇલ દૂર કાકામેઘા નામના ગામ પાસે આવેલી સોનાની ખાણ જોવા પણ સ્વામીજી ગયા હતા. ભારતના સ્વાતંત્ર્ય દિન (૨૬ મી જાન્યુઆરી)ની ઉજવણી કિસુમુમાં ભારે ધામધુમથી કરવામાં આવી હતી. સનાતન હિંદુયુનિયનના આશ્રય તળે લક્ષ્મીનારાયણ મંદિરના મેદાનમા આખા દિવસનો ભરચક કાર્યક્રમ યોજવામા આવ્યો હતો. પ્રાતઃકાળમા સ્વામીજીએ ભારતનો રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો હતો, અને સ્વયંસેવકોની સલામી ઝીલી હતી. બપોર પછી નગરના ખાસ આમંત્રિતોને સમૂહભોજન માટે નોતર્યા હતા. સાયંકાળે સ્વામીજીના નિવાસસ્થાનની આજુબાજુ રોશની ઝગમગાવવામાં આવી હતી. સ્વામીજીના અધ્યક્ષપણા હેઠળ એક સભા પણ રાખવામાં આવી હતી. તેમાં નગરજનો તરફથી એક માનપત્ર સ્વામીજીને આપવામાં આવ્યુ હતું. ઉપરાંત ચાંદીના ગોળ પતરા ઉપર ભારતમાતાનું સુવર્ણ રેખા–અંકિત મનહર કળામય ચિત્ર, તેમજ ચાંદીના સમચોરસ પતરા ઉપર સોનાની જળાધારી, સોનાનો નાગ, અને સોનાના છત્રવાળું એક સિંહાસન, એ સહુ ભેટ ધરવામાં આવ્યુ હતું.

કિસુમુ નગરમાં પણ સ્વામીજીના પ્રચારથી ગીતા–પાઠશાળા સ્થાપવામાં આવી હતી.

કિસુમુથી તેઓ એલ્ડોરેટ ગયા હતા. ત્યાંની જનતાએ પણ સ્વામીજીનો અપૂર્વ સત્કાર કર્યો હતો. તેમનો ગીતાનો ઉપદેશ સાંભળ્યો હતો. ગીતાધર્મ માસિકના સભાસદો પણ ઘણા બન્યા હતા. ત્યાં મેલ્સબરી નામનો જળધોધ જોવા જેવો છે. ૫૦૦ ફુટની ઊંચાઇએથી આ ધોધ પડે છે. ધોધની નીચે એક સુંદર ગુફા આવી રહી છે જે જોઇ સ્વામીજીને કાશ્મીરની અમરનાથની ગુફા યાદ આવી હતી.

કેનિયા કોલોનીમાં ઘણી જાતના આદિવાસીઓ વસે છે. જેવી કે મકામ્બા, કિકુયુ, લૂઓ, મસાઇ, મેરૂ, નાન્દી, ન્યાંજા, સોમાલી, સૂક, તુર્કાના, વારેન્ડી, વિગેરે. મકામ્બા જાતિ ઘણી શાન્ત છે. કિકુયુ જાતિના લોકો જરા આગળ પડતા છે. રાજકારણમાં ભાગ લે છે. મસાઇ જાતિમાં લગ્નનું ધોરણ એવું છે કે પરણવા ઇચ્છનારે સિંહનું માથું કાપીને છોકરી યા તેના માબાપને ભેટ ધરવું પડે છે. નાન્દી જાતિ ચોર ડાકુઓવાળી ઘણી ભયંકર છે. આ બધી જાતિઓ મુખ્યત્વે ખેતી અને પશુપાલનનુ જ કામ કરે છે.

આ મૂળ નિવાસીયોનુ કંઈ સાહિત્ય નથી, કે બીજાં એવાં કશાં આંદોલનો નથી. ભારતવાસીઓએ ત્યાં આવી વસવાટ કરવા માંડ્યો તે પહેલાં તે લોકો અર્ધનગ્ન જેવા જ ફરતા હતા. તેમના દેશમાં નહોતી સડકો, કે નહોતા જવા આવવાના વાહન વ્યવહારો. કપડાં પહેરતાં શીખવાડ્યું ભારતવાસીઓએ, સડકો અને રેલ્વેઓ બનાવી ભારતવાસીઓએ. ધીરે ધીરે સુથાર, લુવાર, ધોબી, હજામ

અને ખેડુતનાં કામો પણ શીખવાડ્યાં તેમણે જ. આ રીતે આ જાતિઓને પ્રગતિના પંથે લાવી,મૂકવામાં ભારતવાસીઓનો જ ફાળો અધિક છે. છતાં એ જ જગાએથી આજે તેઓ હડધૂત થઇ રહ્યા છે એ લાચારીની શી વાત કરવી ?

કેનીયા પ્રાન્તની અહીં યાત્રા પૂરી થઇ. તે પછી સ્વામીજીએ યુગાંડાનો માર્ગ પકડ્યો.

પહેલાં જીન્જા નગરમાં ગયા હતા. શેઠ મૂળજીભાઇ મધવાણીના બંગલામાં મુકામ રાખ્યો હતો. પ્રવચનની જગા ઇંડીયનક્લબના વિસ્તૃત મેદાનમાં રાખવામાં આવી હતી.

આ નગરથી લગભગ આઠેક માઇલ દૂર શેઠ મૂળજીભાઇ પ્રભુદાસ માધવાણીનું એક જબરજસ્ત ખાંડનું કારખાનું આવેલું છે. "કકીરા શ્યુગર ફેકટરી" ના નામે તે ઓળખાય છે. આ કારખાનાને અંગે એક ૧૧ માઈલ લાંબું અને ૧૦ માઇલ પહોળું એવું ખેતર છે. તેમાં રહેવા માટે પાકાં મકાનો બંધાવ્યાં છે. દસ હજાર જેટલા મજુરો એ કારખાનામાં કામ કરે છે, એટલે એક જુદું ગામ વસ્યા જેવું લાગતું હતું. ત્યાં અનેક માઇલ લાંબા પહોળા ખેતરોમાં શેરડીનું જ વાવેતર હોય છે. આ ખેતરોમાં થઈને ૮૦ માઇલ લાંબી તો એક રેલ્વે બિછાવેલી છે. એ રેલ્વે માટે ૨૦ એન્જીનો, ૧૨૦૦ વેગનો રાખવાં પડેલાં છે. ખેતરોને ખેડવા સાત ટ્રેકટરો છે. મોટર લોરીઓ

માટે પણ સડકો છે. દરરોજ નિયમિત ૮૦ મોટર લૉરીઓ ત્યાં કામ કરતી હોય છે. આધુનિક મશીનરીથી ભરચક લંબાયલું આ કારખાનું માત્ર બે કલાકમાં શેરડીના સાંઠાઓને ખાંડના રૂપમાં ફેરવી દે છે, શેરડીનો પાક ત્યાં આખું વર્ષ લેવામાં આવે છે. કારખાનાની આજુબાજુ થોડા થોડા માઇલને અંતરે ગોળની, સાબુની, તેલની, એવી જુદી જુદી ફૅક્ટરીઓ ચલાવવામાં આવે છે, જીન-પ્રેસ પણ બંધાવેલું છે. ને કારખાનાનું વૉટરવર્ક્સ અને પાવર હાઉસ પણ છે.

કામ કરનારાઓને રોજની જરૂરી ચીજો લેવા દૂર જવું ન પડે તેને માટે આવશ્યક વસ્તુઓ ત્યાં ને ત્યાં જ મળે તેવો પ્રબંધ કરેલો છે. મજુરોના ઉત્કર્ષ માટે માલીકે કાળજીપૂર્વક કામ કરેલુ છે. રહેવાનાં મકાનો, ન્હાવા ધોવા માટે સગવડ, ચ્હા, નાસ્તો, શાળા, પુસ્તકાલય, દવાખાનું, વ્યવસ્થિત આ બધાની સગવડ રાખેલી છે.

શેઠ માધવાણી પહેલેથી જ ગીતાપ્રેમી સજ્જન હોવાથી તેમણે પોતાના હિંદુ સ્ટાફમાં ગીતા ઘણા પહેલાંથી વહેંચી હતી. સ્વામીજીના આગમનથી ગીતાના મનન પઠનમાં ખુબ વેગ આવ્યો હતો. આ નગરમાંથી ગીતાધર્મ માસિક માટે આજીવન અને વાર્ષિક સભ્યો સારી સંખ્યામાં થયા હતા, તેમજ ગીતાગૌરવ ભાષ્યના ઇંગ્રેજી સંસ્કરણ માટે શેઠ માધવાણીએ ૧૫૦૦૦ શિલિંગ સ્વામીજીને ચરણે ધર્યા હતા.

આ વર્ષનું કુંભપર્વ જીન્જા નગરના નાગરિકો સાથે વિકટોરીયા લેકના રમ્ય, કિનારા ઉપર ઉજવ્યું હતું. સ્વામીજીએ કુંભ પર્વનો મહિમા તેમજ ઇતિહાસ સંભળાવ્યા બાદ સહુએ સ્નાન કર્યું હતું.

જીન્જા નગર વિકટોરીયા લેકના કિનારાઉપર વસેલું છે. આ વિકટોરીયા સરોવર જગતની એક મ્હોટામાં મ્હોટી નદી નીલનું ઉદ્ગમ સ્થાન છે. આ સરોવરમાંથી ત્રણ ધોધ અખંડ વહેતા દેખાય છે. એ ત્રણે ભેગા થઇ નીલ નદીનું નિર્માણ કરે છે. અનંત કાળથી આટ આટલા પાણીનો ઢગ વહી જવા છતાં સરોવર સૂકાતું નથી કે એની અંદરથી એક ઇંચ પણ પાણી ઓછું થતું નથી. *

જીન્જામાં કથા સમાપ્તિને દિવસે સ્વામીજીને ત્યાંની હિંદુ જનતા તરફથી માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

* આફ્રિકા દેશનુ વર્ણન આપણે ત્યાંના બ્રહ્માંડપુરાણ અને આદિત્યપુરાણમા મળે છે. એ પુરાણોમાં એ દેશને કુશદ્વીપ અગર શ્થદ્વીપ નામથી ઓળખાવવામા આવેલો છે. ત્યાના મૂળ નિવાસીઓ નિષાદરાજ ગુહની જાતિના હોવાનું કહેવાય છે, કેનીયા માઉન્ટ નામનો ત્યા જે પર્વત છે, તેના જ ઉપરથી હનુમાનજી લક્ષ્મણજીને માટે સંજીવની બુટ્ટી લઇ ગયા હતા એવી ઉક્તિ છે. વિકટોરીયા લેકનું પૌરાણિક નામ ચન્દ્રસરોવર કહેવાય છે, નીલ નદીનુ નામ નીલા (કૃષ્ણા) છે. લંબાઈમાં આ નદી દુનિયામા બીજે નંબરે આવે છે. આફ્રિકાના અનેક વિભાગોમાથી આજ પણ ભારતીય ભગ્નાવશેષ મળી આવે છે, એબિસીનિયામાં આપણી સભ્યતા અતિ પ્રાચીન હતી. ત્યાંના વેષ પરિધાનની ઢબ આપણા પટેરવેશને વધારે મળતી

અન્તથી સ્વામીજી યુગાંડા પ્રાંતના મુખ્ય શહેર કમ્પાલા નગરમાં ગયા હતા. ત્યાં પણ શેઠ માધવાણીના બંગલામાં જ તેઓ રહ્યા હતા. ગીતાની કથા પહેલે તો સનાતનધર્મ મંદિરમાં શરૂ કરી હતી, પરંતુ દિવસે દિવસે ભીડ વધતી જતી હતી એટલે ત્રીજે દિવસે કથાનું સ્થાન બદલી આર્યસમાજ મંદિરના ચોગાનમાં રાખ્યું હતું. ગીતા ભણાવવાનો પણ પ્રારંભ કર્યો હતો. ગીતાભ્યાસી બાળક બાળકીઓને સોના ચાંદીનાં ચંદ્રકો તથા ગીતાસાહિત્ય ઈનામમાં વહેંચવામાં આવ્યું હતું. અખિલ યુગાંડા બ્રાહ્મણસમાજ તરફથી સ્વામીજીનું જાહેર સન્માન કરવામાં આવ્યું હતું. તેમાં તેમની ષોડશોપચાર પૂજા કરી ભેટ ધરવામાં આવી હતી. સ્વામીજી અને તેમના મંડળને માટે વલ્કલ વસ્ત્ર વહેંચ્યો હતો. વનવાસમાં શ્રી રામચન્દ્રજી અને પુરાતન કાળમાં ઋષિ મુનિઓ જેવાં વલ્કલ વસ્ત્રો પહેરતા હતા તેવી જ જાતનાં અહીં વલ્કલ વસ્ત્ર થતાં હોવાનું કહેવાય છે.

કમ્પાલાની સમસ્ત હિંદુ જનતાએ ફરી સ્વામીજીને માનપત્ર અર્પણ કરવાનો એક મેળાવડો કર્યો હતો, તે વખતે

આવે છે, એ લોકોની લિપી પણ આહીની લિપી જેવી છે, આફ્રિકાથી નીકળતા સોનાનું જ 'દાન ગજ કર્ણ' નિત્ય દેતો હતો એમ મનાય છે. "અગસ્ત્યમુનિ" માંથી જેવી રીતે "જર્મની," "સિન્ધુ" માંથી જેવી રીતે "હિન્દુ," તેવી રીતે "ઉપગિરિ" (આફ્રિકાનો મોટો ભાગ સમુદ્રની સપાટીથી ઉંચો આવેલો હોવાથી) માંથી "આફ્રિકા" બન્યું હોવાનું ભાષાશાસ્ત્રીઓ કહે છે.

માનપત્ર ઉપરાંત ચાંદીના પતરા ઉપર સોનાથી અંકિત કરાવલું ગીતામંદિર તેમને ભેટ કરવામાં આવ્યું હતું.

કમ્પાલાથી તેઓ લુગાજી ગયા હતા, ત્યાં બે દિવસ કથા કરી હતી. લુગાજીમાં પોરબંદરવાળા પ્રખ્યાત શેઠ શ્રી નાનજી કાળીદાસની એક ઘણી મોટી શુગરફેક્ટરી છે. 'ગીતાધર્મ'ના સભાસદો ત્યાં ઘણા થયા હતા. ત્યાંથી સ્વામીજી કમ્પાલા પાછા ગયા હતા, તે પછી કમ્પાલાથી મસાકા, મસાકાથી બુકોબા, અને બુકોબાથી જહાજમાં બેસી મ્વાંઝા ગયા હતા. ત્યાં વિક્ટોરીયા સરોવરની પાળ પર આવેલા એક જીનમાં લગભગ આઠેક દિવસ સુધી કથા કરી હતી.

મ્વાંઝાથી રેલરસ્તે સ્વામીજી દારેસલામ ગયા હતા. ૮૫૦ માઈલ લાંબા આ રસ્તામાં માત્ર ૪ કે ૫ જ કંઈ સ્ટેશન કહેવા જેવાં સ્ટેશન આવ્યાં હતાં, બાકી તો બધું જંગલ જ જંગલ! આટલા લાંબા અંતરના વિસ્તારમાં પણ અવર જવર માટે અઠવાડીયામાં બે જ વાર ગાડીઓ દોડતી હતી.

મુસ્લીમ સભ્યતાને અપનાવતું આ શહેર સમુદ્રના કિનારા પર વસેલું છે. મુસલમાન વ્યાપારીઓ ત્યાં વિશેષ છે. પહેલાં ત્યાં આરબ લોકો વેપાર કરવા માટે આવ્યા હતા. પરંતુ તેઓ ત્યાંના મૂળનિવાસીઓની સાથે એટલી હદે ભળી ગયા હતા કે પછી આરબ કહેવા જેવા તેઓ રહ્યા જ ન હતા. ત્યાંના મુસલમાનો તુર્કી ટોપી પહેરે છે. ઓરતો કાળાં કપડાં પહેરે છે. ત્યાં સ્વામીજીનો મુકામ

પટેલબ્રદરહુડ નામની સંસ્થાના મકાનમાં રાખ્યો હતો. લક્ષ્મીનારાયણના મંદિરમાં કથા થતી હતી. દારેસલામમાં નાગરિકો તરફથી એક સુંદર કળામય કૃષ્ણની મૂર્તિ સ્વામીજીને ભેટ કરવામાં આવી હતી.

દારેસલામથી સ્વામીજી હવાઇ માર્ગે ઝાંઝીબાર ટાપુમાં ગયા હતા, ત્યાં બક્ષીજીના મકાનમાં તેમને ઉતારો આપવામાં આવ્યો હતો. કથાની ગોઠવણ હિન્દુયુનિયન હોલના મકાનમાં કરવામાં આવી હતી. ગીતાભ્યાસી બાળક–બાળિકાઓને ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં. કથા સમાપ્તિના દિવસે ઝાંઝીબારના નાગરિકો તરફથી સ્વામીજીને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું અને તેની સાથે સાથે એક અતિશય કળામય ચાંદીની કાસ્કેટ ભેટ કરવામાં આવી હતી. એ કાસ્કેટ પર સોપારી, નાળીયેર, લવીંગના ઝાડોની આબેહૂબ આકૃતિઓ દોરવામાં આવી હતી, જહાજ અને એરોપ્લેન પણ ચિતરવામાં આવ્યાં હતા.

ઝાંઝીબારથી વાયુયાનમાં સ્વામીજી પાછા મોમ્બાસા પહોચ્યા હતા. શેઠ નાનજી કાળીદાસના બંગલામાં મુકામ રાખ્યો હતો. હિન્દુયુનિયનના મેદાનમાં કથા કરવામાં આવતી હતી.

કથાસાં ને કથામા તેમણે એક દિવસ જાહેર કરી દીધું કે હવે તેઓ ભારત પાછા ફરવાનો વિચાર કરી રહ્યા છે. પોતાના મંડળને તૈયારીઓ કરવાની સૂચના પણ આપી દીધી હતી. મોમ્બાસાના લોકોએ સ્વામીજીના સત્સંગનો

સહુથી વધુ લાભ લીધો હતો; એટલે તેમના મનની એ મુરાદ હતી કે તેમને ભવ્ય અને ઉચિત વિદાયમાન આપવું. એ કારણે તેઓએ ભેગા મળી ત્રણ દિવસનો સુંદર અને આકર્ષક કાર્યક્રમ યોજ્યો હતો. એટલે એમના જવાના દિવસ પહેલાં લાગલાગટ ત્રણ દિવસ વિદાય સમારંભો ઉજવાયા હતા. આ સમારંભનુ તમામ ખર્ચ સ્વામીજીના શિષ્ય કાનજીભાઇ કે. મેઘજીવાળા, મોતીભાઇએ આપ્યું હતું. બહારગામોમાંથી પણ લોકોને તેઓએ આમંત્ર્યા હતા. આ રીતે ખૂબ મોટો સમૂહ ભેગો થવા પામ્યો હતો. પહેલે દિવસે પ્રાર્થના વિગેરે બાદ વ્યાખ્યાનો થયાં હતાં. કાકા કાલેલકરનુ મુખ્ય વ્યાખ્યાન હતું. સ્વામીજીએ પણ પ્રવચન કર્યું હતું. બીજે દિવસે ગીતાપાઠશાળાની છોકરીઓએ શુદ્ધ મન્ત્રોચ્ચારણ સાથે હવન કર્યો હતો. સાંજે કેટલીક બ્હેનોએ વ્યાખ્યાન કર્યાં હતાં. છેવટે સ્વામીજીએ ઉપદેશ કર્યો હતો. ત્રીજે દિવસે બહારગામના પ્રતિનિધિઓએ વ્યાખ્યાનો કર્યાં હતાં. તે પછી છોકરીઓએ ગરબા ગાઈ રાસલીલા રમી દેખાડી હતી. અંતમાં સ્વામીજીએ સહુને આશીર્વાદ આપ્યા હતા. આ રીતે આ ઉત્સવની પૂર્ણાહુતિ કરવામાં આવી હતી.

ધર્મગુરુઓ અને ઉપદેશકો કેટલાક અત્યાર સુધીમાં અહીં આવી ગએલા હતા. પણ તે બધામાં સ્વામીજીને જે આ વિદાયમાન આપવામાં આવ્યુ હતું તે અપૂર્વ હતું. આ વિદાય સમારંભવેળા, સ્વામીજીએ પહેલવહેલા ભારતથી આવી, મોમ્બાસા બંદરે ઉતરી, એક માસ સુધી

પુરુષો શ્રોતાવર્ગમાં જઇ બેસતા હતા. તેમને સ્હમજાવા તેઓ પ્રયત્ન કરતા હતા, કેટલાક સ્હમજતા પણ હતા. એ સહુને ગીતાનો સંદેશ સાચી શાંતિ અને સાચું સાન્ત્વન આપનારો લાગતો હતો. એટલે ઘણું ખરૂ પ્રવચનને અંતે તેઓ સ્વામીજીને મળતા અને વાત વાતમાં વીનવતા પણ ખરા કે ગીતાજીની આ દિવ્યવાણી યુરોપમાં જઇ સંભળાવવા જેવી છે. ભાષાની મુશ્કેલી માટે સ્વામીજી જ્યારે જણાવતા ત્યારે તેઓ કહેતા કે ત્યાંના દુભાષિયાઓ તેને પહોચી વળી શકે એવા હોય છે પણ જ્યારથી આ વાતો થવા માંડી હતી ત્યારથી સ્વામીજીના મનમાં યુરોપની યાત્રાના વિચારના બીજ ચોક્કસપણે વવાઇ ચૂકયાં હતાં.

આફ્રિકાથી આવ્યા બાદ કેટલાક પ્રાન્તોમાં ફરી સ્વામીજી અમદાવાદના ગીતામંદિરમાં આરામ લઇ રહ્યા હતા. તે બીજ દઢીભૂત થયા અને અંકુરાયા આ સમય દરમ્યાન. વાત એમ બની કે સ્વામીજીના અનન્ય પ્રેમી, ભારતીય સંસદના પ્રસિદ્ધ પ્રમુખ દાદાશ્રી માવલંકરજીને બ્રિટીશરાષ્ટ્રમંડળની સ્પીકર્સ કોન્ફરન્સમાં હિન્દના પ્રતિનિધિ તરીકે ટુંકમાં જ યુરોપ જવાનું હતું. તેઓ સ્વામીજીને મળવા આવ્યા હતા, અને તેમણે સ્વામીજીને આ વાત કરી. સ્વામીજીના અંતરમાં છુપાઇ ગએલી ઇચ્છા સતેજ થઇ, જાગૃત થઇ. તેમણે માવલંકરજીની આગળ તે પ્રગટ
તે જાણી, તે સાંભળી તેઓ ખરેખર હરખાયા.

"જો તેમ જ હોય તો પછી તો સાથે જ નીકળવું ઠીક પડશે," માવલંકરજીએ વધુ ચોકસાઇ કરતાં જણાવ્યું.

"જરૂર. સાથે જ નીકળીશું" સ્વામીજીએ સંમતિ દર્શાવી. બસ, થઇ રહ્યું. તૈયારીઓ થવા માંડી. "સ્વામીજી યુરોપની યાત્રાએ" એવાં મથાળાં વર્તમાનપત્રોમાં ઝડપથી ફરી વળ્યાં. દાદાશ્રી માવલંકરજી, તેમનાં ધર્મપત્ની શ્રીમતી સુશીલાબ્હેન, સ્વામીજી, સદાનંદ બ્રહ્મચારી, તથા અમદાવાદના એક એડવોકેટ શ્રી બાબુભાઇ મહેતા મળી પાંચ જણની મંડળીએ ઉપડવાનું નકકી થયું. તારીખ પણ નકકી થઈ ગઈ–૨૭ મી ઑગસ્ટ, મુંબાઇથી હવાઇ માર્ગે ઊડીને જવાનું હતું. હવાઇ સ્ટેશન પર અમદાવાદ, વડોદરા, નાગપુર, કાશી, આદિ શહેરોનો ઘણો મોટો ભક્ત સમુદાય, વર્તમાનપત્રોના ખબરપત્રીઓ વિગેરે મોટી સંખ્યામાં તેમને વિદાય આપવા હાજર રહ્યા હતા. લગભગ ૫ વાગે એ જહાજે ઊડવું શરૂ કર્યું. જળ, જંગલ અને પહાડો ઉપર થઇને ઉડતા ઉડતા દસ કલાકમાં તેઓ કેરો પહોંચ્યા. ત્યાં એક કલાક થોભ્યા પછી ફરી ઉડયા તે બીજે દિવસે સ્હવારે ૧૦ વાગે તેઓ રોમ નગર ખાતે ઉતર્યા. ત્યાંની ગ્રાંટ હોટલમાં તેમનો મુકામ રાખ્યો હતો.

ભરતખંડમાં ભારતીય સંસ્કૃતિ અને સભ્યતાનો અર્ક જેવી રીતે પુરાતન કાળમાં કાશી, પ્રયાગ, મથુરાં જેવાં નગરોમાં કેન્દ્રિત થએલો ગણાતો, તેવી રીતે યુરોપ ખંડમાં યુરોપીય સંસ્કૃતિ અને સભ્યતાનો અર્ક રોમ

શહેરમાં કેન્દ્રિત થએલો ગણાતો હતો. સહુ પહેલાં આવા સ્થળનાં ધર્મસ્થાનોની માહિતી મેળવી લેવા સ્વામીજીએ નિર્ધાર્યું. દાદા શ્રી માવજીકરજી આ પહેલાં ઘણી વખત યુરોપની મુસાફરીએ જઇ આવ્યાં હતા. એટલે ત્યાંનાં સ્થાનકો, રીતરીવાજો વિગેરે તમામથી માહીતગાર હોવાથી રોમ ઉતર્યા તેવા જ તેમણે સ્વામીજીને કહ્યું "હવે અહીં જે જોવા જેવું છે ત્યાં બધે તમને લઇ જઇશ, ચાલો." પહેલાં ગયા કૅપ્યુશિયન ચર્ચ જોવા. આ દેવળનાં ઊંડાં ઊંડાં ભોંયરાંમાં ધર્મને સારૂ શહીદ થએલા સાધુઓનાં અસ્થી–અવશેષો પૂરાં સજાવીને સાચવી રાખેલાં જોવામાં આવે છે.

ત્યાંથી તેઓ વૅટિકન ચર્ચ નામનું વિશ્વવિખ્યાત દેવળ જોવા ગયા હતા. દુનિયામાંના તમામ ઇસાઈ ધર્મીઓનુ આ એકનુ એક અને મ્હોટામાં મ્હોટું ધર્મસ્થાન, તીર્થસ્થાન ગણાય છે. એમના સહુથી મોટા ધર્મગુરુ પોપનો નિવાસ આ ચર્ચમાં હોય છે. અઠવાડીયામાં એક દિવસ ઉપદેશ આપવા તેઓ બહાર આવે છે. ચર્ચના મધ્યસ્થ દિવાનખાનામાં આને માટે સજાવટ કરવામાં આવે છે. એ દિવાનખાનું જોયુ હોય તો ૧૦૦ ફીટ તો તેની ઊંચાઇ, ૫૦૦ ફીટ લાંબુ અને ૩૦૦ ફીટ પ્હોળું ! ત્યાંથી તેઓ સેંટમેરીચર્ચ જોવા ગયા હતા. તેમાં પેસતાં જ સ્હામે મેરી અને તેની ગોદમાં બાળક ઇસુની એક મહાકાય પણ મુલાયમ, મધુર અને સર્વાંગસંપૂર્ણ ઘડાવટી મૂર્તિ નજરે પડતી હતી. માતા યશોદા તો કૃષ્ણને ગોદમાં

લઈને નહીં બેઠાં હોય ? એવી ભ્રાંતિ ભારતવાસીને એક વખત તો જરૂર થાય. મૂર્તિની આગળ સુવાસિત ધૂપ, પુષ્પોનો ઢગલો, ભેટ — દક્ષિણા — એ બધું આપણાં મંદિરોની પેઠે ત્યાં પણ હોય છે. ભાવિકો મૂર્તિની પ્રદક્ષિણા પણ ફરે છે.

આરતી કે પ્રસાદની પ્રથા ત્યાં જોવામાં નથી આવતી. પગમાં જોડા પહેરીને જઈ શકાય છે. માત્ર માથું ઉઘાડું રાખવું પડે છે. સ્વામીજીનો પોષાક તો ત્યાં સહુનું આકર્ષણ બની ગયો હતો, અને તેને લઈને તેમનું આદરમાન પણ ત્યાં સચવાતું. ત્યાંના લોકોની વિશિષ્ટ પ્રકારની ગણત્રી અનુસાર અમુક વર્ષો પછી આવતો ઓગસ્ટ માસ, આપણે ત્યાંના પુરુષોત્તમ માસની પેઠે, ઘણો પવિત્ર ગણાય છે. ૨૪ વર્ષને અંતરે આવો ઓગસ્ટ માસ આવે છે. આ ઓગસ્ટ માસમાં એવું જ પર્વ ઉજવાઈ રહ્યું હતું. કુંભના મેળાની યાદ આપે તેવી ભીડ તે વખતે ત્યાં થાય છે. દેશ દેશાંતરના પાદરીઓ, ધર્મગુરુઓ, પોતાનાં ભક્ત વૃંદોની સાથે ત્યાં એકઠા થાય છે. જુદા જુદા મહાત્માઓનો ત્યાં પરિચય પણ સાધી શકાય છે. સ્વામીજીને પ્રાર્થના જગ્યા આગળ ખાસ લઈ જવામાં આવ્યા હતા, અને પ્રાર્થના પતી ગયા પછી ઘણા લોકો તેમની આસપાસ ફરી વળ્યા હતા, અને પરિચય માગી રહ્યા હતા.

ત્યાં એક બીજું મંદિર એવું પણ જોવામાં આવ્યું કે જ્યાં લોકો ઘુંટણીએ ચાલીને દર્શન કરવા જતા હતા. ધર્મસ્થાનો

જોયા પછી એ લોકો પુરાતન રોમ શહેર જોવા ગયા હતા. અત્યારે તો તે ખંડીયેર થઇ ગએલુ છે. પણ તેનાં પ્રાચીન સ્મારકો હાલમાં ઘણી સુરક્ષિત રીતે જાળવી રાખવામાં આવે છે. એ પ્રદેશને સુંદર સડકો અને બાગબગીચાથી રળીયામણો બનાવેલો છે. ત્યાંથી પાછા ફરતાં મુસોલિનીનો મહેલ જોયો, જનરલ માકર્સ અને મહાન બાદશાહ સીઝરનો દબદબાભર્યો મહેલ જોયોઃ પાસેની એક ટેકરી પર ચઢી આખા રોમ શહેરનું વિહંગાવલોકન કરી લીધુ.

રોમમાંના ભારતીય રાજદૂતે માવલંકરજીને અને સ્વામીજીને તેમની મંડળી સહ પોતાને ત્યાં બોલાવી સ્વાગત કર્યું હતું. સ્વામીજીએ તેમને ગીતાગૌરવ ભાષ્ય પુસ્તક ભેટ આપ્યું હતું. અંગ્રેજી અનુવાદ હોવાથી ત્યાંના બીજા વિદ્વાનો તેમજ પોપને પણ તે પુસ્તક ભેટ આપવામાં આવ્યું હતું.

રોમથી રેલ્વેમાર્ગે તેઓ નેપલ્સ ગયા હતા. સમુદ્રના કિનારા પર વસેલું આ શહેર રમ્ય લાગે છે, વિસુવિયસ નામની હોટલમાં તેઓ ઉતર્યા હતા. પહેલે દિવસે વિસુવિયસ પર્વત–જ્વાળામુખી–જોયો, બીજે દિવસે નેપલ્સ થી ૧૦-૧૨ માઇલ દૂર એ જ્વાળામુખીએ સર્જેલી ધ્વંસલીલાનું દૃશ્ય જોવા ગયા હતા. ઐતિહાસિક શોધ ખોળ કરનારાઓ કહે છે કે ત્યાં અઢી હજાર વર્ષો પૂર્વે પોમ્પીયાઇ નામનું એક અત્યંત સમૃદ્ધ શહેર હતું.

નેપલ્સથી સ્વામીજી ફ્લૉરેન્સ ગયા હતા, ત્યાં એક એંગ્લો–અમેરિકન હોટલમાં રહેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, ત્યાં એક વિશાળ દેવળ જોવા ગયા હતા. જે એમ કહેવાય છે કે ૩૦૦ વર્ષથી બનતું આવેલું છે. તેનાથી આગળ બહુ પુરાણા સમયનો એક રાજમહેલ દેખાય છે, તેમાં ૩૦૦ તો ઓરડાઓ છે. ઉત્તમ પ્રકારની ચિત્રકળાથી તેની દિવાલો શણગારાઇ છે. વળી તેની અંદર એક સુંદર કારીગીરીવાળું નવ ગ્રહ આકારે રત્નજડિત ટેબલ છે. જે ગ્રહ જેવા રંગનો મનાય છે તેવા રંગનાં રત્નોથી તે જડાયલું છે. તેની આજે કિંમત આંકે તો રૂા. પચાસ લાખથી પણ વધી જાય એવું છે. એક બીજું દેવળ પણ ફ્લૉરેન્સમાં જોયું; જેની અંદર ઇટાલીના મહાન વૈજ્ઞાનિકોની સંગેમરમરની પ્રતિમાઓ ઉભી કરવામાં આવેલી છે.

ફ્લૉરેન્સથી સ્વામીજી વેનિસ ગયા, યુરોપભરમાં આ નગરની નૈસર્ગિક સુંદરતા ખૂબ પ્રશંસા પામેલી છે. દરિયાની ન્હાની શી ખાડીમાં, પાણી પર તરતું આ નગર વસેલું છે. મકાનો પણ પાણી પર, કારખાનાં, કાર્યાલયો, બજાર, બધું જ પાણીમાં વસેલું છે, સમુદ્રનાં મોજાંની છોળોથી છલકાતા અને ઝોલાં ખાતા આ શહેરની ઉપર રૂપેરી ચાંદનીની ચાદર જ્યારે પથરાતી હશે, અગર તો ઉષઃકાળનાં તાજાં, ટાઢાં, તગમગતાં રવિકિરણો તેને સ્પર્શતાં હશે, કે સંધ્યાના સોનેરી રંગે એનો દેહ ઝગારાંમાં ઝળહળતો હશે; ત્યારે તે શહેરની જે શોભા ચતી હશે તે કયા શબ્દોમાં વર્ણવાય ? આ શહેરમાં

આમોદ-પ્રમોદનાં સ્થાનો, કળા કૌશલ્યનાં દશ્યો, કારીગીરીની ચીજો ઢગલાબંધ જોવા મળે છે. વેનિસનો પુરાણો રાજમહેલ, અને તેની સાથે જોડેલી ત્યાંની નામીચી જેલ, સ્વામીજી જોઈ આવ્યા હતા.

વેનિસથી તેઓ મિલાન જવા ઉપડયા હતા. એ પર્વતીય પ્રદેશ હોવાથી ઠંડી ઋતુથી અને પહાડી લીલોતરીથી શોભાયમાન દેખાય છે. ત્યાં પેલેસ હોટલમાં મુકામ રાખ્યો હતો. એ હોટલના ૧૩ માળ છે, ૫૦૦ ઓરડા છે. આ નગરની ઐતિહાસિક સ્મશાનભૂમિ જોવા જેવી છે. તે એવી તો કમનીય અને રમણીય બનાવેલી છે કે લોકો ચાહીને ત્યાં ફરવા જાય છે, સહેલ કરવા જાય છે. એ ભૂમિની રચના કોઇ ગાકઝમાળ વૈભવ રેલાવતી, સુવાસિત પુષ્પોના પમરાટને રાતદિન મ્હેકાવતી, સમજણપૂર્વકની કળાપૂર્ણ વ્યવસ્થિત ગોઠવણીથી ઓપી ઉઠની સ્ફટિક સમા નિર્મળ સ્વચ્છ માર્ગોથી ગુંથાયલી, એક વિશાળ ઉદ્યાનવાટિકા સમાન હતી. ઠેર ઠેર ઉભાં કરવામાં આવેલા શીતળ લતામંડપો, રંગબેરંગી પુષ્પગુચ્છો, કળામય રીતે પાણીની સેરો ઊંચે ઉડાવતા ફુવારાઓ, હોજો, આરામસ્થાનો વિગેરેને લઈને એ ભૂમિમાં પ્રવેશતાંની સાથે જ દિલને આરામ અને શાંતિ મળતાં હતાં, મન તાજગી અનુભવતું હતું. લોકોનો અવરજવર ત્યાં કાયમ રહ્યા કરતો. માનવદેહને ચિરશાંતિમાં પોઢાડતી વખતે અને તે પછી પણ તે જગ્યાનું વાતાવરણ

કેવું હોવું જોઈએ; તે આ સ્મશાનભૂમિ આપણને સચોટ રીતે સમજાવે છે.

મરનારે જે પ્રમાણની પોતાની છેવટની ઇચ્છા જણાવી હોય તે પ્રમાણની જ ત્યાં સર્વ ક્રિયા કરવામાં આવે છે, અને તેના ઉપર એક સાદી સપ્રમાણ સમાધિ ચણી લેવામાં આવે છે. જો ગુજરનારે પોતાની મૂર્તિ મૂકવાની ઇચ્છા દર્શાવી હોય તો તેની મૂર્તિ એ સમાધિ પર ગોઠવવામાં આવેલી હોય છે. એ સમાધિ આગળ પુષ્પ આદિથી તેની પૂજા કરવામાં આવતી હોય છે. મૃત્યુની સર્વગ્રાહી સમાનતાના ધોરણે જ્યાં કોઇ એક વિદ્વાન, વ્યાપારી કે શ્રીમંત સૂતો હોય તેની પડોશમાં જ કોઇ અભણ ખેડુત કે અકિંચન પ્રજાજન પણ પોઢી રહ્યો હોય ! આવી આ સ્મશાનભૂમિને નીરખીને સ્વામીજીએ વિચાર્યું કે આર્યાવર્તે સદા કલ્યાણકારી દેવ શિવજીને સ્મશાનમાં રહેનારા, સ્મશાન ઢુંઢનારા કલ્પ્યા છે તે અયથાર્થ નહીં હોય. તે સમયમાં આર્યાવર્તની સ્મશાનભૂમિઓ મીલાનની આ સ્મશાનભૂમિને ટક્કર મારે એવી ઢબે રચાયલી કાં ન હોય ?

ત્યાં વળી એક એવું દેવળ જોવામાં આવ્યું કે જેની અંદર આજ ૮૦૦ વર્ષથી કંઇ ને કંઇ નવીન ચીજ બનતી જ રહે છે.

પત્થરની કારીગરી માટે ઇટલી દેશ ઘણો પ્રખ્યાત છે. આપણે એશિયા અને યુરોપના નકશા લઇ સરખા–

વીશું તો જણાશે કે એશિયા ખંડમાં જે સ્થિતિ ભારતની છે તે જ યુરોપખંડમાં ઇટલીની છે. એકની મધ્યમાં હિમાલય અને તેની દક્ષિણે સમુદ્ર સુધી પથરાયલો ભારતદેશ : બીજાની મધ્યમાં આલ્પ્સ પર્વત અને તેની દક્ષિણે સમુદ્ર સુધી લંબાયલો ઇટલી દેશ. કુદરતનું કેવું સામ્ય?

મિલાનથી સ્વામીજી વાયુમાર્ગે લંડન ગયા હતા. ત્યાંના હવાઈ સ્ટેશન પર ભારતીય હાઇકમીશ્નરના સેક્રેટરી અને શેઠ વિક્રમભાઇ પટેલ આદિ તેમને લેવા માટે આવ્યા હતા. ત્યાંથી તેમને પીકાડીલી હોટલમાં લઇ જવામાં આવ્યા હતા. ડબ્લીનમાં સ્પીકર્સ કોન્ફરન્સ મળવાની હોવાથી તેઓ બધા સાંજે જ ડબ્લીન ગયા હતા. ત્યાંના એક પારસી સદ્‌ગૃહસ્થ, નામે સોહરાબજી રૂસ્તમજી બધાને લેવા આવ્યા હતા. માવલંકરજી રાજ્ય પ્રતિનિધિઓના ઉતારા પર રહેવાના હતા. એટલે બાકીની મંડળીને ડબ્લીન શહેર બહારની સમુદ્રતટ ઉપર આવેલી એક સુંદર હોટલમાં ઉતારવામાં આવી હતી. વ્યવસ્થા બધી શેઠ સોરાબજી તરફથી કરવામાં આવી હતી. પરિષદ પાંચ દિવસ ચાલવાની હોવાથી આ બધા ડબ્લીનમાં પાંચ દિવસ રોકાયા હતા અને એ દરમ્યાન આજુબાજુનો પ્રદેશ જોયો હતો.

આ પરિષદમાં પ્રત્યેક રાષ્ટ્રના પ્રતિનિધિને વારાફરતી એક દિવસ સભાપતિ બનાવવામાં આવતા હતા. જે દિવસે માવલંકરજી પ્રમુખ થવાના હતા તે દિવસે સ્વામીજીને ... મંડળી સાથે કોન્ફરંસમાં લઇ જવામાં આવ્યા હતા.

ભારતીય સંન્યાસીનો ગેરુઆ રંગનો કફની લુંગીનો વેષ ત્યાંના લોકોને વિસ્મય પમાડતો હતો. શ્રી ખાણુરાવ મહેતાએ ત્યાં સ્વામીજીનું ઓળખાણ કરાવ્યું હતું. માવલંકરજીએ આયરીશ પાર્લામેન્ટના અધ્યક્ષ લૉર્ડ સ્ટેનગેટની સાથે સ્વામીજીનો મેળાપ કરી આપ્યો હતો, લૉર્ડ સ્ટેનગેટે પરિષદના પ્રતિનિધિઓના માનમાં યોજેલી ગાર્ડનપાર્ટીમાં સ્વામીજીને પણ નિમંત્રવામાં આવ્યા હતા. ત્યાં યુરોપિયન સભ્યસમાજના રાજપુરુષો, રાજદૂતો, તેમજ વિશિષ્ટ અતિથિઓ ભેગા થયા હતા. સહુએ સ્વામીજીમાં અને તેમના કાર્યમાં રસ દાખવ્યો હતો.

આયર્લૅન્ડની મુક્તિસંગ્રામના વિધાયક અને વિજેતા ડીવેલેરાની સાથે પણ માવલંકરજીએ સ્વામીજી અને તેમના મંડળની મુલાકાત યોજી હતી. એ મુલાકાત વખતે માવલંકરજીએ ઓળખ આપતાં જણાવ્યું હતું કે "સ્વામીજી અમારા દેશના એક મહાન ધાર્મિક નેતા છે." એમ એક બીજાના પરિચય ઉપરાંત ગીતા, ગીતા–પ્રચાર સંબંધી ખુલ્લા દિલની વાતો થઈ હતી. એક વખત પ્રાર્થના સમયે ત્યાંના એક દેવળમાં સ્વામીજી જઈ ચઢયા હતા. એક હિંદી ભાષા જાણનાર સજ્જને તેમને આવકાર આપ્યો હતો અને ઠેઠ પાદરીની પાસે તેમને બેસાડી આવ્યા હતા. પ્રાર્થના ગંભીરતાપૂર્વક પૂરી કરવામાં આવી, તે પછીથી લોકોએ સ્વામીજીનો પરિચય મેળવવા માટે કેટલાક પ્રશ્નો પૂછયા હતા. એક પ્રશ્ન એવો પણ હતો કે "આપ લાલ રંગનાં વસ્ત્રો શા માટે પહેરો છો? સ્વામીજીએ તેનો

તાત્કાળિક સચોટ ખુલાસો આપતાં જણાવ્યું. "લાલ રંગ છે અગ્નિનો. અગ્નિનું કામ શું તે તો ત્હમે બધા જાણો જ છો ને ? જે કંઈ એને સ્પર્શે તેને બાળીને ભસ્મ કરવું. તેવી જ રીતે એ રંગનાં કપડાં પહેરનાર પાપ–તાપ–દોષ–દુર્ગુણ સઘળું બાળીને ભસ્મ કરી દે છે." સાથે સાથે ગીતામાંનું આને લગતું દૃષ્ટાન્ત સમજાવ્યું "यथैधांसि समिद्धोऽग्निः ॥" સાંભળનારાઓ ખૂબ ખુશ થયા.

ડબ્લીનથી સ્વામીજી પાછા ફરવાના હતા તે દિવસે સોરાબજી શેઠે ત્યાં રહેતા તમામ ભારતીયોનું માવલંકરજી અને તેમની મંડળીના સન્માનાર્થે એક પ્રીતિ ભોજન ગોઠવ્યું હતું. તે દિવસે ત્યાં ભારતીય વાતાવરણ જમાવ્યું હતું, ભજન કીર્તન થયાં હતાં. થોડાં સંભાષણો પણ થયાં હતાં. અંતમાં સોરાબજીનાં ધર્મપત્નીએ સ્વામીજીની પૂજા કરી હતી અને ભેટ ધરી હતી. આ રીતે સત્કાર સમારંભ ઉજવી એ બધા હવાઈ મથકે સીધા ગયા હતા અને ત્યાંથી સ્વામીજી લંડનને માર્ગે ઉપડી ગયા હતા.

લંડનથી ટ્રેનમાં તેઓ ન્યુકેસલ ગયા. અને ત્યાંથી નોર્વે જતી સ્ટીમરમાં તેઓ બધા નોર્વે જવા ઉપડી ગયા હતા. નોર્વે ત્યાંથી ૧૦૦ માઇલ દૂર છે.

બીજે દિવસે બર્ગન નામના બંદરે તેઓ પહોંચ્યા. એક પહાડની તળેટીમાં એ બંદર આવેલું છે, અને તેની બાજુએ સમુદ્ર વીંટળાઇ વળેલો છે. પહાડ ઉપર જવા માટે

ઇલેક્ટ્રીક ટ્રેઇન છે. બર્ગનથી બધા મોટરમાર્ગે ઓસ્લો જવા ઉપડયા હતા. બર્ગનથી સવારે ઉપડેલી મોટર નોર્થર્ન સેન્ડમાં ચાટકી રસ્તો પહાડી હોવાને લીધે વિકટ અને ભયાનક લાગે છે. પણ પ્રાકૃતિક સૌંદર્ય ત્યાં એટલુ બધું જોવા મળે છે કે આપણે તેની વિકટતા અને ભયાનકતા ભૂલી જઇએ છીએ. મોટા મોટા જળધોધ અને પહાડમાંથી ફુટતાં ઝરણાં ઠેર ઠેર દૃશ્યમાન થાય છે. દૂર બરફાચ્છાદિત શિખરો દેખાય છે. લતાવેલીઓ અને વૃક્ષો સુંદર રીતે ઉગેલાં નજરે પડે છે. આપણે તો આ બધું જોઇ સ્તબ્ધ જ બની જઇએ છીએ.

નોર્થર્નસેંડથી તેઓ ગેલો ગયા હતા. ત્યાં ઠંડી ઘણી વખત હોય છે. સ્હવારના દસ વાગતા પહેલાં લોકો ઘરની બહાર નીકળી શકતા નથી. ગેલોથી ટ્રેઇન માર્ગે ઓસ્લો પહોંચ્યા હતા. સેવૉય હોટલમાં ઉતર્યા હતા.

બીજે દિવસે ત્યાંની પાર્લામેન્ટના અધ્યક્ષે માવલંકરજીને તેમની સાથેની મંડળીને લઇને પાર્લામેન્ટ જોવા આમંત્રણ આપ્યુ હતું. તે પ્રમાણે તે બધા પાર્લામેન્ટ જોવા ગયા હતા. માવલંકરજીએ ત્યાં બધા સમક્ષ સ્વામીજીનો પરિચય આપ્યો હતો. ત્યાંના અધ્યક્ષે નોર્વેજીયન શાસનવિધાનની એક પ્રત સહુને આપી હતી. સ્વામીજીએ અંગ્રેજી ગીતા-ગૌરવભાષ્ય અધ્યક્ષને ભેટ આપ્યુ. અધ્યક્ષે તેનો ખુબ આદરપૂર્વક સત્કાર કરીને રોજ તેનો થોડો થોડો અભ્યાસ કરતા રહેવાનું વચન આપ્યું હતું. તેમજ તે પુસ્તકને પાર્લામેન્ટની લાયબ્રેરીમાં સાચવી રાખવા જણાવ્યું હતું.

તે પછી, તેઓ બધા અધ્યક્ષની મોટરમાં તેમની સાથે તે શહેરનાં મુખ્ય મુખ્ય સ્થળો જોવા ફર્યા હતા. એક ઊંચી ટેકરી પર ત્યાંની પહેલાંની કાષ્ઠની કારીગીરીના નમુના રૂપ એક વિશાળ કાષ્ઠભવન હતું તે જોવા ગયા હતા. ત્યાં એક હોટલ પણ છે. તે હોટલમાં પ્રેસીડન્ટ તરફથી તે બધાને ખાણું આપવામાં આવ્યું હતું. તેમાં ભાષણો થયાં હતાં. સ્વામીજી તરફથી માવલંકરજીએ ગીતાના સંદેશની ટૂંકમાં વાત કરી હતી.

બીજે દિવસે એક મ્યુઝીયમ જોવા ગયા હતા. નોર્વેનો ટાઉન–હૉલ પણ જોવા લાયક છે. સળંગ સંગેમરમરનો જડેલો ૩૦૦ ફીટ લાંબો અને ૧૦૦ ફીટ પહોળો તે હૉલ છે. દિવાલો પર પૌરાણિક ધાર્મિક ચિત્રો ચીતરવામાં આવ્યાં છે.

ત્યાંથી સ્વામીજી ટ્રેઇન મારફતે સ્વીડનની રાજધાની સ્ટોકહોમ જઈ પહોંચ્યા હતા. સ્ટેશન પર ભારતીય રાજ-દૂત, તેમના પત્ની, તેમજ બીજા કેટલાક હિંદવાસીઓ આવ્યા હતા. ત્યાની ગ્રેંડ હોટલમાં બધાને ઉતાર્યા હતા.

સ્ટોકહોમનાં વિશ્વવિખ્યાત પેનિસિલિનનાં ઇન્જેક્શન્સ બનાવવાનાં કારખાનાં જોવા ગયા હતા. સ્હાંજે ભારતીય રાજદૂતના નિવાસ પર એક પાર્ટી રાખવામાં આવી હતી. તેમાં સ્વીડનના વડા પ્રધાન અને બીજા મોટા મોટા અમલદારો આવ્યા હતા. તેમની સમક્ષ સ્વામીજીનો પરિચય આપતાં રાજદૂતે જણાવ્યુ હતું કે ગીતાના પ્રચારને એમણે એમના જીવનનું ધ્યેય બનાવ્યું છે.

તે પછી દુનિયાભરથી મોટામાં મોટી ત્યાંની ટેલીફોન ફેક્ટરી જોવા ગયા હતા.

આ દેશમાં સમાજવાદનાં મૂળ બહુ ઊંડાં ગએલાં છે, અને તેથી સહુની રહેણીકરણીમાં ઝાઝો તફાવત જોવામાં આવતો નથી. સ્વીડનમાં હોસ્પીટલોમાં દવા મફત આપવામાં આવે છે. પ્રસૂતિગૃહોમાં પણ સારવાર મફત કરવામાં આવે છે. બાળકધનની સાચવણી ત્યાં બેનમૂન છે. બાળક અવતરતાં માતાને ૬૦ સ્વીડીશ મુદ્રા ઇનામમાં આપવામાં આવે છે. બાળક ૧૮ વર્ષનું થાય ત્યાં સુધી માસિક અમુક રકમ આપવામાં આવે છે. બાળકોની તંદુરસ્તી માટે દુધની વ્યવસ્થા સરકાર તરફથી મફત થાય છે. આની સરખામણીમાં હિંદનાં બાળકોનું તો ધોરીધણી જ કોઇ જણાતું નથી. કવિઓ કવિતામાં તેમને પ્રભુના પયગમ્બરો હોવાનું લખે છે ખરા પણ તેમના ઉછેરની, તેમના સંવર્ધનની અહીં પ્રવર્તતી પ્રત્યક્ષ વ્યાવહારિક પરિસ્થિતિનો તેમને ખ્યાલ હશે ખરો ?

સ્ટોકહોમમાં રહેતા ભારતીયો અને કેટલાક સ્વીડીશોએ ભેગા મળી "સ્વીડીશ ઈંડિયા સોસાયટી" નામની એક સંસ્થા સ્થાપી છે તેનું પ્રમુખપદ એક મહિલા સંભાળી રહ્યા છે. એ સંસ્થાએ માવલંકરજી સાથે સ્વામીજી અને તેમની મંડળીના સન્માનાર્થે એક પાર્ટી ગોઠવી હતી. ત્યાં સ્વાગત, પરિચયવિધિ પત્યા બાદ માવલંકરજીએ વ્યાખ્યાન આપ્યું હતું. ત્યાં આવેલા યુરોપિયન લોકોએ

સ્વામીજીને ગીતાપાઠ સંભળાવવા આગ્રહપૂર્વક જણાવતાં તેમણે ગીતાના ૧૫ મા અને ૧૬ મા અધ્યાયનું પરિશયણ કર્યું હતું. ત્યારપછી ગીતા ઉપર સામાન્ય પ્રવચન કર્યું હતું. લોકોને તે ખૂબ ગમ્યુ હતું. તે પછી સ્ટોકહોમની યુનિવર્સિટી જોવા ગયા હતા. ત્યાં લાયબ્રેરીમાં પાંચ લાખ પુસ્તકોનો સંગ્રહ છે. સંસ્કૃત ભાષાનાં પુસ્તકો પણ છે.

એ લાયબ્રેરીમાં સ્વામીજીએ એક વિશિષ્ટતા એ જોઇ કે ઇસાઇઓનું ધર્મપુસ્તક બાઇબલ આખું એક તાંબાના પતરા ઉપર લખેલું હતું. આ જોઇને સ્વામીજીને પણ એવી સ્ફુરણા થઇ આવી કે આપણા દેશનો કોઇ પવિત્ર ગ્રંથ પણ આવી કોઇ ધાતુ, ઉપર ઉતારી રાખવામાં આવે તો ? એ વિચાર હિંદમાં આવી તેમણે અમલમાં પણ મુકી બનાવ્યો છે. ગીતાજીના અઢારે અધ્યાય સ્વામીજીએ સોના, ચાંદી, અને તાંબાનાં પતરાં ઉપર કોતરાવીને તૈયાર કરાવ્યા છે. એક પતરૂં ૪ ફુટ લાંબું અને ૩ ફુટ પ્હોળું રાખવામાં આવ્યું છે. ગોઠવણી એવી કરી છે કે કર્મયોગના પહેલા છ અધ્યાય ત્રાંબાના પતરા ઉપર કોતરાવેલા છે, ભક્તિયોગના બીજા છ અધ્યાય ચાંદીના પતરા ઉપર કોતરાવેલા છે, અને જ્ઞાનયોગના ત્રીજા છ અધ્યાય સોનાના પતરા ઉપર કોતરાવેલા છે. અક્ષરોમાં મીનાકારીથી રંગ પુરવામાં આવેલા છે.

સ્વીડનથી તેઓ ડેનમાર્ક ટ્રેઇમાં ગયા હતા, રાત્રે શહેર કોપનહેગન પહોંચ્યા હતા. કોડેનહોટલમાં મુકામ રાખ્યો હતો.

ત્યા બીજે દિવસે સરકારી ડેરી જોવા ગયા હતા. ગોપાલનની આ લોકોની પદ્ધતિ અને પ્રગતિને દુનિયામાં કોઇ પણ દેશ પહોંચી શકે એમ નથી. હાથી જેવી હૃષ્ટપુષ્ટ ગાયો! રોજનુ ૯૦ પૌંડ દૂધ આપતી ગાયો! હાથે દોવાય પણ નહીં. મશીનથી જ દોહવી પડે

આમ નોર્વે, સ્વીડન, અને ડેનમાર્ક—ઘણી ખરી બાબતોમા એક સરખા હોય તેમ લાગે છે એમનો મુખ્ય વ્યવસાય કાગળ બનાવવાનો અને ગોપાલનનો ગણાવી શકાય એમ છે

કોપનહેગનથી વાયુયાનમા બેસી સ્વામીજી સ્વિટઝર્લેંડની રાજધાની ઝુરીચ પહોંચ્યા હતા ત્યા કસ્ટન ઇલિટ હોટલમા તેમનો નિવાસ હતો. ભારતમા કાશ્મીર જેવી રીતે નંદનવન—પૃથ્વી ઉપરનુ સ્વર્ગ—મનાય છે, તેવી રીતે યુરોપમા સ્વિટઝર્લેંડ પૃથ્વી ઉપરનુ સ્વર્ગ મનાય છે. કેટલીક વખત તો એવો પ્રશ્ન પૂછવાનુ પણ મન થઇ જાય કે સ્વર્ગમા પણ આવા મનોરમ સુખ સગવડના સાધન હશે ખરા? વિધાને એટલા બધા વિપુલ પ્રમાણમા સુખસગવડના સાધનો અને સોહામણા સુદર દૃશ્યો ત્યા સર્જ્યા છે! આવા વાતાવરણમા વસનાર લોકોની વૃત્તિ પણ શાત, ગભીર, તટસ્થ, કલાકૌશલગામી, અને આનંદથી ઉભરાતી રહે તેમા શી નવાઇ? આ દેશની સીમા પર ફ્રાન્સ, ઇટલી અને જર્મન દેશો ભેગા થાય છે, એટલે એ ત્રણે ભાષાઓનો પ્રચાર ત્યા જોવામા આવે છે.

ઝવેરાતના સૂક્ષ્મમાં સૂક્ષ્મ પત્થરોની પરીક્ષા, સ્વાસ્થ્ય પ્રાપ્તિ, ઔષધ નિર્માણ, અને તરેહ તરેહની ઘડિયાળો માટે આ ભૂમિ વિશ્વભરમાં વિખ્યાત છે. બીજે દિવસે આલ્પીન્સ્ટાઇન પર્વત ઉપર ગયા હતા. પહાડ ઉપર ચઢવા માટે હતી વિજળીક બળથી ચાલતી ટ્રૉલી, પણ તેને ચાલવાનું હવામાં થતું. લોઢાના મોટા મોટા દોરની લાઇન લગાવેલી, અને તેના પર ઝુલતી-ઝુલતી એ ટ્રૉલી ચાલી જાય. સ્વિટઝર્લેંડમા એક ન્હાના ગામનો ખેડુત પણ મોટા શહેરના સમૃદ્ધ સદ્‌ગૃહસ્થની પેઠે ઠાઠમાઠથી રહેતો હોય છે. વિજળી, રેડીયો, ટેલીફોન આદિ આધુનિક દુનિયાના તમામ સુખ, સગવડ અને શોખનાં સાધનોથી તે સારી રીતે સુસજ્જ રહી શકે છે.

ઝુરીચથી જર્મની જતાં કંઈ વાર લાગે તેમ નથી, પરંતુ તેની રાજનૈતિક સ્થિતિ કઢંગી હોવાથી ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો હતો. અને બીજે દિવસે ર્‌યુથાન ગયા હતા. ત્યાંયે પહાડ ઉપર જવાને માટે એકાદ માઇલ સુધી ગાડી હોય છે, ત્યાથી ટ્રૉલી, અને ત્યાંથી છેક ટોચના શિખર ઉપર જવા માટે વિજળીના તારો ઉપર લટકતી આઠ દસ ખુરશીઓમાં બેસીને જવાય છે. એક આદમી એક ખુરશીમાં બેસી શકે છે. આ રીતે તો આ રીતે, પણ એ અદ્‌ભુત ચઢાવની મોજ માણ્યા વગર શી રીતે રહી શકાય? બીજે દિવસે એક સંગ્રહાલય જોવા ગયા હતા. તેમાં ઘણા જુના વખતનાં વાસણો, ચરખા, [illegible], પહાડી વસ્તુઓ, સંઘરવામાં આવેલી છે. પહાડનાં

પ્રાણીઓ પણ ત્યાં રાખવામાં આવ્યાં છે. એમાં એક વિચિત્ર પ્રકારનો શીશમહલ—મિરર હાઉસ—રચવામાં આવેલો છે. પાંડવો માટે મયદાનવે રચેલા ઇન્દ્રપ્રસ્થના મહેલની જ જાણે બીજી આવૃત્તિ! ચારે તરફથી દિવાલોમાં મોટાં મોટાં દર્પણ રાખવામાં આવેલાં છે, જેમાં માણસનાં સેંકડો પ્રતિબિંબો પડે છે, અને જે જોઇ આગળ જતાં તે અટવાઇ જાય છે. સાવધાનપણાથી ન ચાલે તો દિવાલમાં અથડાઇ પણ જાય છે!

ત્યાંથી બધા ઇંટરલોકન શહેર જોવા ગયા હતા. સરોવરની વચમાં જાણે ગુંથાઇ ગયેલું ન હોય તેવી રીતનું આ શહેર વસેલું છે. ત્યાં તેઓ ઠસુલક હોટલમાં રહ્યા હતા. ત્યાંથી પહાડોનાં દશ્યો જોવા માટે ટ્યુમલબર્ગ નામના એક નાના ગામમાં ગયા હતા. આ ગામની આજુબાજુ પહાડ, પહાડ, ને પહાડ જ દેખાય છે. એ પહાડોને અંદરથી ખોદીને પોલા કર્યા છે. એ પોલાણોમાં આખી લીફ્ટની લાઇન લગાડી દેવામાં આવી છે. એ લીફ્ટમાં બેસીને એ પહાડો પર જઇ શકાય છે. વાંકાચૂકા રસ્તા પર થઇને લીફ્ટ સડસડાટ ચાલી જાય છે. રસ્તામાં પ્રચંડ જળધોધો વહેતા જોઇ શકાય છે. એ જળની ધારા ખડકોનાં શિખરોનાં શિખરોને તોડીફોડી નીચે ગબડાવી દે છે.

બીજે દિવસે પહાડ ઉપર યુગફ્રાગ નામનું એક વિચિત્ર બરફનું ધામ જોવા ગયાં હતા. અહીં ચઢાવ ધીમે

ધીમે વધારે સીધો આવતો હોવાથી વિજળીની ગાડીના ડબ્બા ઓછા કરતે કરતે આગળ ચડી શકાય છે. ચાલતે ચાલતે એ ગાડી એક મોટી ગુફાની અંદર પેઠી. એ ગુફામાં લગભગ પાંચ માઈલ ગયા બાદ એક સ્ટેશન આવ્યું. વિજળીના તેજથી તે ઝગઝગાટ હતું. એ ગુફાની બહાર ૫૦૦ ફીટ ઊંચે પહાડ ઉપર એક ગેલેરી બનાવેલી છે. ગુફામાં ઉપર ખોદીને લીફ્ટ લઈ જવામાં આવ્યુ છે. એ લીફ્ટમાં બેઠા બેઠા ઘણે દૂર એક આલીશાન રાજમહેલ જેવી વિશાળ હોટલમાં જઈ શકાય છે. એ હોટલમાં તેઓ સહુ ગયા હતા. આલ્પ્સ પર્વત ઉપરનો આ સહુથી ઊંચો પ્રદેશ છે. ચારે તરફ બરફ સિવાય બીજું કંઈ જોવા જ ન મળે. છતાં માનવ બુદ્ધિએ ત્યાં જે અલૌકિક સડકો અને રંગમહેલો રચ્યા છે. એની તે આપણે શી પ્રશંસા કરીએ? એના રચયિતાઓને, એનાં યોજકોને લાખ લાખ વંદન હજો! બરફને કાપીને સુંદર સડકો બનાવેલી છે. એ સડકો પર સહેલ કરતા કરતા તેઓ તુષાર મહેલ—આઈસ પેલેસની સન્મુખ જઈ પહોંચ્યા હતા.

એ મહેલના પ્રવેશદ્વારને મોટી મોટરકારના આકારમાં ઊભું કરવામાં આવ્યું છે. બરફને એવી કલામય રીતે કાપવામાં આવ્યો છે કે આપણને પેસતાં જ એવો અનુભવ થાય કે કોઈ મોટરની અંદર આપણે પ્રવેશ્યા. એની વચમાં થઈને આગળ જતાં બરફનાં પગથીઆં પરથી નીચે ઉતરવાનું આવતું હતું. તે પછી ગરમ કપડા વિગેરે વેચવા માટેનો એક ઓરડો હતો. તેની અંદર આરામ

થઈને જતાં બરફના ઢગને અંદરથી કાપી કાપીને એક વિશાળ હૉલ બનાવેલો હતો તે જોયો. બરફના જ મોટા થાંભલાથી તે ટકી રહ્યો હતો. એ હૉલની વિશાળતા એના માપ ઉપરથી જાણી શકાશે. ૩૦ ફુટ ઊંચો ૩૦૦ ફુટ લાંબો, અને ૨૦૦ ફુટ પહોળો એ હૉલ હતો. વિજળીના પ્રકાશથી એ હૉલ ચમકી રહ્યો હતો. આ તુષારમહેલમાં આવીને લોકો રંગરાગનો આનંદ મેળવે છે. અનેક જાતની રમતો રમે છે. પૃથ્વીના શ્રમનો ભાર હળવો કરે છે. રમતને માટે અલગ જગ્યા જ બનાવેલી છે.

આઈસ પેલેસમાં બીજું એક અદ્‌ભૂત દૃશ્ય જોવા મળ્યું હતું. કાશ્મીરના અમરનાથ તીર્થમાં જેવી રીતે બરફના પુંજમાંથી આપમેળે રચાયલું શંકરનું સ્વરૂપ જોવા મળે છે, તેવી રીતે અહીંના બરફના ઢગમાંથી તેવા જ સ્વરૂપની પ્રતિમા ઘડાયલી નજરે પડે છે. જ્યાં જ્યાં હિમ ત્યાં ત્યાં શું શંકરનો જ વાસ હશે? પ્રભુની અકળિત કળાનો મહિમા ગાતા ગાતા એ સહુ સ્વસ્થાને પહોંચી ગયા હતા.

સ્હાંજે શહેરમાં ફરતાં ફરતાં એક નાટકશાળાની સ્હામે ભૂગર્ભમાં બેસાડેલું એક ઘડીયાળ જોયું હતું. આજુબાજુની તમામ જગ્યા ફુલવેલથી શણગારેલી હતી. અને જમીનની અંદર ઘડીયાળનું મોટું મશીન ગોઠવેલું હતું. જમીનની સપાટી ઉપર માત્ર તેના કાંટા જ દેખાતા હતા. એની ગોળાઇમાં રંગબેરંગી સુવાસિત પુષ્પો મહેકી

રહ્યાં હતાં. તેને આંકડાના આકારમાં ગોઠવવામાં આવ્યાં હતાં. તેની સામેની બાજુમાં બે નાના કદના આદમીઓની પ્રતિમાઓ ઉભી કરવામાં આવી હતી. વચમાં એક મોટા કદના આદમીને હાથમાં હથોડો લઈ ઉભો રાખવામાં આવ્યો હતો. ઘડીયાળમાં ટકોરા વાગવાનો સમય થતા પેલા બે ન્હાના ન્હાના આદમીઓ હટકી ઘંટડીઓ વગાડવા મંડી પડતા હતા, અને તે પછી પેલો મોટો આદમી ભારે હાથે હથોડા મારી મોટો રણકારો તેમાંથી સંભળાવનો હતો. ઘણા જુના વખતની આ ઘડીયાળ હોવા છતાં હજી તે બરોબર સમય બતાવે છે.

ઈટન્લોકનથી મોન્ટે થઈ સ્વામીજી બર્ન ગયા હતા. સ્ટેશન ઉપર ભારતીય રાજદૂત અને બીજા કેટલાક સદ્‌ગૃહસ્થો તેમના સ્વાગતને માટે આવ્યા હતા. ત્યાં ગોથાર્ડ હોટલમા તેમનો મુકામ રાખ્યો હતો રાજધાનીનું શહેર હોવાથી તે સોહામણું અને રળીયામણું લાગે છે. શહેરની વચમાં થઈને નદી વહી જાય છે. સ્હવારે શહેર જોવા નીકળ્યા હતા.

ઘંટાઘર નામનું એક અદ્‌ભુત અને અદ્વિતીય સ્થળ જોયુ. ત્યાંની વસ્તુઓ છે બધી નિર્જીવ, પણ યંત્રસામગ્રીની એવી કંઈ કારીગરી કરી છે કે જેના આધારે નિર્જીવ પણ સજીવના કામો કરી બતાવે છે. આનો જોટો [illegible]માં જોવા મળે એવો નથી. ચારરસ્તાની વચમાં ઊંચું ટાવર બાંધેલું છે. નીચે રસ્તો છે. ટોચ ઉપર

કાળ ભગવાને પોતાનો દરબાર ગોઠવીને રાખ્યો છે. દરબારમાં સહુથી આગળ બે બાજુ બે મરઘાં ગોઠવેલાં છે. તેની પાછળ ઘોડેસ્વારો તથા દરબારીઓનું લશ્કર ગોઠવાયલું છે. સ્હામેની બાજુમાં બે છડીદાર અને વચમાં રાજાધિરાજ બેઠેલા છે.

ઉપર એક ઘંટ લટકે છે. એને વગાડનાર વ્યક્તિ હાથમાં હથોડો લઇને તૈયારીમાં જ ઉભેલો હોય છે. આ બધી રંગબેરંગી ધાતુઓની ઘડેલી સુવર્ણમય મૂર્તિઓ ગોઠવેલી છે. પણ કરામત એવી કરેલી છે કે બાર વાગે અને છ વાગે પાંચ મિનિટ પહેલાં આગલી હરોળનાં મરઘાં આગળ આવે છે અને બન્ને એકી સાથે પાંખો ફફડાવી "કૂક રે કૂક"ની બાગ પુકારે છે. પછી પાંખો સમેટી લઇ તરત જ પાછા હઠી જાય છે અને પોતાની મૂળ જગ્યા ઉપર ઉભાં રહી જાય છે. તે પછી ઘોડેસ્વારો અને દરબારી લોકનું લશ્કર કવાયત કરતું કરતું રાજાધિરાજને નમસ્કાર કરવા તેમની સ્હામે આવીને ખડું થઇ જાય છે. બે મિનિટ પછી પેલાં મરઘાં ફરી પાછો એનો એ જ કોલ પુકારે છે. એટલે પેલા બે છડીદારો રાજાધિરાજાને નમન કરે છે. એટલામાં સમય બરોબર થઇ રહે છે એટલે પેલી હથોડાવાળી વ્યક્તિ ઘંટને ધમધમાધમ વગાડવા મંડી પડે છે. તાજ્જુબી એ છે કે આ બધી વિધી નિયમિત રીતે, સાંગોપાંગ, ભૂલચૂક વગર, યાંત્રિક સંચાલનથી આપમેળે થતી રહે છે. વધારે તાજ્જુબી તો એ છે કે આ યંત્ર આજથી લગભગ ૬૦૦ વર્ષ પૂર્વે,

જ્યારે યંત્રોનો જમાનો આજના જેટલો જરાકે આગળ વધેલો ન હતો ત્યારે—બનાવવામા આવ્યુ હતુ ધન્ય છે એના યોજકને ! ધન્ય છે એની સ્મૃતિ જાળવી રાખનારાઓને અને એને ભોગવનારાઓને !

રાત્રે ભારતીય દૂતાવાસમા સ્વામીજીનુ ગીતાપ્રવચન ગોઠવવામા આવ્યુ હતું. ત્યાનો આખો સ્ટાફ, બીજા ત્યાના ભારતીય તેમજ યુરોપીય લોકો સારી સખ્યામા આવ્યા હતા પ્રવચનના આરંભમા સ્વામીજીએ સચ્ચાઈ, ઈમાનદારી, ઉદારતા, ત્યાગ, આદિનું મહત્ત્વ સમજાવ્યુ હતું અને ત્યારબાદ ગીતાની દૈવાસુરસંપત્તિનુ લબાણથી વિવરણ કરી સમજાવ્યું હતુ શ્રોતાઓ ઉપર આ પ્રવચનનો સારો પ્રભાવ પડયો હતો માવર્ઝ કરજીએ પણ સંબોધન કર્યું હતું બધાના આગ્રહથી બીજે દિવસે પણ એવોને એવો કાર્યક્રમ ગોઠવાયો હતો

આમ બર્નમા ત્રણ દિવસ ગાળ્યા પછી એ બધી મડળી આતરાષ્ટ્રિય પ્રવૃત્તિઓના કેન્દ્ર સમા જીનીવા નગરે ગઈ હતી. મીઠા પાણીના સરોવરતટે આ નગર વસેલું છે. શિક્ષણ, આરોગ્ય, સામાજીક હક્કો, મજદૂર સઘ, રાજનૈતિક પાટાઘાતે અને સ્વતંત્રતાઓ આદિ વિષયોમા મોટા મોટાં અધિવેશનો ત્યા ભરાય છે રાષ્ટ્ર રાષ્ટ્રના પ્રતિનિધિઓ તેમા ભાગ લે છે, નિર્ણયો ઘડે છે, અને એ નિર્ણયો વડે પોતપોતાના રાષ્ટ્રોની પ્રવૃત્તિઓનુ નિયોજન કરે છે મહેરાની લીગ ઓફ નેશન્સ નામની વિશ્વસંસ્થા

ગણુ ત્યાંજ કામ કરતી હતી. ઘડીયાળ બનાવવાના ઉદ્યોગમાં પણ આ નગર પ્રસિદ્ધ છે એ ઘડીયાળો કેવાં? અટનમાં જડેલાં, કલમમાં કોતરેલા, વીંટીમાં ઉતારેલાં! એવાં સૂક્ષ્મમા સૂક્ષ્મ અને કિંમતીમાં કિંમતી ઘડીયાળો! ક્ષય રોગનાં ઓપરેશનો, સ્વાસ્થ્ય પ્રાપ્તિ માટેના ભવનો, માટે પણ આ શહેર અજોડ છે.

જીનીવાથી તેઓ ફ્રાન્સ ગયા હતા. પ્રથમ એકસ લાવેન નામના ગામમાં રોકાયા હતા. ઈન્ટરનેશનલ નિબોલી હોટલમાં મુકામ કર્યો હતો. સહાંજે ત્યાંનું સ્નાનાગાર જોવા ગયા હતા. તેને માટેનું મકાન ઘણું મોટું બાંધવામાં આવ્યું છે પાસેના પહાડમાથી નીકળતા ગંધકના જળનો પ્રવાહ આ સ્નાનાગારમાં વાળવામા આવેલો છે, અને એમા કરવામા આવેલા સ્નાન દ્વારા રોગનું નિદાન કરવામા આવે છે. બીજે દિવસે ત્યાંનું સોલેરિયમ જોવા ગયા હતા. ત્યા સૂર્યકિરણોને યંત્રોદ્વારા તીવ્ર, મદ જેવાં કરવા હોય તેવાં કરી, તેના તાપ વડે જુદા જુદા રોગોની ચિકિત્સા કરવામાં આવે છે.

એકસલાવનથી તેઓ પેરિસ ગયા હતા એ વેસિટર હોટલમા તેમણે નિવાસ રાખ્યો હતો.

વિશ્વભરમાંની પાર્થિવ સુંદરતાની પરાકાષ્ઠા આજ નગરમાં આવીને ગોઠવાઈ ગએલી જણાય છે. સો ટચના સોના જેવી અણીશુદ્ધ યુરોપિયન સભ્યતા તમને પેરિસમાં જ જોવા મળે. લલિતકળા, નિર્માણકૌશલ, સાહિત્યસંસાર,

વૈજ્ઞાનિક ચમત્કાર, પ્રખર રાજનીતિ, વિદ્યાપ્રચાર એ દરે કમાં આ નગર અગ્રપદે રહેલું છે. આ યુગની પ્રજાતંત્રની ભાવનાની દિક્ષા પણ ફ્રાન્સના ક્રાન્તિ વિપ્લવે જ દુનિયાને પઢાવી છે ને ? ત્યાં બેશુમાર સંગ્રહાલયો, સ્મારકો, નાટ્યશાળાઓ, શિક્ષણાલયો, ગજમહેલો, બગીચાઓ, હોટલો, ક્રિડાંગણો એક કરતાં એક ચઢિયાતી જાતનાં જોવા મળે છે. શું જોવું શું ના જોવું ? એ વિચારે પ્રવાસી દિગમૂઢ બની જાય છે ! છતાં બીજે દિવસે ગગનચુંબી એફિલ ટાવર જોવા ગયા હતા. - ૧૦૦૦ ફીટ એ ઊંચો - છે. લીફ્ટમાં ઠેઠ જઇ શકાય છે. વચમાં ત્રણ સ્ટેશનો આવે છે. ઉપર હોટલ, દુકાનો, ડાકઘર રાખવામાં આવે છે. લોકો ખાઈપીને સહેલ પણ કરી શકે છે. ત્યાંથી થોડે દૂર નેપોલિયને બનાવડાવેલો વિજય દરવાજો આવેલો છે તે જોવા ગયા હતા. એના ઉપર ફ્રાન્સના અનેક વીર શિરોમણીઓની મૂર્તિઓ ગોઠવેલી છે. નીચે હુતાત્માઓના સ્મરણમાં એક સુંદર સમાધિ રચેલી છે. ગેસ દ્વારા અખંડ ધુણી ત્યાં જલતી રહે છે. ત્રીસ વર્ષથી આ ધુણી પ્રજ્વલિત રહેલી છે એમ કહેવાય છે. દરવાજાની દિવાલો નેપાલિયનનો વિજય ઇતિહાસ વર્ણવે છે.

રહાંજે ત્યાંના ભારતીય રાજદૂતના નિવાસે સહુના સત્કારાર્થે ભોજન સમારંભ ગોઠવવામાં આવ્યો હતો. ત્યાં બધાનો પરિચય કરાવવામાં આવ્યો હતો.

બીજે દિવસે ફ્રેન્ચ પાર્લામેન્ટના અધ્યક્ષના આમંત્રણથી પાર્લામેન્ટ જોવા ગયા હતા. અધ્યક્ષે અને બધા હૉલ

બતાવ્યા હતા. ત્યાંની લાયબ્રેરીમાં ૪ લાખ પુસ્તકો છે. તેમાં કાનૂનશાસ્ત્ર ઉપરના જે ચાર વિશાળ ગ્રંથો ત્યાં ગણવામાં આવેલા છે તેવા વિશાળકાય ગ્રંથો દુનિયામાં બીજે ક્યાંય જોવામાં આવતા નથી.

ત્યાં એક ભુવનમાં નેપોલિયનના દિગ્વિજયના સ્મારક રૂપ જે જે દેશો તેણે જીતેલા તે તમામના રાજધ્વજો—ઝંડાઓ એકઠા કરીને રાખવામાં આવેલા છે.

બીજે દિવસે બપોરે મૂળ અમદાવાદના, પણ પેરિસમાં રહેતા, ઝવેરી શ્રી કલ્યાણજીભાઈને ત્યાં સહુનો સત્કાર કરવામાં આવ્યો હતો. સ્હાંજે પુરાણા વખતના રાજાઓનો રાજમહેલ જોવા ગયા હતા.

તે પછી પેરિસથી બારેક માઈલ દૂર આવેલા વાર્સાઈનો રાજમહેલ જોવા ગયા હતા. આ મહેલમાં ઘણાં ઘણાં રાજ્યો વચ્ચેના સંધિકરારો નંધાઈ ગયા છે ખાસ એવી જ કામગીરી માટે આ મહેલ યાદગાર બની ગયો છે. ત્યાંથી ૪૦ માઈલ દૂર આવેલો વીર નેપોલિયનનો રાજમહેલ જોવા ગયા હતા. કહે છે કે લડાઈઓનો થાક ઉતારવા તે અહીં કદીક કદીક આવતો. આ મહેલમાં એની બધી અંગત ચીજો સંગ્રહી રાખવામાં આવેલી છે, અને તે હજી પણ તેની વીરતાનાં ગાન ગાતી સંભળાય છે.

પેરિસથી ટ્રેઇનમાં ઇંગ્લીશ ચેનલ નામના સમુદ્રતટ ઉપર તે બધા આવી પહોંચ્યા હતા. આ ખાડીના જહાજમાં આ આખી ટ્રેઇનની ટ્રેઇન ચડાવી દેવામાં આવે છે. જહાજ

ઇંગ્લાંડના કિનારે લઇ જાયછે. અને ત્યાં ઇંગ્લાંડનું એન્જીન એ ગાડીને કિનારા-પર ખેંચી-લે છે. આ રીતે સમુદ્ર પાર કરી એ આખી મંડળી લંડન પહોંચી ગઇ હતી. ત્યાંના સ્ટેશન પર સ્વાગત માટે ભારતીય હાઇકમિશ્નર, સરકારી અધિકારીઓ, અને ઇતર સદ્ગૃહસ્થો આવ્યા હતા. લંડનમાં માવલંકરજી સરકારના અતિથિ બન્યા હતા. અન્ય સર્વે ફ્રી પીકાડીલી હૉટલમાં જ રહ્યા હતા.

આખી દુનિયામાં મોટામાં મોટું શહેર લંડન! એની ધમાલની શી વાત કરવી? સારાયે સંસારના વાણિજ્ય–વ્યવસાયની આંટીઘૂંટીઓ, સારાયે સંસારની અર્થનીતિ–રાજનીતિની કડાકુટતા, સારાયે સંસારના વિજ્ઞાન સાહિત્યની ઉત્કૃષ્ટતા, આજ શહેરમાં જાણે કેંદ્રિત બનેલી છે.

લંડનમાં સહુથી પહેલું મેડમટસોન પ્રતિમાગૃહ જોવા ગયા હતા. ત્યાંની એક ગુણગ્રાહી મહિલાએ પોતાની તમામ સંપત્તિ ખર્ચીને આ ગૃહની રચના કરેલી છે. એ ગૃહમાં આજ સુધીમાં વિશ્વની રાજનૈતિક અને સામાજીક સુધારણામાં જે નામાંકિત વ્યક્તિઓએ ફાળો આપેલો છે–અને હજી પણ આપે છે તે તમામની કળામય, સુંદર અને સજીવ લાગતી પ્રતિમાઓ રાખવામાં આવેલી છે. એ ગૃહ એ મહિલાએ ત્યાંની સરકારને અર્પણ કરી દીધેલું છે.

બીજે દિવસે લંડન ટાવર જોવા ગયા હતા. આ કિલ્લામાં ત્યાંના રાજાઓના રાજમુકુટો અને રાજદંડો આવેલા છે. હિંદુસ્તાનનો વિશ્વવિખ્યાત કોહીનુર

હીરો પણ ત્યાંજ ઝળકી રહ્યો છે. પુરાણા યુગનાં ફાંસી દેવાના પ્લેટફોર્મ, તોપો, બંદુકો, પણ ત્યાં રાખવામાં આવેલી છે.

સ્હાંજે ત્યાંના હિન્દુ એસોસીએશનના મંત્રી સ્વામીજીને મળવા આવ્યા હતા. તેમની સાથે એ સંસ્થા સંબંધી વાટાઘાટ કરવામાં આવી હતી.

ત્યાર પછી દુનિયામાં અજોડ એવું બ્રિટિશ મ્યુઝીયમ જોવા ગયા હતા. આખી દુનિયાની પ્રાચીન ઐતિહાસિક ચીજો ત્યાં ચુંટી ચુંટીને એકઠી કરવામાં આવેલી છે. ત્યાંની લાયબ્રેરી અનુપમ છે. સમસ્ત દેશોની ભાષામાં છપાયલાં અગર લખાયલાં ૭૦ લાખથી વધારે પુસ્તકો ત્યાં રાખવામાં આવેલાં છે. આર્યાવર્તના વેદ પુરાણોની દુર્લભ પ્રતો જે ભારતમાં નથી મળતી તે ત્યાં જોવા મળે છે.

તે પછી વિકટોરીયા મ્યુઝિયમ અને ઇંડિયન મ્યુઝિયમ પણ જોવા ગયા હતા. વિકટોરીયા મ્યુઝિયમમાં બ્રિટનની રાજવૈભવને લગતી તેમજ પુરાણી સામગ્રીઓ સંગ્રહી રાખવામાં આવી છે. ઇંડિયન મ્યુઝિયમમાં ભારતીય કળા કૌશલની ઐતિહાસિક વસ્તુઓ રાખવામાં આવેલી છે.

આ બધી સહેલગાહે ફરીને તેઓ ભૂગર્ભ રેલ્વેને રસ્તે તેમના મુકામ પર ગયા હતા. ભૂગર્ભ રેલ્વેની રચના એ લંડનની એક ખાસ વિશિષ્ટતા છે. નીચે ટ્રેઈનમાં જવા માટે ઉપર શુશોભિત રાખેલું હોય છે. તેને અડીને રાખવામાં આવેલી સીડી વાટે ઉતરતાં ટિકિટ ઘર આવે છે. તે લઇ

નીચે ઉતરવાનું હોય છે તે વખતે એવી સીડી રાખવામા આવેલી હોય છે કે ઉતરનાર તેના એક પગથીયા ઉપર ઉભો રહે એટલે એને લઇને સીડી જાતે જ આપોઆપ નીચે સરકી પડે છે. સ્ટેશન પર વીજળીનો ઝગમગતો પ્રકાશ પ્રથરાયલો રહે છે. ગાડી મિનિટે મિનિટે આવજા કરતી હોય છે એ ગાડી બીજા સ્ટેશનના પ્લેટફોર્મ પર પહોંચતાં ત્યાંના દરવાજા આપોઆપ ખુલી જાય છે, એટલે ટ્રેઇન અંદર દાખલ થાય છે. પાછી ચાલવા માંડે એટલે એ દરવાજા આપોઆપ બંધ થઈ જાય છે. એમાં બધા ડબ્બાઓ બીજા વર્ગના જ હોય છે. દરેક મહોલ્લાની નીચે સ્ટેશન હોય છે એ સ્ટેશનથી ઉપર આવવા માટે પણ એવી જ સ્વયં સંચાલિત સીડી ઉપર થઇને આવી શકાય છે. આ સીડી પર ઉતરનાર ચઢનાર પોતપોતાના નંબર વાર જ ઉભા રહે છે. ખાલી દોડાદોડ, ધૂમાધૂમ, ધક્કામુક્કી જેવું કશું જ ત્યાં જોવામા આવતું નથી. લંડનમાં આવી ભૂગર્ભ રેલ્વે ૨૦ માઈલ લાંબી છે.

ત્યાર બાદ શહેરની વચમાં આવેલી ઝુઓલૉજીકલ ગાર્ડન જોવા ગયા હતાં. ત્યાં દ્વીપ દ્વીપાન્તરોનાં જળચર, સ્થળચર, નભચર પ્રાણીઓનો સંગ્રહ કરવામા આવેલો છે.

તે પછી સેંટ પોલ ચર્ચ જોવા ગયા હતા. દેવળમાં પ્રવેશતાની સાથેજ મનમા અનેરી શાંતિ, એક પ્રકારની ગંભીરતા, અને વિશાળતા ઉદ્ભવતી લાગે છે.

આ દરમ્યાન ત્યાંની હિંદુ એસોસીએશને તેનો આશ્રય હેઠળ સ્વામીજીનાં જાહેર વ્યાખ્યાનોનો ત્રણ દિવસનો કાર્યક્રમ નક્કી કર્યો હતો. તેમાં ત્યાં રહેતા હિંદવાસીઓ તેમજ અંગ્રેજો ઘણી મોટી સંખ્યામાં આવતા હતા. શરૂઆતમાં માવલંકરજીએ સ્વામીજીનો પરિચય આપ્યો હતો. ત્યારબાદ સ્વામીજીએ પ્રવચન કરતાં જણાવ્યું હતું કે ગીતા કેવળ સાંપ્રદાયિક ગ્રંથ નથી. સર્વ ધર્મોને માટે, સર્વ દેશોને માટે, સર્વ કાળને માટે તેણે ઉપદેશેલો જીવન પંથ સરખી રીતે લાગુ પડે છે. વિશાળ દૃષ્ટિવાળું ગીતા ઉપરનું તેમનું આ વ્યાખ્યાન સહુએ ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું. એ વ્યાખ્યાનનું હાર્દ અંગ્રેજીમાં માવલંકરજીએ રજુ કર્યું હતું.

બીજે દિવસે સાયન્સ મ્યુઝિયમ જોવા ગયા હતા. એમાં સ્થાવર જંગમ સૃષ્ટિનો આરંભથી તે અત્યાર સુધીનો વિકાસક્રમ દેખાડતો નકશો સહુનું ધ્યાન ખેંચે છે. આજનો દિવસ વિજ્યાદશમીનો હોઇ હિંદુ એસોસીએશને તેને યોગ્ય રીતે ઉજવવાનું નિર્ધાર્યું હતું. ત્યાંજ ભવ્ય સમારંભ ગોઠવવામાં આવ્યો હતો. ઘણા લંડનવાસીઓ તે જોવા આવ્યા હતા. શરૂઆતમાં પ્રાર્થના થયા પછી સ્વામીજીએ આજના તહેવારનું માહાત્મ્ય દર્શાવતું એક સુંદર વ્યાખ્યાન કર્યું હતું, જેનું અંગ્રેજીમાં માવલંકરજીએ રૂપાંતર કરી દેખાડ્યું હતું. અંગ્રેજ લોકો આ સાંભળી ખૂબ પ્રસન્ન થયા હતા. ઘણા લોકોએ સ્વામીજીની મૈત્રીની એષણા કરવા

લંડનથી ઉપડવાની તારીખ ૩૧–૧૦–૫૦ પણ નક્કી થઈ ગઈ. તે દિવસે હવાઈ મથક પર સ્વામીજીનાં દર્શન માટે મોટી મેદની ભેગી થઈ હતી. ઉપડતા પહેલાં સહુના ઉપર આશીર્વાદ વરસાવતા સ્વામીજી કહેવા લાગ્યા કે ગીતા અને ઈશ્વર સ્મરણ એ બેને કદી વિસારે પાડતા નહી. નિયત સમયે જહાજ ઉપડયું.

પાછા ફરતી વખતે ઈસ્લામી સંસ્કાર અને સભ્યતા-વાળા પ્રદેશની મુલાકાત લેવાનો સ્વામીજીએ નિશ્ચય કર્યો હતો. તદનુસાર બીજે દિવસે તેઓ કેરો ઉતર્યા હતા. સવારે ઈજીપ્શીયન મ્યુઝિયમ જોવા ગયા હતા. તેમાં હજારો વર્ષો પૂર્વેની પત્થરની કારીગરીની મોટી મોટી મૂર્તિઓ રાખવામાં આવેલી છે. એક નૃસિંહ ભગવાનને મળતી પણ મૂર્તિ ત્યાં છે. મૃત રાજા રાણીઓની સમાધિમાથી કાઢેલી અને સંગ્રહેલી કિંમતી સામગ્રી જોવા જેવી છે. બીજે દિવસે પિરામીડ નામની સમાધિઓ જોવા ગયા હતા. દુનિયાની સાત અજાયબીઓ પૈકી પિરામીડની અજાયબી સર્વશ્રેષ્ઠ ગણાય છે. મૃત શરીર તેની ભોગ્ય સામગ્રી જાળવી રાખવાની વિદ્યામા ઈજીપ્શયનોની તોલે બીજી કોઈ પ્રજા આવી શકે તેમ નથી.

ત્યાર પછી મિસ દેશની મોટામાં મોટી મસ્જીદ જોવા ગયા હતા. એ ઇમારત ઘણી ભવ્ય અને આલીશાન છે. નમાઝનો હૉલ ઘણો વિશાળ છે વિજળીના દિવાની હજારો હાંડીઓ તેમાં લટકાવેલી છે. અને એ બધી જ્યારે એકી

વખતે પ્રગટાવવામાં આવે છે ત્યારે બેહીસ્તનું જ નૂર ત્યાં પ્રગટયું હોય એવો ભાસ થાય છે.

મસ્જીદમાં જતાં વડા મુલ્લાંએ અલ્લા હો અકબરના નાદથી તેમને સત્કાર્યો હતા. સ્વામીજીએ પણ સ્હામો ૐકારનો પ્રતિધ્વની સંભળાવી સત્કાર ઝીલ્યો હતો. એક આશ્ચર્યની વાત તો એ કે ન તો એમનો પ્રવેશ રોકવામાં આવ્યો હતો કે ન તો એમના પ્રતિધ્વની પ્રત્યે કોઇએ ઇતરાજી દેખાડી હતી. હિંદુ-મુસ્લીમ સંસ્કૃતિનો ત્યાં ભેટો થતો હતો.

ત્યાંના ભારતીય રાજદૂતે સહુના સન્માન માટે પ્રબંધ કર્યો હતો. દેશના સરકારી અધિકારીઓ વિગેરે ત્યાં ભેગા થયા હતા. સ્વામીજીનું સહુની સાથે ઓળખાણુ કરાવવામાં આવ્યું હતું.

ત્યાંથી તા. ૩-૧૧-૫૦ ના રોજ રાત્રે વિમાનમાં તેઓ ભારત આવવા ઉપડી ગયા હતા. બીજે દિવસે બપોરે ભારતની ધરતી માતાનાં દર્શન થયાં, અને બે વાગે શાન્તાક્રુઝ વિમાની મથકે આવી પહોંચ્યા હતા. ત્યાં ગીતાપ્રચાર સોસાયટીના સભ્યો, મુંબાઈ, અમદાવાદ, વડોદરા, નાગપુર, પ્રયાગ, કાશી આદિ જગ્યાઓએથી મહાત્માઓ, પ્રતિષ્ઠિત નાગરિકો, સ્વામીજીના ભક્તો, સહુ ફુલહાર લઇને સ્વામીજીને સન્માનવા ઉમંગભેર ઉભા રહ્યા હતા.

મુંબાઇમાં એક દિવસ રહી, મળાય તેટલાને મળી, બીજે દિવસે સ્વામીજી અમદાવાદ ગયા હતા.

સ્વામીજીનું પ્રવચન થતું હતું. મુકામ શેઠ શ્રી વાસુદેવભાઈ ગીરધરલાલના બંગલામાં રાખ્યો હતો, જંગી માનવમેદની વચ્ચે આઠ દિવસ સુધી એક ધારૂ પ્રવચન ચાલ્યું હતું. ત્યાંથી વાઈ, પ્રતાપગઢ, મહાબળેશ્વર પણ જઈ આવ્યા હતા.

પંચગીનીથી તેઓ પૂના ગયા હતા. પૂનામાં સ્વામીજી અવારનવાર પહેલાં જતા આવતા ખરા. પરંતુ આમ સાર્વજનિક રીતે કથા કરવાનો આ પહેલો પ્રસંગ હતો. પૂના મુંબઈ રાજ્યની કેળવણીની રાજધાની છે એમ કહીએ તો ખોટું નથી. વિદ્વાનોની એ નગરીમાં ઘણી મોટી સંખ્યામાં નગરજનો આ પ્રવચનો સાંભળવા દૂર દૂરથી પણ આવતા. ત્યાંથી વિદાય લેતી વખતે ત્યાંના ગીતાપ્રચાર મંડળ તરફથી સમસ્ત પૂના, કેમ્પ, ખડકી અને આજુબાજુનાં ગામડાંના રહેવાસીઓ તરફથી પૂનાના લોકપ્રિય મેયર શ્રી ગણપતરાવ નલાવડેના પ્રમુખપણા હેઠળ ઘણો ભવ્ય સત્કાર સમારંભ યોજી સ્વામીજીને સાભાર અભિનંદન પત્ર અને એક પર્સની ભેટ ધરવામાં આવી હતી. પૂનાથી સ્વામીજીની પ્રવૃત્તિના અહેવાલો "પૂના સમાચાર" માં સવિસ્તર પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. પૂનાના મેયર વિગેરેએ સ્વામીજીના કાર્યની ભારોભાર પ્રશંસાના શબ્દો ઉચ્ચાર્યો હતા અને વખતો વખત પૂના આવી ત્યાંની ધર્મની જુવાળ જલતી રાખવા વિનવણી કરી હતી.

દિલ્હીમાં પણ સ્વામીજીએ વખતો વખત જઈ ગીતા બંધી પ્રવચનો કરેલાં હતાં, અને લોકોની ગીતા પ્રત્યેની

ભાવનાને વિકસાવી હતી, દૃઢીભૂત બનાવી હતી. હાલ મંડલેશ્વર સ્વામીશ્રી હરિહરાનંદજીની દેખરેખ હેઠળ જમનાને કાંઠે, લાલ કિલ્લાની થડમાં, એક સુંદર, આલીશાન, સંગેમરમરના આરસપહાણથી જડિત ગીતાપ્રચારભવન બાંધવામાં આવેલું છે. આ સ્વામી હરિહરાનંદજીનો મેળાપ સ્વામીજીને રતલામમાં પ્રથમ થયો હતો તેઓ જાતે કથાવાચક પંડિત હતા. પણ સ્વામીજીની કથા સાંભળ્યા પછી તેમના શિષ્ય બની રહેવાનું તેમના મન સાથે નક્કી કર્યું. સ્વામીજીએ તેમને પૂરો પ્રચાર કરી પછી આવવા જણાવ્યું: તે ઉપરથી પંદર વર્ષ પછી તેઓ સ્વામીજીને વડોદરા આવીને મળ્યા, અને તેમની વિનંતી પરથી તેમને સંન્યાસ દિક્ષા પણ આપી. તે પછી ગીતાના પ્રચારનું ક્ષેમ તેમનું વધતું ચાલ્યું, જે જોઇ બનારસમાં તેમને મંડળેશ્વર પદ પણ અર્પણ કરવામાં આવ્યું. ત્યાર પછી બનારસના ગીતાપ્રચાર મંદિરનું સંચાલન તેમને સોંપવામાં આવ્યું હતું. ત્યાંથી તેઓએ દિલ્હી જઇ સ્વામીજીના પ્રચાર કાર્યને આગળ ધપાવ્યું અને લોકોને ગીતાના જ્ઞાનની ભૂખ લગાડી.

અત્યારે સ્વામીજી સંસ્થાપિત અમદાવાદ, વડોદરા, કરનાળી, જુનાગઢ, નાગપુર, બનારસ, દિલ્હી, ગીતા મંદિરોની દોરવણી એક જ કેન્દ્ર કચેરીએથી—અમદાવાદ ગીતામંદિરેથી કરવામાં આવે છે. જનતાના શરીરજન્ય રોગો મટાડવા માટે એ ગીતામંદિરમાંનું ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલય પોતાનો અદકો ફાળો આપી રહ્યું છે, અને તેવી જ રીતે જનતાના માનસજન્ય રોગો મટાડવાને માટે

એજ મંદિરમાંથી ગીતાધર્મ નામનું એક માસિક તેનો સુંદર ફાળો આપી રહ્યું છે. આ બંને પ્રવૃત્તિઓએ જનતા જનાર્દનની અચૂક સેવા કરીને ઘણી પ્રગતિ સાધી છે. જેને લઇને ભારતને ખુણે ખુણે જ નહીં પણ આફ્રિકા, યુરોપ આદિ દેશોમાં પણ તેનું સન્માન થઇ રહ્યું છે. આ ઔષધાલયની દવાઓ એ તો ભૌતિકવાદના સામ્રાજ્ય શિખરે પહોંચેલા સ્વિટ્ઝર્લેંડ જેવા દેશોમાં પણ ચમત્કારિક વિજય મેળવ્યો છે. જેની સાબિતીનાં પ્રમાણપત્રો ત્યાંના નાગરિકો તરફથી જ આવેલાં છે. આ દવાઓ કોઇપણ જાતના જ્ઞાતિ કે વર્ગાવર્ગીના ભેદભાવ વગર છૂટથી આપવામાં આવે છે.

આ ઉપરાંત આ મંદિરમાં પુસ્તકાલય વિભાગ છે, ગીતા અને અન્ય ધાર્મિક સાહિત્યના પ્રકાશન માટેનો પ્રેસ વિભાગ છે, ઔષધ નિર્માણશાળા છે, ગૌશાળા છે.

મંદિરમાં પ્રવેશતાં ખુબ મોટો વિશાળ હોલ આવેલો છે જેની દિવાલો પર ધાર્મિક પ્રેરણાવાળા અનેક પ્રકારના ચિત્રો અંકિત કરવામાં આવેલા છે. ગીતાના અઠારે અધ્યાય દિવાલો ઉપર આરસપહાણના પથ્થરનાં ચોકઠાંઓમાં ઉતારેલા વાંચી શકાય છે. સામે એક વિશાળ વ્યાસપીઠ ઉપર એક સુંદર સિંહાસન ઊભું કરવામાં આવેલું છે, જ્યાંથી સ્વામીજી ગીતા પ્રવચનો અને કથા ઉપદેશો કરતા રહે છે. એ વ્યાસપીઠ ઉપર એક સુંદર સિંહાસન બનાવી તેની અંદર ચાર વેદ, છ શાસ્ત્રો, અને અઢારે પુરાણોના પવિત્રમાં પવિત્ર ગ્રંથોની સ્થાપના કરવામાં આવેલી છે.

વચલે માળે સ્વામીજીની પ્રચાર યાત્રાઓની, અને મહત્વના પ્રસંગોની તસ્વીરો ગોઠવેલી જોવામાં આવે છે. સાથે સાથે તેમને મળેલી ભેટો, માનપત્રો, વિગેરે ચીજોનું પણ નિરીક્ષણ કરી શકાય છે. જોડેજ પુસ્તકાલયના કબાટો છે.

ત્રીજે માળે ગીતામાતાની રમ્યમનોહર મૂર્તિવાળું સુશોભિત મંદિર છે. તેની સ્હામેજ ધ્યાનખંડમાં સ્વામીજીની એક આબેહુબ મૂર્તિ રાખવામાં આવેલી છે.

આ મંદિર સ્હવાર સ્હાંજ લોકો, દેશ અને વિદેશમાંથી, દર્શનાર્થે, નિરીક્ષણાર્થે, આવ્યા જ કરે છે. આ દેશ અને વિદેશમાં ઉભાં કરવામાં આવેલાં ગીતામંદિરોની અંદર અમદાવાદનું ગીતામંદિર તેની શિલ્પ રચના, તેની વ્યવસ્થા રચના આદિમાં અલૌકિક સ્થાન છે એ નિર્વિવાદ છે.



## પ્રકરણ ૧૩

## પ્રયાગરાજ–કુંભ મેળો

પ્રયાગરાજ કુંભમેળામાં "ગીતામંદિર પ્રચાર શિબિર" એ લાખો માનવીઓ માટે સંસ્કૃતિ કેન્દ્ર બની ગયુ. આ કુંભ મેળો સને ૧૯૫૪ જાન્યુઆરીની તા. '૧૪ મી થી તા. ૮ મી ફેબ્રુઆરી સુધી ચાલુ રહ્યો. તે દરમિયાન આપણા આ સંસ્કૃતિ કેન્દ્રમાં અખંડ ગીતાપાઠ, પૂ. ગુરુદેવનુ રોજ સાંજના ગીતા પર પ્રવચન, સ્વામીશ્રી હરિહરાનંદજી, ધન્વંતરિગુરુ સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ તેમજ સ્વામીશ્રી સદાનંદજીનાં પ્રવચનોથી કુંભ મેળામાં આ કેન્દ્ર લાખો માનવીઓ માટે યાત્રાનુ ધામ બની ગયું.

આપણા રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુએ તા. ૨ જી ફેબ્રુઆરીને રોજ બપોરના સાડા ત્રણ વાગે ગીતા પ્રચાર કેમ્પમાં પરમ પૂજ્ય મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના ગીતા પ્રચાર કેમ્પની મુલાકાત લીધી હતી.

ગીતા મંદિર પ્રચાર કેમ્પના અનુયાયીઓ તરફથી સ્વાગત કરતાં પૂ. સ્વામીજીએ જણાવ્યું કે આપણા રાષ્ટ્રપતિ ગીતાપ્રેમી છે. તેઓ પહેલાં અમદાવાદમાં બોરડી ...માં ગીતાજીની કથામાં પધાર્યા હતા. સ્વરાજ્યની ...રૂઆત પણ તેમના ગીતાના શ્લોકથી જ કરી હતી.

ત્યારબાદ રાષ્ટ્રપતિએ સોના—ચાંદીના પતરા પર લખાયેલી ગીતાનું અર્ચન, પુષ્પહાર અને આરતી વગેરેથી પૂજન કર્યું હતું. ત્યારબાદ ગીતાના અધ્યાયો કંઠસ્થ કરનાર ૭ વર્ષની બાળા પદ્મકુમારીને, ૧૧ વર્ષની બાળા સંતોષકુમારીને તથા ૪ વર્ષના બાળક મિથિલેશ કુમારને ગીતાના અભ્યાસ માટે સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો હતો.

પૂજ્ય સ્વામીજીએ ત્યારબાદ એક અલભ્ય વસ્તુ 'વલ્કલ' જે આફ્રિકાનાં યુગાન્ડામાં ઝાડમાંથી બનાવવામાં આવે છે તે 'વલ્કલ' તેમજ સુવર્ણચંદ્રક અને અંગ્રેજી અનુવાદ સાથેનો ગીતાગ્રંથ વગેરે રાષ્ટ્રપતિને અર્પણ કર્યાં હતાં. બીજું વલ્કલ રાજ્યપાલ શ્રી મુનશીને પણ અર્પણ કરવામાં આવ્યું હતું. ગીતામંદિર તરફથી તૈયાર કરાયેલા સુંદર હારો રાષ્ટ્રપતિ અને રાજ્યપાલને અર્પણ કરવામાં આવ્યા હતા.

રાષ્ટ્રપતિએ પોતાના પ્રવચન દરમિયાન જણાવ્યું કે, "હું ગીતાનો પૂર્ણ અભ્યાસી નથી, અને અહીંયાં ઉપસ્થિત ગીતાના આચાર્યો કરતાં હું કોઇ પણ રીતે વિશેષજ્ઞ નથી. એ સત્ય વસ્તુ છે કે મારો ગીતા પ્રત્યે પ્રેમ છે. ગીતાનો અભ્યાસ અને તદનુસાર વર્તન કરવામાં આવે તો દેશ ઉન્નત થાય. મારે માથે તમે સૌએ બહુ મોટી જવાબદારી મૂકી છે; તે બરાબર અદા થાય તો દેશને ફાયદો થાય. હું ઇચ્છું છું કે ગીતાની દોરવણી પ્રમાણે મારાથી પ્રજાના હિતમાં કાર્ય થાય. મહામંડલેશ્વર સ્વામીજી તરફથી ગીતા

પ્રચારનું જે કાર્ય થાય છે તેથી મને સંતોષ છે અને હું અંતઃકરણપૂર્વક તેમને સફળતા ઇચ્છું છું. વિશેષમાં સ્વામીજી તરફથી થતા ગીતા પ્રચાર કાર્યને જ્યારે જરૂર પડે ત્યારે મારાથી બનતી સહાય હું જરૂર કરીશ."

પ્રયાગરાજ કુંભ મેળામાં ગીતા પ્રચાર કેમ્પ એ એક અદ્‌ભુત આકર્ષણ હતું. કુંભમેળાના ઓફીસરોએ સરકાર તરફથી પૂજ્ય સ્વામીશ્રીના સહકાર બદલ આભાર માન્યો હતો અને એમણે જણાવ્યું કે, "આપ જેવાઓના સહકારથી સઘળું કાર્ય શાંતિથી પસાર થયું છે તે બદલ સરકાર આભારી છે."

તા.૧૫-૧-૫૪ના રોજ ઉત્તર પ્રદેશના ગવર્નર શ્રી મુનશી અને રાજર્ષિ ટંડનબાબુએ ગીતાપ્રચાર કેમ્પની મુલાકાત લીધી હતી. એમણે સ્વામીજી સાથે ગીતા પ્રચાર અંગે તેમજ સામાજીક સુધારણા વગેરે બાબતો ઉપર સ્વામીજી સાથે વાટાઘાટ કરી હતી. શ્રી મુનશી અને મહર્ષિ ટંડને કુંભમેળામાં ગીતા પ્રચારના કાર્ય અંગે ખુબ જ સંતોષ વ્યક્ત કર્યો હતો.

ઉત્તર પ્રદેશના રાજ્યપાલ શ્રી કનૈયાલાલ મુનશીની સૂચનાથી યુનીવર્સિટીના પ્રોફેસર ભટ્ટાચાર્ય અને બીજા પ્રોફેસરો તેમજ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓએ પણ ગીતા પ્રચાર કેમ્પની મુલાકાત લીધી હતી, અને પૂજ્ય ...ીજીના ગીતા પ્રવચનનો લાભ પણ એમણે લીધો હતો.

તા. ૨૭–૧–૫૪ના રોજ કુંભ મેળામાં ગીતા મંદિર પ્રચાર કેમ્પના ભવ્ય મંડપમાં હિંદ ભરના મહામંડલેશ્વરો, સંન્યાસીઓ અને સાધુઓ તેમજ પ્રત્યેક સંપ્રદાયના અનુયાયીઓનું એક સંમેલન પૂ૦ જગદ્‌ગુરૂ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની અધ્યક્ષતામાં ભરવામાં આવ્યું. આ સંમેલનમાં સ્વતંત્ર ભારતના રક્ષણ માટે પોતાની સરકારને મદદ કરવા તેમજ દેશમાં સંપ અને એક્તા જળવાય તે માટે પ્રચાર કાર્ય કરવા અને ઉપદેશો દ્વારા પ્રયત્ન કરવા ઠરાવ કર્યો હતો. કલ્યાણી કોંગ્રેસ અધિવેશનમાં ભારતભરમાં સંપ અને રક્ષણનો જે બુલંદ અવાજ ગાજતો થયો તેને આ મહાત્માઓએ હાર્દિક અનુમોદન આપ્યું હતું અને નીચે મુજબ ઠરાવ કર્યો હતો.

“ હિંદભરના પરમહંસ સંન્યાસીઓ તેમના અનુયાયીઓ અને ભક્તો સહિત પાક–અમેરિકા લશ્કરી કરારો બદલ પોતાના દઢ અભિપ્રાયથી ઠરાવ કરે છે કે આ કરારથી પાકિસ્તાન પોતાને વિશ્વયુદ્ધનું ક્ષેત્ર બનાવશે એટલું જ નહીં; પરંતુ પોતાનો વિનાશ નોતરશે અને પાસેના દેશો અને એશિયાખંડ ઉપર કલ્પી ન શકાય એવી દુઃખદ પરિસ્થિતિ ઊભી કરશે. દેશમાં આવા ભયના સમયે દરેકે આંતરિક મતભેદો બાજુ પર મૂકી દેશની અને તેની સંસ્કૃતિની રક્ષા માટે તૈયાર થવાની ફરજ છે. સંન્યાસી સમાજે રાજદ્વારી ક્ષેત્રથી અલગ રહેવું જોઈએ; પરંતુ આપણા દેશની અને તેની સંસ્કૃતિની હયાતિ જોખમાય તેવી સ્થિતિ ઉપસ્થિત થાય ત્યારે તેઓ અલગ

રહી શકે નહીં. માટે પરમહંસ સંન્યાસીઓ તથા દશ નામ અખાડાના સાધુઓ વગેરે સર્વે એકત્રિત થઈ ઠરાવે છે કે કલ્યાણીમાં કોંગ્રેસ અધિવેશનમાં દેશની એકતા માટે થયેલા ઠરાવને અમારું હાર્દિક અનુમોદન અને સહકાર છે. અમે સરકારને દેશની સ્વતંત્રતા માટે પ્રત્યેક સહકાર આપવા તૈયાર છીએ."

ગીતા પ્રચાર કેમ્પમાં આ એક વિરાટ સભા હતી. મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજીએ આ ઠરાવના સમર્થનમાં પોતાની જોરદાર ભાષામાં જણાવ્યું કે, "સમય બળવાન છે. સમયના વહેણની સાથે મનુષ્યને પણ બદલાવું પડે છે. એ જ દૃષ્ટિથી ગુરુ ગોવિંદસિંહ અને તેજબહાદુરે સમયને અનુસરીને જરુર પડતા દેશની રક્ષા માટે શસ્ત્રો ધારણ કર્યાં હતાં. જો કે સંન્યાસીઓનો મૂળ સિદ્ધાંત તો શાન્તિથી પોતાના આધ્યાત્મિક માર્ગે જવાનો છે, પરંતુ સાધુ સમાજની પણ એ ફરજ છે કે, દેશને પડતી દશામાંથી બચાવવા બધું કરી છૂટવું જોઈએ. આપણો દેશ જ્યારે આપત્તિકાલમા હોય ત્યારે આપણે એની રક્ષા માટે તૈયાર રહેવું જોઈએ."

આ ઠરાવને મહામંડલેશ્વર સ્વામીજી વિદ્યાનંદજીએ સમર્થન આપ્યા બાદ મહામંડલેશ્વર સ્વામી પૂર્ણાનંદજી, સ્વામી પ્રજ્ઞાચેતનજી, સ્વામી સ્વતંત્રાનંદજી, સ્વામી જગદીશ્વરાનંદજી, સ્વામી ભગવતાનંદજી, સ્વામી હરિહરાનંદજી અને સ્વામી પરમાનંદજી તેમજ અન્ય મહંતોએ આ ઠરાવને ટેકો આપ્યો હતો.

ઉત્તર પ્રદેશના રાજ્યપાલ શ્રી મુનશીએ બધા મંડલેશ્વરો સાથે ભારતીય સંસ્કૃતિ તેમજ સંસ્કૃત ભાષા અંગે ચર્ચા કરી હતી. આ પ્રસંગે તેમણે સૂચન કર્યું હતું કે જેવી રીતે પ્રયાગ, હરદ્વાર, ઉજ્જન અને નાસિકમાં કુંભ મેળાઓ ભરાય છે તેવી રીતે સૌરાષ્ટ્રમાં સોમનાથ ખાતે પણ આવો કુંભમેળો યોજાવો જોઈએ.

કુંભ મેળામાં ગીતા પ્રચાર કેમ્પનુ પ્રદર્શન ખૂબ જ અદ્‌ભુત અને આકર્ષક હતું. રોજ હજારો માનવીઓ આ પ્રદર્શનમાં આવીને અદ્‌ભુત દશ્યો જોતાં ખુબ જ આશ્ચર્ય પામ્યા હતા.

રત્નજડિત અને સુવર્ણની બનેલી નટરાજની પરમ તેજસ્વી મૂર્તિના સેંકડો યાત્રાળુઓએ દર્શન કર્યાં હતાં અને તેમને પૂજનનો પણ લાભ મળ્યો હતો. આ સુંદર મૂર્તિને જોઇ સૌ યાત્રાળુઓ મુગ્ધ બની જતા હતા. આ સિવાય તાંબા ચાંદી અને સોનાના પત્તરા પર તૈયાર કરેલી ગીતા જોવા મોટી માનવ મેદની ઉમટી પડી હતી. આ ગીતાનાં પૃષ્ઠ ૩૫ ફુટ લાંબા તથા પહોળાઇ દોઢ ફુટ છે. પ્રત્યેક પતરાનું વજન ૫૦ શેર છે. ત્રિરંગી મીનાકારીની આ કારીગરી જોઇને સેંકડો યાત્રાળુઓ ગરકાવ થઇ જતાં હતાં.

કુંભ મેળામાં ગીતાની અદ્‌ભુત કૃતિ સમક્ષ તા. ૧૪ મી જાન્યુઆરીથી તા. ૮ મી ફેબ્રુઆરી સુધી અખંડ ગીતા પારાયણ થયું હતું સેંકડો ભાવિક ભક્તોએ આ અખંડ

પારાયણમાં ભાગ લીધો હતો. પ્રયાગમાં જે સ્થળે આજથી ૪૨ વર્ષ પહેલાં પૂ. સ્વામીજીએ સંન્યાસ ગ્રહણ કરેલો તે સમયની યાદગીરીમાં ગીતા ભક્તો તરફથી આ ગ્રંથ પૂ. સ્વામીજીને ભેટ કરવામાં આવ્યો હતો. આ અપૂર્વ કલાકૃતિને તૈયાર કરતાં મુંબઈના કલા વિશારદોને ૭૨૦ દિવસ થયા હતા.

તદુપરાંત રામ વનવાસ સમયનાં વલ્કલનાં વસ્ત્રો એ પણ પ્રદર્શનનું એક આકર્ષણ હતું. આ સિવાય રામાયણના નલ અને નીલે સેતુ બંધ માટે તરતા મૂકેલા પથ્થરોમાંનો એક સાડા પાંચ શેર વજનનો પથ્થર પણ પાણીમાં તરતો મૂકવામાં આવ્યો હતો જે વાત સંખ્યાબંધ માનવીઓને માત્ર કલ્પના લાગતી હતી તેનું અહીંયાં તાદૃશ્ય દર્શન થતું હતું. આવા પથ્થરો દ્વારા તૈયાર થયેલા પૂલ ઉપરથી રામનું સૈન્ય લંકામાં ઉતર્યું હતું.

આ ઉપરાંત ગીતા પ્રચાર કેમ્પમાં ચાર વરસનો બાળક મિથિલેશ ચતુર્વેદી અને ૧૧ વરસની બાળા સંતોષ કુમારી મેહરા જેમને ગીતાના અઢાર અધ્યાયો કંઠસ્થ છે તેમણે પણ પોતાની આ કુદરતી શક્તિથી ગીતાના ગમે તે પ્રશ્નો પૂછતાં તેનો જવાબ આપીને શ્રોતાજનોને મુગ્ધ કર્યા હતા.

ગંગા નદીના પવિત્ર તટ પર અનાદિ કાલથી અનેક વ્યક્તિઓ સંન્યાસ ધર્મને સ્વીકારી પોતાનો અંતિમ માર્ગ ગ્રહણ કરે છે. તા. ૨૯–૧–૫૪ના રોજ મહામંડલેશ્વર

સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના આશીર્વાદ
સાથે સંન્યાસાશ્રમમાં



દીક્ષિત થયેલા સ્વામી ગદાનંદજી ( પ્રયાગ )

સ્વામીજી વિદ્યાનંદજી મહારાજે નીચેના મહાનુભાવોને સંન્યાસની દિક્ષા આપી.

સ્વામી સદાનંદજી, સ્વામી ગંગેશ્વરાનંદજી, સ્વામી મંગલાનંદજી, સ્વામી અભયાનંદજી, સ્વામી સત્યાનંદજી તથા સ્વામી ગીતાનંદજી. આ બધા શિષ્યો યુરોપ, આફ્રિકા તેમજ એશિયાના વિભિન્ન ભાગોમાં ફરીને ગીતાનો ઉપદેશ આપશે.

કુંભ મેળામાં ગીતા પ્રચાર કેમ્પમાં પૂજ્ય સ્વામીજી તરફથી પોષ વદી ૧૨ ને રોજ સમષ્ટિ ભોજન આપવામાં આવ્યુ હતું. મૌની અમાવાસ્યાને રોજ બીજી સમષ્ટિ જમાડવામા આવી હતી. તે પ્રસંગે ભક્તોએ મોટી સંખ્યામાં સર્વે મહામંડલેશ્વરો અને મહંતોનાં પૂજન અર્ચન કર્યાં હતાં. કુંભ મેળો અને મૌની અમાસને લીધે ભક્તોએ કુંભ તરીકે ત્રાંબા પિત્તળના લોટા અર્પણ કર્યા હતા; પોતાની ઇચ્છા ભક્તિ પ્રમાણે ધોતી, શાલ, પુષ્પહાર તેમજ રોકડ રકમ પણ આપવામાં આવી હતી. વડોદરાના એક ભક્ત તરફથી સ્વામીશ્રીની પૂજા સોના ચાંદીના પારિજાતક પુષ્પોથી કરવામાં આવી હતી.

કુંભના મેળામાં હજારો માનવીઓએ ગીતા પ્રચાર મંદિર કેમ્પની મુલાકાત લીધી. શ્રી રાષ્ટ્રપતિ, ઉત્તર પ્રદેશના રાજપાલ શ્રી ક. મા. મુનશી, તેમજ રાજર્ષિ ટંડન અને કુંભમેળાના અધિકારીઓએ સ્વામીજીની મુલાકાત લીધી

અને એમના આ પ્રચાર કાર્યથી તેમજ કુંભના મેળામાં સ્વામીજીએ આપેલા સંપૂર્ણ સહકાર બદલ દરેકે ખૂબ જ સંતોષ વ્યક્ત કર્યો.

આપણાં મંદિરો અને તીર્થસ્થાનોનો પુનરૂદ્ધાર કરનાર સ્વામીશ્રી વિદ્યાનંદજી આ યુગના વિરલ સંન્યાસી છે. લગભગ ૬૦ વરસની ઉંમરે પહોંચવા છતાં તેઓ અવિરત પરિશ્રમ ઉઠાવી રહ્યા છે. ગરીબમાં ગરીબ માણસોનો ભક્તિભાવ સંપાદન કરનાર સ્વામીજી ત્યાગ અને તપશ્ચર્યાના માર્ગે આગે ધપી રહ્યા છે.

પૂજ્ય સ્વામીજીને અલ્હાબાદ રેડીયોના પ્રયાગ કુંભ મેળા કેમ્પ તરફથી ગીતા પર પ્રવચન કરવાને નિમંત્રણ આપવામા આવ્યું હતું. સ્વામીજીએ નિમંત્રણનો સ્વીકાર કરીને આ વિષય પર ખૂબ જ મનનીય પ્રવચન કર્યું હતું. તે ઉપરાંત સ્વામીજીએ કુંભ મેળાથી થતા ફાયદા, પોતાનો યુરોપ આફ્રિકામાં ગીતા પ્રચાર, ત્યાંની પ્રજાની ગીતાજ્ઞાન માટેની ભાવના, વિદેશોમાં લોકોની રહેણીકરણી વગેરે બાબતો પર સુંદર પ્રકાશ પાડ્યો હતો.

"હું કોઈ પણ દિવસ યોજનાઓ ઘડતો નથી. ઇશ્વર જેમ પ્રેરણા આપે તેમ હું વર્તું છું." આ સ્વામીજીનું જીવનસૂત્ર છે. કથા કરતાં કરતાં તેમણે મંદિરો રચ્યાં અને હવે વિદેશોમાથી પ્રેરણા પામી ભારતવર્ષમાં નવીન ધાર્મિક ભાવના તેઓ જગાવવા માગે છે.

શ્રી માવલંકરદાદા કહે છે, "હું સ્વામી વિદ્યાનંદજીમાં આધુનિક સંન્યાસીની ભાવના જોઉં છું. તેથી જ તેઓ તેમને સાથે લઈ સારાય યુરોપમાં ઘુમ્યા. બંને એક બીજાને વિશેષ પ્રમાણમાં ઓળખી શકયા. બન્ને ગીતા સોસાયટીના સુકાન બની ભારતવર્ષમાં અને અખિલ જગતમાં નવા કર્મયુગનો 'માનવધર્મ' સમજાવશે. જેનો પ્રકાશ ભવિષ્યની પ્રજા ઝીલી તેમને યુગપુરૂષ તરીકે માનશે.

—: ❀❀ :—



## પ્રકરણ ૧૪

# નાગપુરમાં ગીતામંદિર

શ્રીમત્ પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, બ્રહ્મનિષ્ઠ, લોકસંગ્રહી, ગીતાવ્યાસ, જગદ્‌ગુરુ, મહામંડલેશ્વર શ્રી ૧૦૮ સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની શુભ પ્રેરણાથી નાગપુર તથા મધ્યપ્રદેશના ગીતાપ્રેમી ભક્તોની શુભેચ્છા અને સહાયથી લાખો રૂપિયાના ખર્ચે નિર્મિત ભવ્ય ગીતામંદિરનો પ્રતિષ્ઠા સમારોહ મને ૧૯૫૪ના મેની તા ૫ મી થી શરૂ થઈ અઠવાડિયા બાદ સમાપ્ત થયો હતો.

પરમ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના ખાસ આમંત્રણથી હિમાલય નિવાસી મહાન સંત, તપસ્વી યોગીરાજ શ્રી ભારતીજીને હસ્તે ગીતા માતાની પ્રતિષ્ઠા થઈ હતી. ભારતીજીની ઉંમર સો વર્ષથી અધિક છે અને પોતાનું સારું યે જીવન એમણે નગાધિરાજ હિમાલયની ગુફાઓમાં ગાળ્યું છે. હરદ્વાર નિવાસી યોગ, ન્યાય, વેદ, વેદાન્તાદિતીર્થ, વેદાન્તવાગીશ, મિમાંસાભૂષણ, વેદરત્ન, દર્શનાચાર્ય, મહામંડલેશ્વરને હસ્તે ગીતામંદિરના ૧૦૬ ફૂટ લાંબા વિશાળ સભામંડપનું ઉદ્ઘાટન થયું હતું. તદુપરાંત દિલ્હી ગીતામંદિરના સંચાલક, શ્રોત્રિય

બ્રહ્મનિષ્ઠ, તર્કભૂષણ, મહામંડલેશ્વર શ્રી ૧૦૮ સ્વામીશ્રી હરિહરાનંદજી મહારાજને હસ્તે પરમ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ ગુરુદેવની મૂર્તિનું પણ ઉદ્‌ઘાટન થયુ હતું.

અમદાવાદ ગીતા મંદિરના સંચાલક આયુર્વેદાચાર્ય, ધન્વંતરિગુરુ શ્રી ૧૦૮ સ્વામી શિવાનંદજી મહારાજને હસ્તે ગીતા મંદિર ધર્માર્થ આયુર્વેદિક ઔષધાલયનું ઉદ્‌ઘાટન થતાં હજારો પ્રેક્ષકો હર્ષમાં આવી ગયા હતા. બનારસ ક્વીનસ્ કૉલેજના ભૂતપૂર્વ પરીક્ષક, દર્શનશાસ્ત્રી, વ્યાકરણાચાર્ય, સંતશિરોમણિ, વેદમૂર્તિ સ્વામીશ્રી રામાનંદજી મહારાજને હસ્તે સંત મહાત્માઓનાં નિવાસસ્થાનની ઉદ્‌ઘાટન ક્રિયા થઇ હતી. ઉપરોક્ત સમારંભનુ પ્રથમ ઉદ્‌ઘાટન નર્મદાતીર નિવાસી કરનાલી ગીતા મંદિરના સંચાલક મહંતશ્રી હરનારાયણ ગિરિજી મહારાજને હસ્તે થઇ હતી. આ મહાન અવસર પર રાષ્ટ્રસંત તુકડોજી મહારાજ અને વારકરી સંપ્રદાયના શ્રી દાંડેકર મહારાજનાં ભજન કીર્તન થયાં હતાં. ઓંકારતીર્થના તથા મહાનિર્વાણી અખાડાના મહંત રાજેન્દ્રપુરીજી મહારાજ, હરદ્વારના વયોવૃદ્ધ રામગિરિજી મહારાજ, મહંત ઓંકારપુરીજી મહારાજ, શ્રી મહાનિર્વાની અખાડા મહાપંચના મહાપુરુષો તથા અન્ય મહામંડલેશ્વરો તેમજ અનેક સંત મહાત્માઓ આ પ્રસંગે પધાર્યા હતા. અહીંયાં આવેલા સંત મહાત્માઓનાં વ્યાખ્યાન, પ્રવચનો, કીર્તન વગેરે હંમેશાં સવાર સાંજ થતાં હતાં.

નાગપુરમાં આ બધા મહાત્માઓનાં અને મહાન પુરુષોનાં એક સાથે દર્શન કરવાનો આ અમૂલ્ય અવસર પ્રથમ વાર જ ઉપસ્થિત થયો હતો. મુંબઇ, અમદાવાદ, વડોદરા, અમરાવતી, ગોંદિયા, આકોલા, મદ્રાસ, પૂના, દિલ્હી વગેરે અખિલ ભારતવર્ષનાં મોટાં શહેરોના ગીતાપ્રેમી સજ્જનો આ પ્રસંગે પધાર્યા હતા.

સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની શુભ પ્રેરણાથી મધ્યપ્રદેશની રાજધાની નાગપુરમાં નિર્માણ થયેલું આ ગીતામંદિર સેંકડો ભક્તજનોને પ્રેરણા આપી રહ્યું છે. આ મંદિરમાં જે વિશાળ કથાહૉલ છે તેની અંદર ચારે બાજુ સંગમરમરની શિલાપટ્ટીઓ પર સંપૂર્ણ ગીતાના શ્લોક કોતરીને દિવાલોમાં જડવામાં આવ્યા છે. આ શ્લોકોની ભેટ પ્રસિદ્ધ ગીતાપ્રેમી શેઠ જયદયાલજી ગોયન્દકાએ અર્પણ કરી છે. હાલમાં આ પાવનકારી તીર્થમાં સ્વામીશ્રી રામાનંદજી મહારાજ આયુર્વેદાચાર્ય આ મંદિર તથા ઔષધાલયનું સંચાલન કરી રહ્યા છે.

નાગપુરની મધ્યમાં સુભાષ માર્ગ પર એક મોટા તળાવને કાંઠે આવેલું આ તીર્થાલય ખુબ જ ભવ્ય તેમજ આકર્ષક છે. આ તીર્થધામના દર્શનથી સેંકડો યાત્રાળુઓ ગીતાભ્યાસની પ્રેરણા પ્રાપ્ત કરે છે.



## પ્રકરણ ૧૫

## સ્વામીજીનો અવિશ્રામ ગીતાપ્રચાર

"यद् यद् कर्म करोमि तत् तदखिलं शंभो तवाराधनम्" એ ભાવના અનુસાર થવાનું મહાત્માઓની સ્વભાવસિદ્ધ વૃત્તિ હોય છે. એવા લોક સંગ્રહી સંતોનાં ભજન, ચિંતન સાધના વગેરે લોકોપકારાર્થે જ હોય છે.

સંતવર્ય શ્રી વિનોબા તેમજ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની જીવનચર્યામાં આજે એવા જ પરહિતમતનું ઉજ્જવલ ઉદાહરણ જોવામાં આવે છે. દીન, અજ્ઞાન અને ઉન્નત એમ બધી શ્રેણીની જનતામાં સૌમનસ્ય વિકસાવવા માટે વિનોબાજીના પ્રયાસથી બિહાર પ્રાન્તમાં વિશાળ સર્વોદય સંમેલન ભરવામાં આવ્યુ હતું. આ અવસર પર સમદર્શી વિનોબાજીએ બુદ્ધગયાની પાસે મહંત શ્રી હરિહર ગિરિજી વગેરેના સહયોગથી એક સમન્વય આશ્રમની સ્થાપના કરી છે.

બીજી બાજુ સ્વામીજી મહારાજ પોતાની ગીતા પ્રચારિણી દક્ષિણયાત્રા બાદ વિશાળ મુંબઈ પ્રદેશના વિભિન્ન ક્ષેત્રોમાં દ્રુતગતિથી ભગવદ્વાણી ગીતાજીનો સંદેશો સંભળાવી રહ્યા હતા. એ દરમિયાન પ્રયાગરાજના કુંભ પર્વમાં

સંતમહાત્માઓના ધાર્મિક સંમેલન અને ધર્માનુષ્ઠાનમાં પોતાના સંપૂર્ણ સહકાર આપવા માટે ત્યાં પધાર્યા અને કુંભપર્વના વિશાળ મેળામાં એમના ગીતાપ્રચાર કેમ્પની અંદર ભારતના રાષ્ટ્રપતિ, ઉત્તર પ્રદેશના રાજ્યપાલ તેમજ દેશદેશાન્તરોના માનવ સમુદાયે સ્વામીજીનો સંદેશો સાંભળીને પોતાની જાતને બડભાગી બનાવી. ત્યાં પ્રત્યેક વ્યક્તિને સ્વામીજીના ગીતાપ્રચારના મહાવ્રતની ઉપયોગીતા જણાઈ અને તેનો સ્વીકાર પણ કર્યો અને સ્વામીજીના એ શુભ પ્રયાસોને મૂર્તિમંત બનાવવા ચક્રો ગતિમાન થયાં. મેળામાં બધા ધાર્મિક સંપ્રદાયોના સંતમહાત્માઓના સંમેલનનું સ્થાન તેમજ તેમના વિચારકેન્દ્રરૂપે મુખ્ય સ્થળ ગીતાપ્રચારકેમ્પ હતું. જ્યાં અનેક પ્રકારની લોકોપયોગી સામુદાયિક સમસ્યાઓ પર બધા વર્ગના ધાર્મિક નેતાઓ સ્વામીજી સમક્ષ સમન્વયાત્મક નિર્ણય કરતા હતા.

પ્રયાગરાજના પ્રચારકાર્ય બાદ સ્વામીજી મહારાજ શિવરાત્રિ પર કાશી વિશ્વનાથના દર્શનાર્થે બનારસ પધાર્યા હતા. સ્વામીજીનો ભરપૂર કાર્યક્રમ હતો. ગીતા મંદિરમાં પ્રવચન, ભક્તોનો સત્સંગ, સામુહિક રુદ્રાભિષેક, દર્શનયાત્રાનો ક્રમ વગેરે નિત્યના કાર્યો હતા. સભા—સમિતિઓમાં વિદ્વાનોની સાથે શાસ્ત્રચર્ચા પણ ચાલતી હતી.

કેટલાક સમયથી મધ્યપ્રાન્ત અને નાગપુરના ગીતાપ્રેમી ભક્તજનોના આગ્રહથી સ્વામીજી ત્યાંના ગીતા-

મંદિરની અધૂરી રચનાને પૂર્ણ કરવા સારુ નાગપુરમાં પધાર્યા. ભક્તજનોએ કુંભમેળાથી જ આ પ્રયાસ શરૂ કરી દીધો હતો. અને એમની શ્રદ્ધાથી સ્વામીજીને નાગપુર ગયા વગર છુટકો જ ન હતો.

ગીતાપ્રચારને સુસંગઠિત કેન્દ્રીય રૂપથી સમગ્ર દેશમાં પરિચાલિત કરવાની દૃષ્ટિથી નાગપુરના ગીતામંદિરનું મહત્ત્વ અધિક છે. આજ પ્રકારની દૃષ્ટિથી મહાત્મા ગાંધીજીએ પણ આ પ્રદેશમાં વર્ધાને પસંદ કર્યું હતું. અને ભારત સરકાર પણ આજે પોતાની અનેક શાસન સંસ્થાઓને અહીંયાં પરિવર્તિત કરવામાં જ ઉત્સુક થઇ રહી છે. સ્વામીજી મહારાજે એ જ દૃષ્ટિથી વર્ષો પૂર્વે ગીતાપ્રચારના કાર્યનું સંચાલન દેશના મધ્ય ક્ષેત્રથી થવું જોઇએ, એવું સમજીને નાગપુરમાં ગીતામંદિરની સ્થાપના આરંભ કરી હતી. પ્રભુકૃપાથી તેમજ સ્વામીજીના પુણ્ય પ્રતાપથી આજે નાગપુરનું આ ગીતામંદિર સર્વાંગ સંપૂર્ણ બની ગયુ છે; એને સં. ૨૦૧૦ની અક્ષય તૃતીયાથી ત્યાં શ્રી ગીતામાતા વિરાજમાન થઇ રહ્યાં છે. આ શુભ અવસર પર નાગપુર ગીતામંદિરની પુણ્યભૂમિ પર એક કુંભપર્વ જેવો જ મહોત્સવ મનાઇ રહ્યો હતો.

સ્વામીજી મહારાજના અવિશ્રાન્ત ગીતાપ્રચાર યજ્ઞના અંતર્ગત આ શુભ અનુષ્ઠાનના આયોજનના ઉપલક્ષમાં નાગપુરના ગીતાપ્રેમી ભક્તજનો તેમજ અખિલ ભારતના ગીતાપ્રેમી જનોનો માનવસમુદાય આજે નાગપુરના ભવ્ય-

ગીતામંદિરના દર્શનાર્થે જઈ રહ્યો છે. આજે સૌ ગીતા-પ્રેમી જનો ભારતીય સંસ્કૃતિના આ પ્રધાન કેન્દ્રને અત્યંત હર્ષનાદોથી વધાવી રહ્યા છે અને ત્યાંથી પ્રાપ્ત થયેલી પ્રેરણાનુસાર સારાયે ભારતમાં આ ગીતાપ્રચાર કેન્દ્રની વિજયપતાકા લહેરાતી થશે. સાચે જ ગુરૂદેવના અવિશ્રાન્ત પ્રયાસોનું જ આ ફળ છે.





## પ્રકરણ ૧૬

## સ્વામીજીની અમરનાથની યાત્રા

પરમપૂજ્ય સ્વામીશ્રી જગદ્‌ગુરુ મહામંડલેશ્વર શ્રી વિદ્યાનંદજી મહારાજ સને ૧૯૫૪ ના જુન માસમાં પોતાની ગીતા પ્રચાર યાત્રા મંડળી સહિત દિલ્હી, અંબાલા, લુધિયાણા, જલંધર, હુશિયારપુર, જવાલામુખી, પઠાણકોટ તેમજ જમ્મુ થઈને શ્રીનગર પહોંચ્યા. ત્યાંની ધાર્મિક જનતાએ સ્વામીજીના પ્રચારકાર્યને ખૂબ જ ઉત્સાહથી વધાવી લીધું એટલુ જ નહિ પરંતુ સ્વામીજીના સહવાસથી એમનામાં એટલી બધી અપૂર્વ ધાર્મિક જાગૃતિ આવી હતી કે સ્વામીજીને ત્યાં બે મહિના સુધી રોકાઈ જવું પડયું.

અમરનાથની યાત્રાએ જતા પહેલાં સ્વામીજીએ કાશ્મીરની ધાર્મિક જનતામાં અપૂર્વ ઉત્સાહ રેડયો. ત્યાંના ઉચ્ચકક્ષાના અધિકારીઓ, સમાજસેવકો તેમજ જાણીતા ગૃહસ્થોએ સ્વામીજીની મુલાકાત લઈને ખૂબ જ સંતોષ વ્યક્ત કર્યો. આ પ્રસંગે શ્રીનગરમાં સ્પીકર્સ કોન્ફરન્સ મળેલી તેમાં ભાગ લેવા માટે લોકસભાના અધ્યક્ષ શ્રી દાદાસાહેબ માવલંકર પણ પધારેલા. સ્વામીજી અમરનાથની યાત્રાએ જવા માટે શ્રીનગર આવી પહોંચ્યા. એ સમાચાર જાણીને તેમને ખુબ આનંદ થયો અને તેઓએ સ્વામીજીની

ખાસ મુલાકાત લીધી. તદુપરાંત ભારતના અન્ય પ્રાંતોના સ્પીકર્સ પણ સ્વામીજીને મળ્યા હતા. કાશ્મીરના આ પ્રવાસ દરમિયાન સ્વામીજી અનેકવિધ પ્રવૃત્તિમાં રોકાઇ ગયા; ગીતા પ્રચારની યોજનાઓ તૈયાર કરી અને આ પ્રચાર કાર્યને સુંદર સહકાર મળ્યો.

સ્વામીજી જ્યારે શ્રીનગર પહોંચ્યા ત્યારે કાશ્મીરના ડેવલપમેન્ટ ડીપાર્ટમેન્ટના મિનિસ્ટર શ્રી શ્યામલાલજી શરાફે સ્વામીજીનું ઉમળકાથી ભાવભીનું સ્વાગત કર્યું અને બીજી કોઇ પણ જગ્યાએ સ્વામીજીને મુકામ ન કરવા દેતાં પોતાના બંગલે લઇ ગયા. શ્રીનગરમાં શ્રી શ્યામલાલજી શરાફનો બંગલો એક તીર્થયાત્રા સમો બની ગયો. ગીતા પ્રચારની-જ્ઞાન ગંગા અહીંથી શરુ થઇ.

શ્રી શ્યામલાલજી શરાફ સ્વભાવે ખૂબ જ નમ્ર તેમજ ધાર્મિક હોવાને કારણે કાશ્મીરની જનતામાં સારો પ્રેમ સંપાદન કર્યો છે. પરમ પૂજ્ય સ્વામીજીએ પણ એમનાં સહિષ્ણુતાભર્યાં કાર્યોની પણ ભારે પ્રશંસા કરી. આ રીતે સ્વામીજીના મેળાપથી શ્રી શ્યામલાલજીના આનંદનો પાર ન હતો. એટલે જ એમણે અન્ય ભક્તજનોને સ્પષ્ટ જણાવી દીધેલું કે, "સ્વામીજીને હું બીજી કોઇ પણ જગ્યાએ નહીં ઉતરવા દઉં. મારો બંગલો જ સ્વામીજીની કુટિર બની જશે." અને ખરેખર સ્વામીજીના આગમનથી, સુંદર ઉપદેશથી, અનેક ભક્તજનોની સાથે જ્ઞાનગોષ્ઠિથી આ સ્થળ એક તીર્થભૂમિ બની ગયું. આ રીતે શ્રીનગરનાં સ્ત્રીપુરુષોમાં

ગીતા પ્રચારની એક જબરી ભાવના પેદા થઇ. શ્રીનગરના એકે એક શ્રદ્ધાળુ માનવીના હૈયામાં પૂ. સ્વામીજીનો ગીતા ઉપદેશ સદાને માટે કોરાઇ ગયો.

બે મહિનાના ગાળામાં પરમ પૂજ્ય સ્વામીજીએ કાશ્મીરનાં અનેક સ્થળોએ ગીતાના ઉપદેશની ભવ્ય ભાવના શરૂ કરી. ધાર્મિક જનતામાં સ્વામીજીના ઉપદેશથી નવું ચેતન આવ્યું. આ પ્રસંગે શેઠ કનૈયાલાલ માણેકલાલ ચિનાઇ શ્રીનગર આવીને સ્વામીજીને પહેલગાંવ લઇ ગયા. પ્રથમથી જ શ્રી ચિનાઇ શેઠે પૂ. સ્વામીજીની મંડળીનું નિવાસસ્થાન અમરગંગાને કાંઠે પોતાના બંગલામાં નક્કી કરી રાખ્યું હતું. પૂ. સ્વામીજી અહીંયાં પ્રાતઃકાલથી ધ્યાન, ચિંતનમાં મગ્ન રહેતા હતા. અહીંયાં પણ થોડા દિવસોમાં સત્સંગીઓનું એક વિશાળ મંડળ જામી ગયું હતું.

ગુજરાત, મુંબઇ, ગ્વાલીયર, દિલ્હી તેમજ આગ્રા વગેરે સ્થળોના ગૃહસ્થો પોતાના સ્વાસ્થ્ય સુધાર માટે અહીંયાં આવ્યા હતા. તેઓએ સ્વામીજીનો મેળાપ થતાં ખૂબ જ આનંદ અનુભવ્યો. અમદાવાદના પ્રસિદ્ધ મીલ-માલીક શેઠશ્રી જયકૃષ્ણભાઈ, શ્રી બાલકૃષ્ણભાઇ અને શ્રી રામકૃષ્ણભાઇ અને ભારત પ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી બીરલાજી, શ્રી દાલમિયાજી તેમજ બીજા અનેક સદ્‌ગૃહસ્થો સ્વામીજીને મળી સત્સંગ ચાલુ રાખવા માટે આગ્રહ કરવા લાગ્યા. પહેલગાંવમાં સરિતા તીરે વિશાળ શિલાખંડો, હરિયાળી

જમીન ઉપર બેસીને સ્વામીજીનો દિવ્ય ઉપદેશ સાંભળવામાં અનેક સ્ત્રી પુરુષો પોતાને ધન્ય માનતાં હતાં. પૂ. સ્વામીજી શ્રોતાજનોને ગીતાનો અમર સંદેશો સંભળાવીને દરેકને તૃપ્ત કરતા હતા. ગઈ સાલ ઉનાળામાં પંચગનીમાં પણ સ્વામીજીનાં પ્રવચન સાંભળવા અનેક ઉચ્ચ કક્ષાના સદ્‌ગૃહસ્થો આવતા અને તેઓ પણ આ રીતે લીલી હરિયાળીમાં બેસીને સ્વામીજીના ઉપદેશામૃતનું પાન કરતા હતા. તે પ્રસંગે ત્યાંની બધી વ્યવસ્થા શ્રી વાસુદેવ શેઠજીએ કરી હતી.

પરમપૂજ્ય સ્વામીજીએ આ બધા દિવસો દરમિયાન જ્વાળામુખી, ગુલમર્ગ, નિસાદબાગ, સાહીબાગ, ચશ્મેશાહીબાગ, ખિલનમર્ગ, બારામૌલા, શંકરાચાર્યની ટેકરી તેમજ બીજાં અનેક સ્થળોમાં ધાર્મિક જનતામાં ખૂબ જ જાગૃતિ લાવી દીધી. આ પ્રદેશમાં અનેક વરસોથી વિસારે પડેલી ધાર્મિક ભાવના મૂર્તિમંત થવા લાગી.

પૂ. સ્વામીજીના આદેશાનુસાર અમદાવાદના ગીતા મંદિરમાંથી સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ અને મહંતશ્રી હરનારાયણગિરિજી પોતાની ગીતાપ્રેમી ભક્તમંડળી સાથે જુલાઈના છેલ્લા સપ્તાહમાં પહેલગાંવ જઈ પહોંચ્યા. લગભગ ૪૦ ભક્તજનોની આ મંડળીએ સ્વામીજીની સાથે શ્રી. ચિનાઈ શેઠના બંગલામાં મુકામ કર્યો. આ પ્રસંગે અહીંયાં મુંબઈ, કલકત્તા, દિલ્હી તેમજ અન્ય સ્થળોએથી પણ મારવાડી શેઠીયાઓ તેમજ અન્ય ગૃહસ્થો પોતાની મંડળીઓ સહિત ભગવાન અમરનાથની યાત્રા કરવા અહીં

આવી પહોંચ્યા હતા. આ બધા સંઘો ભક્તિપૂર્વક પૂજ્ય સ્વામીજીની મંડળી સાથે જોડાઇ ગયા.

આજથી પાંત્રીસ વર્ષ પહેલા સ્વામીજીએ અમરનાથની પ્રથમ યાત્રા કરેલી તે સમયે આજના જેવાં મોટર, રસ્તા આદિ સાધનો ન હતો. હાલ તેમા ઘણો સુધારો અને સગવડ થઇ ગયાં છે. શ્રીનગરથી પહેલગાંવ સુધીનો મોટર રસ્તો પણ થઇ ગયેલો છે. આજકાલ તો કોઇ પણ સાધન સંપન્ન વ્યક્તિ ચાહે તો શ્રાવણ પુર્ણિમાના પહેલાં પણ ભગવાન અમરનાથનાં દર્શન કરીને પાછો ફરી શકે છે.

સ્વામીજીની મંડળી પહેલગાવથી સવારે ૮ વાગે ઉપડીને બપોરે ૧૨ વાગે ચંદનવાડીમા આવી પહોચી. અહીંયાં નાસ્તાપાણી કરીને આ મંડળીએ આગળ પ્રયાણ કર્યું અને સાંજના 'શેષનાગ' આવી પહોંચીને રાત્રિ અહીંયા પસાર કરી. આ સ્થળ ૧૪૦૦૦ ફુટની ઊંચાઇએ આવેલુ છે. અહીંયાં શેષનાગ સરોવર દૂધ જેવું સ્વચ્છ છે, જેમાં બરફની ચટ્ટાનો ઠેઠ સુધી પથરાયેલી છે. અહીંથી આગળ જતા પ્રવાસીઓને ખુબ જ સાવચેતી રાખવી પડે છે, કારણ કે આથી જગોએ નીચે પાણી વહેતું હોય છે અને તેની ઉપર બરફના જામેલા પડો સરતા હોય છે. ત્યાંથી સ્વામીજીની ટુકડીનો છેલ્લો પડાવ તા. ૨-૮-૫૪ને રોજ સવારે 'પંચતરણી' મુકામે હતો. અહીંયાં મંડળીએ બધો સરસામાન મૂકીને અમરનાથ તરફ પ્રયાણ કર્યું; કારણ કે પૂજન કર્યા બાદ અહીંયાં જ પાછા આવવાનું હતું. આ

જોએ તંબુ; ડેરા વગેરેની વ્યવસ્થા પ્રથમથી જ કરવામાં આવી હતી. તંબુઓ સિવાય બીજું કોઈ પણ સાધન અહીંયાં મળતું નથી. લાકડાં તેમજ બીજાં સાધનો પોતાની સાથે લઈને જ જવું પડે છે. આ સ્થળે પ્રવાસીઓને ટાઢ અને વરસાદની સાથે યુદ્ધ કરીને રાત પસાર કરવી પડે છે. ત્યારબાદ સવારે અહીંથી આગળ પ્રયાણ થઈ શકે છે. પંચતરણીથી ચાર પાંચ માઈલ ઉપર હિમના શૃંગારવાળા પર્વત શિખર ઉપર ગુફામાં ભગવાન અમરનાથનાં દર્શન થાય છે. તે જ દિવસે તા. ૨૭ ઓગસ્ટ સોમવારે બપોરે બાર વાગે સ્વામીજીની મંડળી 'હર હર મહાદેવ'ની ધૂન સાથે અમરનાથની ગોદમાં આવી પહોંચી.

અમરનાથની ગુફા મનુષ્યની કૃતિ નથી; પરંતુ એ પ્રકૃતિનું નિર્માણ છે. હિમની સફેદ ચાદર ઓઢેલી પર્વત શ્રેણીની વચમાં એ પરમપાવની ગુફા ઊભી રહેલી છે. સાધારણ મનુષ્યો માટે આ યાત્રા અતિ કઠણ છે. બદ્રિનાથ, કેદારનાથ તેમ જ ગંગોત્રી કરતાં આ યાત્રા ભક્તજનોને ખૂબ જ સંકટમય લાગે છે.

આ સ્થળ ખૂબ જ રમણિય છે. તેથી દૃઢ વૃત્તિવાળા પ્રભુપ્રેમીઓને એકાકાર વૃત્તિનો ત્યાં અનુભવ થાય છે. ટાઢ અને બરફની કઠોરતાથી અમરનાથમાં કોઈ રહી શકતું નથી. કોઈ કોઈ તિતિક્ષાસિદ્ધ સાધુ સંતો જ ગુફામાં ધૂણી લગાવીને અગ્નિની મદદથી ત્યાં રહે છે. આજથી ૩૫ વર્ષ પહેલાં આપણા સ્વામીજીએ આ પ્રકારનો અનુભવ કરેલો,

તેમ જ આખી રાત અખંડ જાગરણ કરીને પ્રભુના ધ્યાનમાં નિમગ્ન બેસી રહેલા. આ જગોએ અગ્નિનું સાધન મળતું નથી. પહેલગાંવથી જે સાધનો સાથે રાખેલાં હોય તેનો જ ઉપયોગ કરવાનો હોય છે.

આ બરફમય પ્રદેશમાં કોઈ ઝાડ દેખાતું નથી તેમ જ પશુપક્ષી જીવિત રહી શકતાં નથી. આ ગુફામાં એક કબુતરનું જોડું અચૂક દર્શન આપે છે. સ્વામીજી જ્યારે પહેલી જ વાર અમરનાથ ગયેલા તે સમયે પણ આ કબુતરનું જોડું તે જ જગોએ જોયેલું; બીજી વાર પણ તે જ સ્થિતિમાં તેમ જ આ વખતની આ ત્રીજી યાત્રા પ્રસંગે તે જ કબુતરનું જોડું પ્રથમની જ જગોએ દેખાયું હતું. સૌ ભક્તજનો આ પક્ષીના જોડાને જોતાં ખૂબ જ આશ્ચર્યમય બની ગયા.

સ્વામીજીની આ ત્રીજી વખતની અમરનાથની યાત્રા હતી. આજથી પાંત્રીસ વરસ પહેલાં સ્વામીજી પ્રથમવાર અમરનાથ ગયેલા; બીજી વખત ૧૫ વર્ષ પહેલાં ગયેલા. આ તેમની ત્રીજી વખતની ભગવાન અમરનાથની યાત્રા ખુબ જ ભવ્ય અને યાદગાર હતી. આ વખતે પોતાની મંડળી સહિત આવતાં સ્વામીજીને ભૂતકાળની અનેક ઘટનાઓ યાદ આવી. પોતાના ભક્તજનોને એમણે ભૂતકાળના અનેક યાદગાર પ્રસંગો કહી સંભળાવ્યા. સ્વામીજી પાસેથી આ પુણ્યયાત્રાનું વર્ણન સાંભળીને મંડળીના ભક્તજનો પોતાને ધન્ય માનવા લાગ્યા.

હિમાલયનાં અત્યંત રમણિય સ્થાનો, સુંદર સરોવરો અને ઝરણાં ભીમકાય પાષાણખંડો, વગેરે અદ્દભુત દૃશ્યો વચ્ચેથી પસાર થતી આ મંડળી તેમ જ સ્વામીજી સાથેની બીજી અન્ય ભક્તમંડળીઓ અમરનાથ આવી પહોંચતાં આ સ્થળ એક દર્શનીય ધામ બની ગયું. આ એક શાંત અને આશ્ચર્ય ભરેલા સ્થાનમાં છેક નીચે એક ગુફા બનેલી છે અને તેની વચ્ચે એક પહોળા ગુફારૂપી મંદિરમાં હજારો જળબિંદુઓ દ્વારા ભગવાન શંકરનો અભિષેક નિરંતર થતો રહે છે અને તેથી જ આ એક પવિત્ર ધામ બની ગયેલું છે ઉપરના શિખરમાંથી જળબિંદુ ઝરતાં રહેવાથી એમ લાગે છે કે જાણે વરૂણદેવે અખંડ રૂદ્રાભિષેકને સારુ જ આ તીર્થની રચના કરેલી હોય, આ પ્રાકૃતિક સૌંદર્ય જોતા પ્રત્યેક ભક્તહૃદય પ્રેમથી થનગની ઊઠયું. સ્વામીજીની સાથે યાત્રા કરવાના આ અલૌકિક સંજોગો પ્રાપ્ત થતા દરેકના આનંદનો પાર ન હતો.





# પ્રકરણ ૧૭

## ભગવાન અમરનાથનું પૂજન

આ મનોહર ગુફામાં સ્વામીજીએ પોતાની ભક્ત મંડળી સહિત સં. ૨૦૧૦ શ્રાવણ સુદ ૪ ને સોમવારે બપોરે બાર વાગે ભગવાન અમરનાથનું પૂજન કર્યું અને રૂદ્રાભિષેક કરવામાં આવ્યો. આ પ્રદેશમાં બિલીપત્ર થતી ન હોવાને કારણે અમદાવાદથી બિલીપત્ર લઇ જવામાં આવી હતી. પૂજનવિધિ તેમજ રૂદ્રાભિષેક અંગે જે જે ભક્તજનોના પત્રો આવ્યા હતા તેમના નામનો સંકલ્પ મૂકીને પૂજનવિધિ કરવામાં આવી. આ પૂજનવિધિ સમયનું દૃશ્ય એટલું ભવ્ય હતું કે ભગવાન અમરનાથને હર્ષને આ સમયે જે જે ભક્ત સ્ત્રી-પુરુષો હાજર હતાં તેમનાં હૈયાં ડોલવા લાગ્યાં. આ એક જીવનની ધન્ય પળ હતી. સ્વામીજી ભગવાન અમરનાથના પૂજનમાં તલ્લીન થઈ ગયા હતા. ગીતાભક્તોએ ગીતા પારાયણ સાથે પૂજન કર્યું. પ્રત્યેક ભક્તના નિમિત્તે સંકલ્પ મૂકવામાં આવ્યો.

આ સિવાય સ્વામીજી સાથે પહેલગાંવથી જે જે ભક્તજનોના સંઘ જોડાયા હતા તેમણે પણ પોતાના પૂજારીઓ દ્વારા ભગવાનનું પૂજન કર્યું. ભગવાન અમરનાથની જય, " " ગુરુદેવ વિદ્યાનંદજી મહારાજની જય."

વગેરે જયનાદો વચ્ચે પૂજા પુરી થઈ. બરફ ઉપર ઘાસના જોડા પહેરીને જ ભગવાનની પૂજા કરવામાં આવી. આ વખતે ભગવાન અમરનાથનું બાણુ લગભગ ૭–૮ ફુટ ઊંચું તૈયાર થયેલું હતું. ભગવાનનું બાણુ પૂજનવિધિ બાદ ખુબ જ દેદીપ્યમાન લાગતું હતું. જે ભક્તોએ સોના ચાંદીનાં બિલિપત્ર મોકલાવ્યાં હતાં તે વડે ભગવાનનું પૂજન કરવામાં આવ્યુ હતું. ગુફામા આ બિલિપત્રોની ચમક કોઈ અનેરી હતી. પૂજનવિધિ બાદ પરમ પૂજ્ય સ્વામીજી ભાવાવેશમાં આવી ગયા હતા.

આ પુણ્ય પ્રસંગે ભગવાન અમરનાથનાં દર્શનાર્થે પરમ પૂજ્ય સ્વામીજી સાથે અનેક ભક્તજનોમાં નીચેના ગીતાધર્મીઓ મુખ્ય હતા—

સ્વામીશ્રી શિવાનંદજી મહારાજ ધનવંતરીગુરુ, મહંતશ્રી હેરનારાયણગિરિજી, સ્વામીશ્રી સદાનંદજી, સ્વામીશ્રી મંગલાનંદજી, સ્વામીશ્રી માધવાનંદજી, જાણીતા રંગના વેપારી ભગવાનદાસ તેજાજી ખારાવાલા અને અ. સૌ. ઉમિયા બહેન, અ. સૌ. શાન્તા બહેન મહેતા, રાવબહાદુર શ્રી ડાહ્યાભાઈ આદરભાઈ પટેલ (મેજીસ્ટ્રેટ) તથા કાશી બહેન, પૂનાથી ડી. આઈ. જી. બાબુરાવ શાહ અને શારદા બહેન, ડૉ. નવનીતરાય પી. વ્યાસ અને ગમલક્ષ્મી, ગીતાધર્મ પ્રેસના મેનેજર શ્રી ગોરધનદાસ ડોલાભાઈ અમીન, ગીતામંદિરના મુનીમ ચીમનલાલ શાહ, શ્રી ચીમનલાલ ભીખાભાઈ-બેન્કર અને



સ્વામીજી સાથે અમરનાથના યાત્રીઓ

તેમનાં પત્ની સવિતા બહેન અને કુસુમ બહેન, શ્રી લક્ષ્મણભાઈ અને નર્મદાબહેન, શ્રી ચંદુભાઈ મહેતા ઇલેક્ટ્રીકવાળા, શાસ્ત્રીશ્રી નવિદત્ત શર્મા, સુખદેવજી, શ્રી મધુકાન્તભાઈ, ગીતાધર્મનાં પ્રચારકો શ્રી યોગીની વસંત બહેન તથા શ્રી રમણગૌરી બહેન, મોતી બહેન પ્રજાપતિ, રમા બહેન, ચંપા બહેન તેમજ વડોદરાના જાણીતા નાગરિકો શ્રી બચુભાઈ, શ્રી રમણભાઇ, શ્રી જેઠાલાલ શેઠ, શ્રી નારણદાસ, શ્રી મંગુભાઇ તેમજ ભરતપુરથી શ્રી નટવરલાલ, તદુપરાત કલકત્તાના જાણીતા શેઠશ્રી ચમડીયા શેઠ, મુબઈના શ્રી સુમના શેઠ, દિલ્લીના શ્રી ગોટાવાલા, સારંગપુરના શ્રી બાજોરિયા શેઠ, નાગપુરના શેઠશ્રી સોહનલાલ અગ્રવાલ અને તમના પત્ની શાન્તાબહેન, શ્રી ગોવિંદલાલ અને તેમના કુટુંબીજનો વગેરે પોતપોતાની મંડળીઓ સહિત પરમ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની મ ડળી સાથે ભગવાન અમરનાથની યાત્રામાં જોડાયા હતા.

શ્રાવણ સુદ ચોથ સોમવારે ભગવાન અમરનાથની પૂજાવિધિમા ચાર કલાક પસાર થયા. ત્યારબાદ સ્વામીજી અનેક ભક્તજનો સહિત પચતરણી સ્થળે આવી પહોંચ્યા અને ત્યા રાત્રે મુકામ કર્યો. બીજે દિવસે મંગળવારે પહેલગાવ આવી પહોચ્યા. આ પ્રસંગે સંખ્યાબંધ ભકતજનો સ્વામીજીને મળવા ઉમટી પડયા. અહીંયા બે દિવસ સુધી ભોજન ભંડારમા અનેક સંત મહાત્માઓ અને બ્રાહ્મણોને જમાડવામાં આવ્યા તેમ જ સર્વને દક્ષિણા આપવામાં

આવી. ભગવાનની યાત્રા કરીને સુખપૂર્વક શિવ ભક્તો સ્વામીજી સાથે આ રમણિય સ્થળે આવી પહોંચ્યા હતા એટલે સૌનો આનંદ માતો ન હતો. સૌ કોઈ પ્રભુની કારીગરી જોવામાં ગરકાવ થઇ ગયાં હતાં. પ્રકૃતિનાં દશ્યોએ સૌ યાત્રિકો તેમજ સાધુસંતોને આનંદમાં ગરકાવ કરી મૂક્યાં હતાં.

સ્વામીજીની સાથે જે જે ભક્તજનો ભગવાન અમરનાથની યાત્રાએ ગએલા તેમજ પહેલગાંવથી કલકત્તા, મુંબઇ, દિલ્હી તેમજ ભારતનાં અન્ય મુખ્ય સ્થળોથી જે જે યાત્રિકો સ્વામીજીની મંડળી સાથે પોતાના સંઘ સહિત જોડાયા હતા તે બધાની તેમ જ પ્રકૃતિનાં દશ્યોની અને ભગવાન અમરનાથના પૂજનવિધિની એક ૭૦૦–૮૦૦ ફુટની મનોહર રંગીન ફીલ્મ સંઘ તરફથી ઉતારવામાં આવી છે. આ ફીલ્મ ઉતારનાર અમદાવાદ "ખોષંકર્સ" સ્ટુડિયોનાં મેનેજર શ્રી હનુભાઈ હતા. આ ચિત્રપટમાં યાત્રા પ્રસંગનાં અનેક દશ્યો ઝડપી લેવામાં આવ્યાં છે.

પહેલગાંવથી સ્વામીજી તા. ૧૫–૮–૫૪ને રોજ પોતાની મંડળી સહિત શ્રીનગર આવી પહોંચ્યા. સ્વામીજીએ હિમાલયના અપૂર્વ સૌંદર્યમાં જે કઠણ તપશ્ચર્યા કરેલી તે સ્થળ છોડતાં ભક્તજનોની આંખમાંથી અશ્રુ પડવા લાગ્યાં. જેમ કુટુંબીજનોનો વિયોગ થતાં તેમની યાદમાં બેચેન થઇ જવાય છે તેવી જ રીતે સ્વામીજીની ટુંકમાં કરેલી આ પુણ્યયાત્રા પૂરી થતાં સૌ ભક્તજનો વ્યાકુળ બની ગયા. દર દરનાં વન, પર્વતો અને ઝીલોમાં તેમનું મન રમવા લાગ્યું.

અહીંથી સ્વામીજી પોતાના ભકતજનો સહિત તા. ૧૬ મી ઑગસ્ટને રોજ દિલ્લી આવી પહોંચ્યા. અહીંયાં મહામંડલેશ્વર શ્રી હરિહરાનંદજી ત્યાં ગીતાપ્રચાર ભુવનમાં દરેકે મુકામ કર્યો. આ સ્થળ ખુબ જ રમણિય છે અને દિલ્લીમાં ગુજરાતીઓને ઊતરવા માટે આ એક ઉત્તમ સગવડવાળું સ્થળ છે. અહીંથી તા. ૧૭મી ઑગસ્ટને રોજ સાંજના નવ વાગે સ્વામીજી પોતાની મંડળી સહિત અમદાવાદ આવી પહોંચતાં ભક્તજનોએ તેમને ભક્તિભીના હૈયે વધાવી લીધા. આ પ્રસંગે સૌ કોઇનાં હૈયાં આનંદના સાગરમાં હિલોળે ચઢયાં હતાં.

ભગવાન અમરનાથની પૂજનવિધિ-બિલિપત્ર અને રૂદ્રાભિષેક માટે જે સદ્‌ગૃહસ્થોના પત્રો અને પૂજનવિધિ માટે દ્રવ્ય આવેલું તે મહાનુભાવોના નામનો સંકલ્પ કરીને પૂ. સ્વામીજીએ પૂજનવિધિ અને રૂદ્રાભિષેક કરાવ્યા હતા. આફ્રિકામાંથી નૈરોબી, કંપાલા, મોમ્બાસા, ઝાંઝીબાર, દારેસલામ, જોહાનીસબર્ગ તેમજ મુંબઇ, કલકત્તા, મદ્રાસ, દિલ્હી, નાગપુર, સૌરાષ્ટ્ર, અમદાવાદ, સૂરત, નડિયાદ, ભરૂચ, વડોદરા, ગોધરા, આણંદ, ખંભાત, પેટલાદ, ધર્મજ, પૂના, આગ્રા, અમરાવતી તેમજ બીજાં સંખ્યાબંધ શહેરોના મહાનુભાવોના પૂજનવિધિ માટે પત્રો તેમજ દ્રવ્ય આવ્યું હતું. આ બધા ગીતાપ્રેમી સજ્જનો માટે પૂ. સ્વામીજીએ આશીર્વચન ઉચ્ચાર્યાં હતાં; તેમજ પ્રત્યેકને ભગવાન અમરનાથની તસ્વીર મોકલી આપવામાં આવી હતી.

## પ્રકરણ ૧૮

## ભગવાન અમરનાથની-પ્રત્યક્ષ ઝાંખી

અમદાવાદથી ૧૫૦૦ માઈલ દૂર, ૧૫૦૦૦ ફૂટ ઊંચે હિમાલયના શિખર પર આવેલા અમરનાથ મહાદેવનો બરફના લિંગનાં યાત્રા-દર્શન સેંકડો રૂપીયા ખર્ચી, ખૂબ કષ્ટ વેઠીને થાય છે તે જ ભગવાન અમરનાથના બરફના લિંગનું પૂજન અને દર્શન ગીતા મંદિરમાં સં. ૨૦૧૦ના શ્રાવણ વદ અમાસ શનિવાર અને ભાદ્રપદ સુદ ૧ રવિવારે સવારે આઠથી સાંજના નવ સુધી થયું હતું.

સંતપુરુષો જે અનુભવ કરે છે તેનો લાભ જનતાને આપવાની તેમની ઇચ્છા હોય છે. પૂ. સ્વામીજી અમરનાથની યાત્રા માટે અગાઉથી અહીંથી રવાના થયા હતા અને કાશ્મીરમાં ત્યાંની ધાર્મિક જનતાના અત્યંત આગ્રહને લીધે લગભગ બે મહિના સુધી રોકાયા બાદ તેઓ કુદરતની ગોદમાં આવેલા, પહેલગાંવમાં પહોચ્યા. બીજી બાજુ અમદાવાદ ગીતા મંદિરમાંથી સ્વામી શિવાનંદજી મહારાજ મનવંતરિગુરૂ પોતાના સંઘ સહિત ત્યાં પહોંચી ગયા અને સૌ યાત્રિકો સ્વામીજીની સાથે ભગવાન અમરનાથની યાત્રાએ ગયા. ત્યાં ગયા બાદ પૂ. સ્વામીજીએ ભગવાન અમરનાથનું પૂજન કર્યા બાદ ત્યાં જ સંકલ્પ

કરેલો કે-મારે અમદાવાદની જનતાને ભગવાન અમરનાથનાં દર્શન કરાવવાં. પૂ. સ્વામીજીનો એ સંકલ્પ પ્રત્યક્ષ થતાં અમદાવાદની જનતા તેમ જ આજુબાજુનાં ગામડાંનાં હજારો માણસો ગીતા મંદિરમાં ઉમટયાં હતાં. હિમાલય પર્વત ઉપર ભગવાન અમરનાથનું જેવું દૃશ્ય છે તેવું જ પ્રત્યક્ષ દર્શન અહીંયાં ખડું કરવામાં આવ્યું હતું. આ આબેહૂબ કલાકૃતિનાં દર્શન કરીને સૌ જનો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હતા. ભગવાન અમરનાથનું બરફનું લિંગ એ સાચે જ, કોઈ અજાયબ કૃતિ હતી.

મહામંડલેશ્વર સ્વામીશ્રી ૧૦૮ કૃષ્ણાનંદજી મહારાજ અને મહામંડલેશ્વર સ્વામીશ્રી ૧૦૮ ભાગવતાનંદજીને હસ્ને તા. ૨૮ મી સવારે આવાહનવિધિ થઇ હતી તે પછી જાણીતા વેપારી શેઠશ્રી ભગવાનદાસ તેજાજી ખારાવાલા અને શ્રી જયંતિલાલ તેમજ લાલજીભાઇએ સહકુટુંબ ષોડશોપચાર વિધિથી પૂજન કર્યું હતું. આ પ્રસંગે સંત મહાત્માઓ હાજર રહ્યા હતા. અમદાવાદના પ્રખ્યાત કલાકારો શ્રી ઈચ્છાશંકર, અને શ્રી ગણેશલાલ ખલાસે રાતદિવસ રોકાઇને આ કાર્યની તડામાર તૈયારીઓ કરેલી; એ રીતે એમણે જનતાને પોતાની સુંદર કળાનો પરિચય કરાવ્યો હતો.

ભગવાન અમરનાથનાં દર્શનાર્થે અમદાવાદના હજારો માણસો ઉમટયાં હતાં. દર્શનાર્થે આવતી જનતા માટે સ્વયંસેવકો અને પોલીસોએ સારી વ્યવસ્થા કરી હતી.

લાગલગાટ, બે દિવસ પછી અમરનાથનાં દર્શન-સવારથી રાતના નવ સુધી ચાલુ હતાં. રવિવાર તા. ૨૯ મીએ મીલો બંધ હોવાથી મજુરભાઈઓ અને ગામડાંનાં સંખ્યાબંધ સ્ત્રી-પુરુષોના આગ્રહથી તે દિવસે દર્શનાર્થે હર્ષઘેલાં થઈ ગીતામંદિરમાં આવ્યાં હતાં. ભગવાન અમરનાથનું પ્રત્યક્ષ દર્શન કરીને સૌ માણસો આ ભવ્ય મૂર્તિના સર્જનને લીધે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં હતાં.

જનતાના કલ્યાણ માટે પૂ. સ્વામીજીએ આ એક અપૂર્વ મહાયજ્ઞ રચ્યો હતો. ભગવાન અમરનાથની આ અલૌકિક મૂર્તિનાં દર્શન કર્યાં બાદ અમદાવાદની ધાર્મિક જનતા આ ભારતના અદ્વિતીય સંસ્કૃતિ કેન્દ્ર અંગે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે ગુજરાતના પાટનગરમાં ગીતામંદિરની સ્થાપના બાદ અનેક પ્રકારનાં ધાર્મિક તેમજ કુદરતી દ્રશ્યોને જો મૂર્તિમંત દશામાં જોયાં હોય તો તેને માટે આ એક જ અદ્વિતીય સંસ્કૃતિ કેન્દ્ર છે.

## પ્રકરણ ૧૯

### જીવન-સુરભિ

અજ્ઞાનગ્રસ્ત જગતને જ્ઞાનપ્રકાશ દ્વારા સન્માર્ગે દોરવા માટે અને નીતિનો માર્ગ ચૂકેલાં વિમૂઢ માનવોને ઉન્નતિને માર્ગે લઇ જવા સમય પર મહાન વિભૂતિઓ સંસારમાં જન્મ ધારણ કરે છે. એમની અમીદૃષ્ટિથી વિશ્વનો ઉદ્ધાર થાય છે અને માનવોને પૂર્ણ આશ્વાસન મળે છે. જનતા સુખ, શાંતિ, કલ્યાણની જીવનગંગામાં ડુબકી મારી ધન્ય બને છે. એવા યુગવિધાતા પુરુષોમા જેની અમને પ્રાપ્તિ થઇ તે ઉભય મહાત્માઓની જન્મજયંતિ ઉજવવાનુ સૌભાગ્ય સને ૧૯૫૪ના ઓકટોબરના પ્રથમ સપ્તાહમાં અમને પ્રાપ્ત થયું હતું. એમાં પ્રથમ વિભૂતિ જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીની જયંતી તા. ૨-૧૦-૫૪ ને રોજ અને જગદ્ગુરુ મહાત્મા સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજની ૬૩મી જયંતી તા. ૪-૧૦-૫૪ને રોજ અત્યંત ઉલ્લાસથી ઉજવવામાં આવી હતી.

વર્તમાન યુગમાં જ્યારે ઘૃણા, દ્વેષ, પીડન એ સિદ્ધાંત બની ચૂક્યા હતા; દંભ, દર્પ, અભિમાન અને ક્રોધની આસુરી સંપત્તિનો સંચય એ જ જેમનું જીવન સર્વસ્વ હતું, એવા વિકટ કાળમાં કર્તવ્ય અને સંસ્કારનો

ઉદાર પાઠ ભણાવવાને માટે કોઈ સહૃદયી જનનાયક ગીતાજ્ઞાની ગુરુની પરમ આવશ્યકતા હતી. વિશ્વાત્માએ પ્રજાની પુકાર સાંભળી અને આ દેવદૂતોને લોકોદ્ધારને માટે મહાકાલના આ પુણ્ય પર્વમાં મોકલ્યા.

આ બંને મહાત્માઓમાં એકે જનતા–જનાર્દનની સેવામાં દધીચિ ઋષિની જેમ પોતાની જાતની આહુતિ આપીને અમરપદ પ્રાપ્ત કર્યું. જ્યારે બીજા વંદનીય મહાત્માઆને પરસ્પરના વિભેદ, સંકુચિતતા, સ્વાર્થ, વર્ગભેદને શાંત કરવાને માટે ગીતાના જ્ઞાની ગુરુ બનીને વેદિ પર ચૈતન્ય યજ્ઞપુરુષની જેમ શોભાયમાન થઈ જનતાને પાવનકારી બનાવી રહ્યા.

આ બંને મહાત્માઓની જીવન–સુરભિ આપણને સુદીર્ઘકાલ સુધી પ્રેરણા આપ્યા કરે એવી પ્રભુચરણોમાં અમારી હાર્દિક અભિલાષા અર્પણ કરીએ છીએ. વંદનીય મહાત્મા ગાંધીજી અને પરમ પૂજ્ય સ્વામીજીએ ભારતીય જનતા સમક્ષ ગીતાની જ્ઞાનગંગા વહેતી મૂકી છે તે માનવજાતિને પ્રેરણારૂપ બનો અને વિશ્વનાં ઝેરીલાં તત્ત્વો નાબુદ થઇ આ ભૂમિમાં એક દિવ્યપ્રેમનું વાતાવરણ પેદા થાઓ એ જ અમારી મનોકામના છે.

જે રાષ્ટ્રપિતાએ ગીતાને પોતાની જીવનનૌકા બનાવીને આ દેશમાં વિદેશી સરકારને દૂર કરી રાષ્ટ્રને મહાશક્તિશાળી બનાવ્યું તેમજ જે સંતપુરુષે એ ગીતાના ચૈતન્યપ્રવાહને વહેતો મૂકી ગીતાધર્મને યશસ્વી બનાવ્યો

તે બદલ આ પુણ્ય પ્રસંગે અમે આ બંને સંતોને લાખો વંદન કરીએ છીએ. બંને સંતોએ ગીતાજ્ઞાનગંગાને પવિત્ર પ્રવાહથી આ દેશના અજ્ઞાનાન્ધકારને વિલીન કર્યો છે અને રાષ્ટ્રને કર્મયોગનો જ્વલંત માર્ગ બતાવ્યો છે.



પ્રકરણ ૨

## રેલરાહત ફંડ

બંગાલ, બિહાર અને આસામના રેલસંકટગ્રસ્ત વિસ્તારની જનતાને રાહત આપવા માટે પરમ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજે માનવતાના આ પુણ્યકાર્યમાં ઉત્સાહભર્યો ફાળો નોંધાવવા મહાગુજરાતના આચાર્યો, મહંતો અને જનતા સમક્ષ જે નિવેદન કરેલું તેને સુંદર આવકાર મળ્યો હતો.

આ પ્રચંડ રેલને કારણે—સર્જાયેલી ભયંકર તારાજીથી નિરાધાર બનેલાં લાખો ભાઈબહેનો પ્રત્યે હમદર્દી દાખવવા હજારો કપડાં અને સુંદર ફાળો ગીતામંદિર તરફથી એકત્ર કરવામાં આવ્યો હતો.

આ રાહતફંડની વ્યવસ્થા કરવા માટે ગીતામંદિરના ટ્રસ્ટી અને વિક્રમ મીલના શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈ અને અમદાવાદ મ્યુ. કોર્પોરેશનના કોર્પોરેટર શ્રી જેસિંગભાઈ શનિવાર તા. ૧૮–૯–૫૪ના રોજ અહીંથી રવાના થયેલા. તેઓ બંગાલ, બિહાર અને આસામના રેલસંકટગ્રસ્ત વિસ્તારોનો પ્રવાસ કરીને ત્યાંની જનતાને યોગ્ય મદદ આપી હતી. શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈની આગેવાની નીચે આ સંકટગ્રસ્ત વિસ્તારોમાં ગીતામંદિર તરફથી પ્રશંસનીય કાર્ય થયું હતું. સ્વામીજીના આશીર્વાદથી તે વિભાગોમાં જે સુંદર કાર્ય થયું હતું તેની સર્વત્ર મુક્તકંઠે પ્રશંસા થઈ હતી.

ગીતામંદિર, ગુજરાત સમાચાર અને સંદેશ સંસ્થાઓ તરફથી બંગાલ, આસામ, બિહાર રેલસંકટ રાહત ફાળા અંગે ગીતાપ્રચાર મોટર શહેરના જુદા જુદા વિસ્તારોમાં ફરીને રાહતફાળો એકઠો કર્યો હતો. આ પુણ્યકાર્યમાં અમદાવાદ શહેરના નાગરિકો તેમજ સંખ્યાબંધ સ્વયંસેવક ભાઇ–બહેનોએ પોતાની સેવા આપી હતી.

—: ❀❀ :—



## પ્રકરણ ૨૨

## ભાઈ–બહેનની અમરજોડી

પોતાના જીવનમાં સમદષ્ટિ અને પરમ મંગલકારી પરમાત્માના સ્મરણ દ્વારા પરમ પૂજ્ય સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજનાં પરમ ભક્ત આ બન્ને ભાઇ–બહેન શ્રી માણેકલાલ મોતીલાલ કાયસ્થ અને જેકોરબાઇ નરોત્તમદાસ સાકરવાલા ધાર્મિક ક્ષેત્રમાં સાચા સંકલ્પને લીધે અનેકના હૃદયમાં બિરાજ્યાં છે. સ્વામીજીના આદેશને શિરે ચઢાવીને એમણે સમાજમાં પોતાના અનેક સાચા સંકલ્પોને મૂર્તિમંત સ્વરૂપ આપ્યું છે.

આ બન્ને ભાઇ બહેન સ્વામીજીની કથામાં નિયમિત આવતાં અને દિવસો જતાં એમની દષ્ટિ ખુલી ગઇ. એમના જીવનમાંથી અજ્ઞાનતાનાં તિમિર દૂર થતાં ધાર્મિક ભાવનાની સોનગંગા વહેતી મૂકવાની પ્રચંડ તાલાવેલી એમના જીવનમાં જાગી. જીવનમાં સેવેલા સદાચારના સંકલ્પોને જીવંત બનાવવા ભાઇ–બહેનની આ બેલડીએ કમર કસી અને અમદાવાદમાં તેમજ નર્મદા તીરે કર્નાળીના ગીતા મંદિરમાં એમણે પોતાના જીવનનો અમૂલ્ય ફાળો આપ્યો છે. અને હજી પણ તેઓ પોતાના સદાચારના એ વ્રતને નિશ્ચયબળથી વળગી રહીને ગીતા મંદિરની પ્રવૃત્તિને સક્રિય ફાળો આપી રહ્યાં છે. એમના અંતરમાં બિરાજેલો દેવ આજે એમના દ્વારા અનેક સુંદર કાર્યો કરાવી રહ્યો છે.

ભાઈ બહેનની અમર જોડી



શ્રી માણેકલાલ મોતીલાલ કાયસ્થ

અને

જેકોરભાઈ નરોત્તમદાસ સાકરવાળા

આજે એમના સદ્ધર્મની જ્યોત પ્રકાશી રહી છે. એ બન્ને ભાઇ-બહેનના હૃદયમાં નિર્મળતાનું ઝરણું અહર્નિશ વહી રહ્યું છે. સ્વામીજીની અસીમ કૃપાથી એમનું માનવ મંદિર સત્કર્મો દ્વારા ઝળહળી રહ્યું છે.

એમની ઉપર સ્વામીજીની અસીમ કૃપા હોવાને કારણે અમદાવાદ અને કર્નાળીના ગીતામંદિરની પ્રત્યેક પ્રવૃત્તિમાં એમનો પ્રાણ પૂરાઇ ગયો છે. એવા અનેક દિવસો આવે છે જ્યારે વિરામ લેવાનો જેમને સમય મળતો નથી. ગીતા-મંદિરનું જેકોરબાઇ ટાવર એ એમનું દેખીતું સર્જન છે; પરંતુ તે ઉપરાંત અનેક કાર્યોની સુવાસ એમણે પ્રસરાવી છે.

સ્વામીજીની કૃપાથી આજે એમના જીવનમાં અસીમ આનંદ છે. "ગીતાધર્મ"ની પ્રગતિમાં પણ એમનો ફાળો નોંધપાત્ર છે. ધન્ય છે ભાઇ-બહેનની આ અમર જોડીને!!!

—※—



## પ્રકરણ ૨૩

## પુણ્ય—સ્મૃતિ

ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર સ્વર્ગસ્થ શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ પરમ પૂજ્ય જગદ્ગુરુ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજના પ્રસંગમાં આવ્યા બાદ "ગીતાધર્મ" ક્ષેત્રમાં તેઓશ્રીએ અદ્વિતીય સ્થાન મેળવ્યું હતું; અને પોતાના જીવનની સુવાસથી એમણે અનેક સંતજનોનાં હૈયાંને જીતી લીધાં હતા. છેલ્લાં પંદર વરસથી તેઓ સ્વામીજીના નિકટમાં આવ્યા, ત્યારબાદ સ્વામીજીની અત્યંત આધ્યાત્મિક શક્તિથી રંગાતાં એમણે ગીતાધર્મ ક્ષેત્રમાં અમૂલ્ય ફાળો આપ્યો હતો.

મુંબઇના માધવબાગમાં મુંબઇની ભાવિક જનતાએ તા. ૧૦-૫-૫૩ને રોજ મહામંડલેશ્વર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજનું ભાવભીનું સ્વાગત કર્યું તે પ્રસંગે સાક્ષર સ્વ. શ્રી રમણલાલ દેસાઇએ નીચે મુજબ મનનીય શબ્દો ઉચ્ચારેલાઃ—

"મુંબઇની જનતા સ્વામીજીને માનપત્ર આપવા તૈયાર થઇ છે; પરંતુ એવા મહાન યોગી કે જેઓ માનઅપમાનથી પર છે; તેઓને માનઅપમાન તો હોય જ નહીં. તો પછી આપણે સંસારી જીવો સ્વામીજીને શું માન આપી શકવાના છીએ? જ્યારથી એમણે ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં, સંન્યાસ દિક્ષા લીધી ત્યારથી જ એમને તો માન મળી ચૂક્યું છે. એ સ્વામીજી કોણ છે? કોઇ તેઓશ્રીને જગદ્ગુરુ, કોઇ મહા-

મંડલેશ્વર, કોઇ સ્વામીશ્રી વિદ્યાનંદજી, તો કોઇ તેમને ગીતાવ્યાસ કહે છે. આપણે બધાએ તેમને શું કહેવું ?

"જગદ્ગુરુ કોને કહેવાય ? હું એમ કહીશ કે, જે પોતાનું જ્ઞાન સમસ્ત જગતમાં ફેલાવી શકે છે, તે જ જગદ્‌ગુરુ કહેવાય છે. ફક્ત ગુજરાતમાં જ નહીં; પરંતુ સારાયે ભારતમાં, બ્રહ્મદેશ, આફ્રિકા અને યુરોપમાં તેઓશ્રીએ હિંદી સંસ્કૃતિના પ્રતીકરૂપ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના મહાન જ્ઞાનને ઘેર ઘેર નહીં; પરંતુ હૃદય હૃદયમાં વસાવ્યુ છે.

"જે જગદ્‌ગુરુ હોય છે તે મહામંડલેશ્વર હોતા નથી. જે મહામંડલેશ્વર હોય છે તે જગદ્‌ગુરુ હોતા નથી. પરંતુ સ્વામીજી મહામંડલેશ્વર અને જગદ્‌ગુરુ બન્ને કહેવાય છે. એનું કારણ એ છે કે તેઓશ્રીએ અનેક પ્રેરણાત્મક અને પ્રગતિસૂચક મંડળો સ્થાપ્યાં છે. જેમકે-ભારત ધર્મ મહામંડળ, ગીતા મહિલા મંડળ, પરિમાજક મંડળ, ગીતાધર્મ મંડળ વગેરે. આ પ્રકારની પ્રેરણાત્મક પ્રવૃત્તિને લીધે તેઓશ્રી મહામંડલેશ્વર કહેવાય છે.

"તેમણે દૂર દૂરના દેશોમાં ફરીને ગીતાનો ઝંડો ફરકાવ્યો છે. તેમને સન્યાસની આ પ્રેરણા આપનાર ગીતામાતા પોતે જ છે. હું પોતે ઓછો ભાવિક માણસ તેઓશ્રીનો આ મોટી માનવમેદની સમક્ષ આભાર દર્શન કરું છું. સારુંયે વિશ્વ સ્વામીજીને ઓળખે છે. હિંદ તો શું પણ બીજા દેશોમાં પણ તેઓશ્રીની ખ્યાતિ કાંઇ ઓછી નથી.

"આ દેશની જનતાને એમણે ગીતાના જ્ઞાન રૂપી ભંડારમાંથી જ્ઞાનામૃત પીવડાવ્યુ છે. આખો દિવસ કામ કરીએ અને એકાદ કલાક સ્વામીજીના જ્ઞાનરૂપી સાગરમાં નહાવાનો પ્રયત્ન ન કરીએ તો આપણે કમનસીબ છીએ. જ્યારે તેઓશ્રીનુ

પ્રવચન શરુ થાય છે ત્યારે પવિત્રતાની લાગણી ફેલાઇ જાય છે. તેથી જગદ્ગુરુ પદ તેઓશ્રીને શોભે છે. પુરુષોત્તમ માસનાં ૨૬ લક્ષણો આપણે અપનાવીશું તો આપણું કલ્યાણ જરુર છે, અને આવાં લક્ષણો ધારણ કરીને વધારે નહીં તો ફક્ત દશ જ માણસો નીકળે તો આપણે તેઓશ્રીને માન આપવા માટે લાયકાત મેળવીએ. તેઓશ્રી જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં સર્વત્ર સાત્ત્વિકતા ફેલાઇ છે. આપણે એ જ્ઞાનના ભાગીદાર થયા છીએ તે આપણું અહોભાગ્ય છે."

સાક્ષરશ્રી દેસાઇના ઉપરોક્ત શબ્દો અત્યંત મનનીય છે. સ્વામીજીની તપઃશક્તિથી આકર્ષાઇને એમણે ખૂબ જ પરિશ્રમથી સ્વામીજીનું જીવન ચરિત્ર પોતાની લાક્ષણિક શૈલીમાં તૈયાર કર્યું છે.

આ પુસ્તકમાં સ્વામીજીની આધ્યાત્મિક શક્તિ અને સાક્ષરશ્રી રમણલાલ દેસાઇની તેજસ્વી કલમનો સુંદર સમન્વય સધાયો છે. જીવનચરિત્રમાં સ્વામીજીના જીવનમાં મંથન અનુભવતા અનેક પ્રસંગો સરળ અને રોચક શૈલીમાં ગુંથી લેવામાં આવ્યા છે. શ્રી રમણભાઇએ પોતાના છેલ્લા દિવસો સુધી સ્વામીજીના જીવનચરિત્રને મૂર્તિમંત સ્વરૂપ આપ્યું છે.

સ્વામીશ્રીનું જીવનચરિત્ર એ સુપ્રસિદ્ધ સાક્ષર સ્વ. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇની એક અંતિમ અને અમરકૃતિ છે.

હવે પછીની હકીકતોનું એકીકરણ કોઇ ભાવિ ચરિત્રકાર માટે રહેવા દઇ, હાલ સ્વામીજીના ઉન્નતપથગામી જીવનની જ્યોત આ રીતે અખંડ જલતી રહે અને બીજાઓના જીવન નૌકાઓના રાહની દિવાદાંડી બની રહે, એટલું પ્રાર્થી, આ લેખિનીને આપણે અહીંથી જ અટકાવીશું.

ગૌરીશંકર મા. જોષી